શ્રી

# કાઠિયાવાડની દંતકથાઓ.

( સચિત્ર વાર્તાસંગ્રહ )

સંપાદક:

ધીરસિંહ વ્હેરાભાઈ ગોહિલ.

રાજપૂત વિદ્યાલય, ભાવનગર.

પ્રકાશક:

તારાચંદ પોપટલાલ અડાલજા.

'વીરની વાતો' વિ. ના લેખક.

કોઠી પાસે, વડોદરા.

ખાસ એજન્ટસ:

આર. આર. શેઠની કું. બુકસેલર્સ.

કેશવબાગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

[ વિ. સં. ૧૯૮૫ ] પ્રથમાવૃત્તિ [ ઈ. સ. ૧૯૨૯

પ્રત ૧૧૦૦

*

**

મૂલ્ય રૂ. ૨-૦-૦

વિપત પડે ન વલખીએ, વલખે વિપત ન જાય;
વિપતે ઉદ્યમ કીજીએ, ઉદ્યમ વિપતને ખાય.

   

કબહુક હાથી હાથ, બાજતે નગારે સાથ,
કબહુક પાંવ પ્યાદા, શિર બોજ સહીએ;
કબહુક ઘેબર ખિચરીનાં ભોજન ભાત,
કબહુક મુઠીભર ચુનગા ના લહીએ;
કબહુક આપ હાર, ભીર ભઈ ખાખારનકી,
કબહુક [illegible] રહીએ;
હારીએ ન હિંમત, વીસારીએ ન હરનામ,
જાહી બીધી રાખે રામ, તાહી બિધ રહીએ.

અમદાવાદ—શ્રી 'ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે
રા. રા. ડી. પી. અડાલજા માટે છાપ્યું. તા. ૧-૧૦-૨૯.

પ્રકાશકનું

# નિવેદન.



લાખ લાખ રૂપિયા આપીને એકાદ વચનામૃત કે એકાદ અનુભવસિદ્ધ સુત્ર ખરીદનારા અને તેની કસોટી કરી જોનારા રાજા કે લક્ષાધિપતીની વાત સાંભળતાં એ જમાનાની ગુણગ્રાહકતા ઉપર, તેમજ મિત્રતાને ખાતર પોતાનું જીવન સર્વસ્વ અર્પણ કરી દેનારા સન્મિત્રો, પારકાના દુઃખો દૂર કરવા માટે વિપત્તી વેઠનારા વીરનરો, માતપિતાની આજ્ઞાનું પરિપાલન કરવા માટે કષ્ટ સહન કરનારા સુપુત્રો, એક બીજાના પ્રેમને ખાતર મરી ફીટનાર દંપતી અને માનવજીવનની સફળતા માટે સાહસ ખેડનારા સાહસિકોની વાતો સાંભળતાં તેઓની અદ્દભૂત કર્તવ્યપરાયણતા ઉપર મુગ્ધ બની જવાય છે, અને આપણા મુખમાંથી ધન્યવાદના ઉદ્દગારો નીકળી જાય છે.

આવી વાતોનો ઉદ્દેશ ગમ્મત સાથે જ્ઞાન આપવાનો હોય છે. અમુક આકર્ષક પ્રસંગો લઈને—અદ્દભૂત રસની જમાવટ કરીને એકાદ અણમુલા ઉપદેશને તેમાં એવી રીતે ગુંથી લેવામાં આવે છે કે સાંભળનારની જીજ્ઞાસા છેવટ સુધી જળવાઈ રહે અને સારરૂપે નીકળતો ઉપદેશ તેના અંતરમાં સ્થાયી કોતરાઇ જાય.

કાઠિયાવાડના કંઠસ્થ સાહિત્યમાં આવી વાતોનો ભંડાર ભરેલો છે. માત્ર ભાટચારણો અને વૃદ્ધ વાર્તારસિકોના અંતરમાં પુરાઇ રહેલા એ ખજાનાને ખોળી ખોળીને બહાર કાઢનાર અને જનતાને એનો લાભ આપવા સારૂ તેનો સંગ્રહ કરનાર સંગ્રાહકોની જરૂર છે.

રાજપૂત વિદ્યાલયવાળા શ્રી. ધીરસિંહ વહેરાભાઇ ગોહિલ આવા એક ઉત્સાહી સંગ્રાહક છે. કાઠિયાવાડી સાહિત્ય પ્રત્યે એમને માન અને મમતા છે, આજ સુધીમાં એમણે એ સાહિત્ય ખૂબ ખેડયું છે અને કાઠિયાવાડની પ્રેમકથાઓ, કાઠિયાવાડની ઐતિહાસિક કથાઓ,

સતિ ઉજળી અને મેહ જેઠવો, કપુરી અને કારાયલ, વિગેરે પુસ્તકો પ્રગટ કરીને સાહિત્યની સુંદર સેવા બજાવી છે. કાઠિયાવાડી સાહિત્ય-સેવકોમાં શ્રી. ગોહિલનું નામ જાણીતું છે.

કાઠિયાવાડની દંતકથાઓ એટલે કાઠિયાવાડમાંજ બનેલી વાતો એમ નહિં પરંતુ કાઠિયાવાડમાં પ્રચલિત દંતકથાઓ. શ્રી. ગોહિલે આવી દંતકથાઓનો સુંદર સંગ્રહ એકત્ર કર્યો છે.

શ્રી. રાયચુરાના સુપ્રસિદ્ધ માસિક-'શારદા'માં પ્રગટ થયેલી શ્રી. ગોહિલની કાઠિયાવાડની દંતકથાઓએ સારી લોકપ્રિયતા મેળવી છે. આવું સાહિત્ય પુસ્તકરૂપે સચવાઈ રહે એવી શ્રી. ગોહિલની ખાસ ઇચ્છાના પરિણામે આ પુસ્તક પ્રગટ થાય છે.

'શારદા'માં પ્રગટ થયેલી વાતો ઉપરાંત **૧૦ તદ્દન નવી અપ્રગટ રસભરી દંતકથાઓ આ પુસ્તમાં આપવામાં આવી છે,** અને વાર્તાઓના પ્રસંગોને અનુકુળ **ખાસ ચિત્રો દોરાવીને** તેની આકર્ષણતામાં ઉમેરો કરવામાં આવ્યો છે.

અમારા સ્નેહી ચિત્રકારો શ્રી. રવિશંકર પંડિત, છોટાલાલ જોશી, 'કલાબ્ધિ', અને કૃષ્ણલાલ ભટ્ટ એમણે આ પુસ્તક માટે ભાવ-પૂર્વક ચિત્રકળાની સુંદર સામગ્રી તૈયાર કરી આપી તે માટે તેમનો આભાર માનીએ છીએ.

અમારા સુજ્ઞ વાંચકબંધુઓ તરફથી આ પુસ્તકનો સારો સત્કાર થશે તો વિવિધતાભરી તેવી વધુ દંતકથાઓનો સંગ્રહ–'કાઠિયાવાડની દંતકથાઓ–ભાગ બીજો' તેમના ચરણે ધરવા અમે પ્રયાસ કરીશું. પ્રભુ એ સમય સત્વર લાવે!

| | |
|---|---|
| વિજયા દશમી<br>વિ. સં. ૧૯૮૫.<br>**વડોદરા.** | **તા. પો. અડાલજા,**<br>'વીરની વાતો'ના લેખક. |



## સંપાદકની

# પ્રસ્તાવના.

દંતકથાઓ એટલે માત્ર કલ્પનાઓનો ભંડાર કે ગામગપાટા નહિ, પરંતુ નીતિ, ધર્મ, કર્તવ્ય, સત્ય, એકનિષ્ઠા આદિ સદ્ગુણોથી ઓતપ્રોત બનેલી અણમોલી કથાઓ.

આ કથાઓની ઉત્પત્તિ જે કાળમાં છાપકામની કળા હસ્તીમાં આવી ન્હોતી તેમજ લેખનકળાનો સંપૂર્ણ વિકાસ થયો ન્હોતો તે કાળથી થઇ હશે એવી સામાન્ય માન્યતા છે. એ સમયના કવિઓ, લેખકો કે વાર્તાકારો પોતાની કૃતિ મોઢેથીજ બીજાઓને સંભળાવતા, બીજાને મોઢેથી એ વસ્તુ ત્રીજાને કાને પડતી અને એમ ઉત્તરોત્તર કર્ણોપકર્ણ એ વાત દેશભરમાં પ્રસરતી અને અમર બનતી.

આમ એક પાસેથી બીજા પાસે અને ત્યાંથી ત્રીજા પાસે અમુક વાત જતાં તેમાં કેટલોક ફેરફાર થઈ જવા પામતો. કથાની વસ્તુમાં તેમજ વર્ણનમાં મનસ્વી તરંગો ઉમેરાતા, અને કેટલાક રસિયાએ તેમાં મનમાન્યા રસની જમાવટ કરીને કથાને વધુ રૂચીકર બનાવવાનો પ્રયાસ કરતા. પરિણામે સત્ય ઘટનામાં વિવિધ વસ્તુઓનું સંમિશ્રણ થવા પામ્યું અને દંતકથાઓમાં અનેક રસના રંગો પુરાયા.

આવી દંતકથાઓ જે જે જમાનામાંથી પસાર થતી ગઇ તે તે જમાનાનો દેશાચાલ, રીતરીવાજ, રહેણી કરણી, કાર્યપદ્ધતિ, વગેરે તેમાં દાખલ થતા ગયા અને અણીશુદ્ધ સત્ય ઘટનાની વાર્તાને બદલે કલ્પનામિશ્રિત દંતકથાઓ પ્રચલિત થતી ગઇ.

પરંતુ આવી દંતકથાઓમાં એક ખાસ ખુબી એ રહેતી કે વાર્તાની વસ્તુ સાથે ધર્મ, નીતિ, કર્તવ્ય, ઇત્યાદિ ગુંથી લઇને માનવજીવનને માર્ગદર્શક ઉપયોગી તત્વો પુરાં પાડવામાં આવતાં.

રાજાની પ્રજા પ્રત્યે મમતા, પ્રજાની વફાદારી, માબાપ પ્રત્યે પુત્રોનો ધર્મ, પતિપત્નીનો અન્યોન્ય પ્રેમ, યુવાનોના શૌર્ય ભર્યાં સાહસો, પરમાર્થ, સતીત્વ, આદર્શમય જીવન, વાણિજ્ય, હુન્નર ઉદ્યોગ, કળાકૌશલ્ય અને એવી અનેક અણમોલી જીવનવ્યવહારની વસ્તુઓનું દિગ્દર્શન આવી દંતકથાઓમાં કરાવવામાં આવતું અને એ રીતે જનસમાજને ગમ્મત સાથે જ્ઞાન આપવાનો પ્રયાસ થતો.

આવી કથાઓમાંથી કેટલાક જાણવા જેવા ઉપયોગી તત્વો પ્રાપ્ત થાય છે. દાખલા તરીકે જાવાબંદરની ખેપ કરનાર વણિકની કથા વાંચીયે ત્યારે આપણને એ વખતના વહાણવટાનો અને પરદેશ સાથે ચાલતા વેપારનો ખ્યાલ આવે છે. સમુદ્ર યાત્રા અને પરદેશ પર્યટન એ સમયમાં પણ પ્રચલીત હતાં અને યુવાનો સાહસ ખેડીને પરદેશથી પુષ્કળ દ્રવ્ય ઘસડી લાવતા. ભારતવર્ષને જાવા, સુમાત્રા, સિંહલદ્વિપ, રોમ આદિ પ્રદેશ સાથે વ્યવહાર હતો એમ એ કથાઓ ઉપરથી જણાઈ આવે છે. દંતકથાઓમાં આવતી ઉડણ પાવડી, લાકડાનો ઘોડો, ઉડણ ખાટલી વિગેરે વસ્તુઓ એમ સિદ્ધ કરે છે કે આગળના જમાનામાં પણ હાલના એરોપ્લેન કે બલુનની માફક આકાશગામી થવાના સાધનો હતાં—જોકે તેની રચના, રૂપરંગ અને કાર્યપદ્ધતિમાં ફેરફાર હશે. એ જમાનામાં પશુ પક્ષીઓની ભાષા સમજવી અને તેમની મારફત ધાર્યું કામ લેવું એ તે સમયના મનુષ્યોનું બુદ્ધિબળ બતાવે છે. આમ દંતકથાઓ મનોરંજનની સાથે ઉપયોગી માહિતિ પણ પુરી પાડે છે.

સાહિત્યના અણમોલા અંગ સમી આવી સંખ્યાબંધ દંતકથાઓ કાઠિયાવાડમાં પ્રચલિત છે. એ કહેનારમાં જેટલી કહેવાની કળા તેટલી તે સાંભળનારને પ્રિય થઈ પડે છે. ભાટ, ચારણ અને બીજા વાર્તા કહેવાવાળાઓ પાસેથી ડાયરામાં કે અન્ય સ્થળે જેમ જેમ આવી દંતકથાઓ સાંભળવામાં આવી તેમ તેમ મેં તેનો સંગ્રહ કરીને જનસમાજને તેનો લાભ આપવા માટે 'શારદા' માસિકમાં એ પ્રગટ

કરવા માંડી. આવી કથાઓ પુસ્તક રૂપે જળવાઈ રહે એવી અનેક વાંચકોની ઈચ્છા જણાતાં કેટલીક વધુ દંતકથાઓ મેં લખી નાખી અને તેનો સંગ્રહ પુસ્તક રૂપે બહાર પડે તેવી તજવીજ કરવાની પ્રવૃત્તિ આદરી.

'વીરની વાતો' નાં લેખક તરીકે પ્રસિદ્ધ થયેલા મારા પ્રિય મિત્ર શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજાએ મારી માગણી સ્વીકારીને "કાઠિયાવાડની દંતકથાઓ" નું આ પુસ્તક પ્રગટ કરીને મને આભારી બનાવ્યો છે. આવી બીજી અનેક દંતકથાઓનો મેં સંગ્રહ કર્યો છે અને વાંચકોની ઈચ્છા હશે તો કાઠિયાવાડની દંતકથાઓનો ભાગ બીજો આથી પણ વધુ રસભરી વાર્તાઓ સાથે રજુ કરવામાં આવશે. અમારા મિત્ર શ્રી. તારાચંદ્ર પો. અડાલજા જેવી રીતે આ પ્રથમ ભાગ બહાર પાડી મને આભારી બનાવ્યો છે તેવીજ રીતે 'કાઠિયાવાડની દંતકથાઓ' ના હવે પછીના ભાગો પણ પ્રગટ કરીને પોતાનો ઋણી બનાવશે એવી આશા છે.

બીજા ભાગમાં દેવકન્યાઓની, ભૂતલોકની, ધુતારાઓની અને બીજી સાહસ અને શૌર્યની એવી તો રસભરી કથાઓ આવશે કે તે વાંચકોને આશ્ચર્ય, આનંદ, અને અદ્‌ભૂત રસમાં તરબોળ બનાવશે.

રાજપૂત વિદ્યાલય,
**ભાવનગર.**
તા. ૭-૧૦-૨૯

ભવદિય,

**ધીરસિંહ વ્હેરાભાઈ ગોહિલ.**

# અનુક્રમણિકા.

## ચિત્રદર્શન:

પૃષ્ઠ.



### ચિત્રકારો:—

તૈયાર છે !

## અતિ લોકપ્રિય




## ઉત્તમ અભિપ્રાયો

જુઓ સામે ☞

## 'વીરની વાતો'ને સૌ કોઈ સત્કારે છેઃ—

ગુજરાતી વાર્તા સાહિત્યમાં ભાઈ અડાલજાનું સ્થાન ઉંચું છે. માસિકોમાં આવતી તેમની છૂટક વાતો તેમજ તેમનાં વિવિધ પુસ્તકો આ વાતની સાક્ષી પૂરે છે. તેમની ભાષા અને શૈલી સરળ અને લોકભોગ્ય છે. આ પુસ્તકની પહેલી આવૃત્તિની સમાલોચના અમે કરી હતી. પુસ્તકની લોકપ્રિયતા એટલે તેની બીજી આવૃત્તિ. તલવારના ખડખડાટને સચોટ રીતે કલમમાં ઉતારનાર આ ભાઈ સાહિત્યક્ષેત્રમાં ભાગ્યેજ કોઈથી અજાણ હશે. કાઠિયાવાડ એ વીરોની ભૂમિ છે, ત્યાંના પરાક્રમોને તાજા કરવા એટલે આવતી કાલની પ્રજાને તૈયાર કરવી. લેખકનો આ આશય ખૂબ પ્રસંશાને પાત્ર છે. તેમની પાસે આવો સંગ્રહ અખૂટ છે, તેનો લાભ પ્રજાને મળે એ જોવા અમે આતુર છીએ.

**શારદા-દીવાળીનો ખાસ અંક-૧૯૮૫**

સુંદર, સંસ્કારી અને સરળ ભાષા-ભાવમય વસ્તુ ગુંથવાની કળા-અનેક રસથી ભરપુર હોવા છતાં તદ્દન નિર્દોષ-સ્ત્રીઓ તેમજ બાળકોના હાથમાં વિના સંકોચે મુકી શકાય તેવું-દરેક લાયબ્રેરી અને ઘરની શોભા સમાન. **—સાહિત્ય.**

હૃદયંગમ તેજભર્યો વાર્તાસંગ્રહ. ચિત્રોનું ભાવદર્શન સચોટ. છપાઈ સર્વાંગ સુંદર. બાંધણી સરસ. **—કર્મભૂમિ.**

વાતોની વસ્તુ અને આલેખન રસભર તેમજ આકર્ષક છે અને તેનો પ્રવાહ અસ્ખલિત વહે છે. આવો સંગ્રહ દરેક ગ્રહમાં હોંશથી વંચાય એમાં શું આશ્ચર્ય ? **—ગુજરાતી.**

આવો સુંદર ચિત્રોથી ભરપુર ઐતિહાસિક વાર્તાસંગ્રહ આ પ્રથમજ છે એમ કહી શકાય. **—નવચેતન.**

છટાદાર વીરરસભરી વાણીમાં વાર્તાઓ લખી છે. **—બાલજીવન.**

બધી વાર્તાઓ એક એક કરતાં વધુ સુંદર છે. **—હિંદુસ્તાન.**

આ સંગ્રહ ગુજરાત જરૂર વધાવી લેશે. **—પ્રજામિત્ર.**

સત્વર બહાર પડશે !

'વીરની વાતો'ના લેખક ટી. પી. અડાલજાની લખેલી

# વીરાંગનાની વાતો



'વીરની વાતો' જેવીજ

લખોઃ-ટી. પી. અડાલજા, કોઠી પાસે, વડોદરા.

---

છપાય છે ! છપાય છે ! !

રસમય ઐતિહાસિક નવલકથા

સચિત્ર ! **પ્રેમ-પ્રભાવ.** સચિત્ર !

વીર શ્રૃંગાર હાસ્ય અને કરૂણરસથી છલકાતી અતિ આકર્ષક નવલકથા.

શ્રીમાન પુરૂષોત્તમ અને શ્રી. કલાબ્ધિના મનોહર સુંદર ત્રિરંગી અને રંગબેરંગી ચિત્રો સાથે.

લખોઃ-**ટી. પી. અડાલજા,** કોઠી પાસે, વડોદરા.



# સાડાત્રણ ભાઇબંધો.

કનકાવટી નગરીમાં સાડાત્રણ ભાઈબંધો રહેતા હતા. એક નગરશેઠ, બીજો હજાર ઘોડાનો જમાદાર પઠાણ, ત્રિજો વણઝારો, અને અડધો ભાઇબંધ કોળી. સાડાત્રણે ભાઈબંધોના શરીર જુદાં અને આત્મા એક હોય તેમ રહેતા. રાત્રે બધા ભેગા થતા અને આનંદ કરતા.

એક દિવસ રાજાને ત્યાં કુંવર અવતર્યા તેની વધાઇ વાગી. નગરશેઠ ઉપર રાજાની મહેરબાની હતી તેથી આજે નગરશેઠનો આનંદ માતો નહોતો, રાજાને ઘેરે કુંવર આવે તો નજરાણામાં નવી ચીજ આપવી તેમ ધારેલું, અને ઝીંકુ રતન મેળવી લીધેલું. ઝીંકુ રતન જ્યાં હોય ત્યાં વગરદીવે અજવાળું થાય, અને તેની કિંમત પચાસ કરોડ–

પૃથ્વી સાડા ત્રણ દિવસ જમે એટલી! આવું મૂલ્યવાન રતન નજરાણામાં આપવા કાઢ્યું, કાગળનું પડીકું વાળીને ગાદી હેઠે મુક્યું, કચેરીનો વખત થાય તો જલદી કચેરીમાં જવા નગરશેઠ ઉતાવળા થયા. પહેલી નોબત થઈ, બીજી થઇ, એટલે તો નગરશેઠ બહુજ ઉતાવળા થવા લાગ્યા. ત્રિજી નોબતની રાહ જોવા લાગ્યા.

જે ગાદી નીચે પોતે જીંકુ રતનનું પડીકું મુક્યું હતું તે ઠેકાણે છોકરાંઓએ રમતમાં કાગળના નાના નાના ટુકડા કરી પડીકું વાળી ગાદી હેઠ મુક્યું હતું. જેવી ત્રીજી નોબત થઈ કે તુરત ઉતાવળા થએલા નગરશેઠે ગાદી નીચેથી પડીકું લીધું. તેને એમ થયું કે જીંકુ રતનવાળુંજ પડીકું છે, પણ છોકરાઓએ રમતમાં મુકેલું પડીકું હાથમાં આવ્યું. તે ઉતાવળમાં લઈ કચેરીમાં ગયા.

હેકડાઠઠ્ઠ દરબાર ભરાયો છે, મલ્લ ગડદે આવ્યા છે, પાતરોવાળા ઠમકારા* થઇ રહ્યા છે, દોકડ માથે થપાટો પડી રહી છે. છડીદારો નેકી પોકારી રહ્યા છે. રેડીયા કસુંબા નિકળી રહ્યા છે. કવિઓ કવિતા લલકારી રહ્યા છે. હાકબા–પડકારા કરી એકબીજાને કસુંબા પાઇ રહ્યા છે. ઠેહરે ઠેહરે સામંતો, ગામના આગેવાનો વગેરે આવવા લાગ્યા છે. બધા નીચા નમી સલામો કરી પોતાની બેઠક ઉપર બેસે છે.

નગરશેઠે પણ કસબી કોરનું ધોતીયું પહેર્યું છે, ખભે રૂપીઆ પાનસેં હકનો દુપટ્ટો નાખ્યો છે, માથે પેઠની પાઘડી મુકી છે, હર્ષમાં ગાંડા–ઘેલા બન્યા છે. શેઠ કચેરીમાં આવ્યા. છડીદારે છડી પોકારી “નજર રખીએ મહેરબાન નગરશેઠની સલામપર!” આ વખતે નગર-

---

* પાતર–ગુણિકા–નાયકા. કચેરી વખતે પગે ઘુઘરા બાંધીને નાયકા નાચે છે તેનો અવાજ ઠમકારાનો થાય છે. પાતરોવાળા ઠમકારા એટલે નાયકાનો નાચ.



નગરશેઠે પડીકું હોંસપૂર્વક રાજા સામે ધર્યું. [પૃ. ૮

શેઠે ઝુકીને સલામ કરી. રાજાએ હસીને સલામ લીધી. નગરશેઠ પોતાની બેઠકે બેઠા.

નગરશેઠ તો ઉંચા નીચા થવા લાગ્યા કે ક્યારે નજરાણા થાય અને જીંડુ રતન આપું. જીંડુ રતનથી રાજા રાજી થશે અને મોટું ઇનામ આપશે. મારી ઈજ્જત વધારશે. આવા વિચારમાં નગરશેઠ હવાઇ કિલ્લા બાંધતા હતા ત્યાં નજરાણાં થવા લાગ્યા. એક પછી એક નજરાણા આવવા લાગ્યા તે કચેરીમાં જાહેર થવા લાગ્યા. હવે નગરશેઠનો વારો આવ્યો. ઉતાવળા ઉતાવળા **નગરશેઠ ઉભા થયા, હાથમાં પડીકું રાખીને લડફડ લડફડ રાજા પાસે આવ્યા અને પડીકું હોંસપૂર્વક સામે ધર્યું.*** પાસે ઉભેલાએ પડીકું લઈ ઉખેડયું તો કાગળના કટકા નીકળ્યા. કચેરીમાં કટકા જાહેર થયા! કચેરી બધી થંભી ગઈ. નગરશેઠ તો વાઢ્યા હોય તો લોહી પણ ન નીકળે તેવા કાળાઠણક જેવા થઇ ગયા!

નગરશેઠના દુશ્મનો હતા તેણે રાજાને કહ્યું કે નગરશેઠે તમારી ઠેકડી કરી. રાજાને પણ રીસ ચડી એટલે હુકમ કર્યો કે નગરશેઠને કેદખાનામાં લઇ જાઓ અને કાલે સવારે શૂળીએ ચડાવજો.

નગરશેઠના ધ્રણેધ્રણ મરી ગયા. કેડીયાના ડોરણા તુટી ગયા. જીભ તાળવા હારે ચોંટી ગઇ, પગમાં લખલખાટ થવા લાગ્યો, અને બેપટ ઉડી ગઈ. ધ્રુજવા લાગ્યા પણ કરે શું? નગરશેઠને કેદખાનામાં લઇ જઈ બેસાર્યા.

રાત્રે ભાઇબંધો ભેગા થયા. નગરશેઠને સવારે શૂળીએ દેશે. આપણે શું કરીશું? આવી રીતે વિચાર કરી અફસોસ કરીને જુદા પડયા અને સવારે શૂળી પાસે જવાનો નિર્ણય કર્યો.

---

* જુઓ ચિત્ર.

સવાર પડયું એટલે નગરશેઠને શૂળીએ દે છે તેવી વાત ઘેર ઘેર થવા માંડી. બધા માણસો શૂળી જોવા એકઠા થયા. રાજા પણ તૈયાર થઇ આવ્યા. નગરશેઠને પાંચમોડીએ× બાંધી શૂળી પાસે ઉભા રાખ્યા. રાજાએ નગરશેઠને પુછયું કે તમારે કોઇને મળવું છે? ત્યારે નગરશેઠે કીધું કે મારા ભાઈબંધ છે તેને મળવું છે. તમારા કોણ કોણ ભાઈબંધ છે? આમ રાજાએ પુછયું ત્યારે નગરશેઠ કહે: આ તમારા હજાર ઘોડાના જમાદાર છે તે, ઓલ્યો રહ્યો તે વણઝારો, અને સામેના નાના નાળામાં તીર તાણીને ગડકલો વળીને પડયો છે તે કોળી મારો અડધો ભાઈબંધ છે.

રાજાએ આસપાસ જોયું તો હજાર ઘોડા લઈ હથિયારબંધ જમાદારને જોયા, માલ મિલ્કત ભરેલી પોઠો લઈ વણઝારાને જોયો, અને દૂર નાળામાં તીર તાણી પડેલા ચીથરેહાલ કોળીને જોયો.

રાજાએ વણઝારાને બોલાવી કહ્યું કે આ બધી માલ મિલ્કત લઈ પોઠો ભરીને અહીં કેમ આવ્યા છો? ત્યારે વણઝારાએ કહ્યું કે, આ બધી માલ મિલ્કત અને પોઠોના બદલામાં મારા ભાઇબંધને જીવતદાન આપો તે માટે બધું લાવ્યો છું. રાજા કહે તમે બધું આપી દેશો તો ખાશો શું? તમારા પાસે ફુટી બદામ પણ રહેતી નથી. વણઝારો કહે કે રાજા સાહેબ! પૈસો મળશે, બાઇડી મળશે, છોકરા મળશે પણ આવો ભાઇબંધ નહિ મળે. તેથી આ બધું કુરબાન કરવા તૈયાર છું.

---

× દોરડાનો ગાળીઓ કાંખ પાસેની ભૂજાએ અને બીજો ગાળીઓ કોણીથી જરા ઉંચે બાંધે. આવી રીતે બંને ભૂજાઓએ ચાર અને એક ગાળીઓ ગળામાં: આમ પાંચ ઠેકાણે ગુન્હેગારને બાંધે તેને પાંચમોડીએ બાંધ્યા કહે છે.

રાજાએ જમાદારને બોલાવીને કહ્યું કે તમે મારા હુકમ વિના આ બધા લશ્કેરીઓને શા માટે અહીં લાવ્યા છો? જમાદાર કહે કે, મારો ભાઇબંધ શૂળીએ ચડે તો પછી મારે જીવીને શું કરવું? અમારે અહીંજ મરી મટવું તેથી લશ્કર લાવ્યો છું. પછી નાળામાં પડેલા કોળીને બોલાવ્યો અને પુછયું કે તું નાળામાં તીર ચડાવીને પડયો હતો શા માટે? કોળી કહે કે મારા પાસે પૈસો નથી કે પૈસો આપીને ભાઇબંધને બચાવું. તેમ લશ્કર નથી. પણ તીર મારવાની કળા સારી જાણું છું, તેથી મારા ભાઇબંધને શૂળીએ ચડાવવાનો અત્યારે જે હુકમ કરે તેને તીરથી વિંધી નાખીને પછી મરવું એવો ઇરાદો રાખીને દૂર જઇને કોઈ ન ભાળે તેમ નાળામાં પડયો હતો. કારણ કે એક ભાઇબંધ શૂળીએ ચડે અને અમે બીજા જીવીએ તેમ બને નહિ. વણઝારાએ બધું આપી દેવાનું કર્યું અને તેથી ન છુટે તો આપઘાત કરવો તેમ તેણે નક્કી કર્યું. જમાદારે લડી પ્રાણ તજવા, અને મારે તો હુકમ કરનારને તીર મારવો. હુકમ કરનાર મરે એટલે મને પણ મારા ભાઇબંધ સાથે શૂળીએ ચડાવો તેથી આ કામ મેં પસંદ કર્યું છે.

આવી રીતે ભાઈબંધોનો પ્રેમ જોઈ રાજાને આશ્ચર્ય લાગ્યું. નગરશેઠે પ્રથમ પોતાના ઘણાં કામ કર્યાં હતાં તે યાદ આવ્યાં. પછી નગરશેઠને પોતાના પાસે બોલાવી પુછવા લાગ્યા કે "નગરશેઠ! તમે હાથે કરીને શૂળી વ્હોરી લીધી છે. બીજા કોઇની નહિ ને મારી જ ભર કંચેરીમાં ઠેકડી કરી? તમને કાંઈ પણ સુજ્યું નહિં?"

નગરશેઠ ગળગળા થઇ કહેવા લાગ્યા કે મેં ઠેકડી કરી નથી પણ મારા નશીબનો જ વાંક છે. આપને નજરાણા માટે તો સાડા-ત્રણ દી પૃથ્વી જમે તેવું જીંકુ રતન તૈયાર કરીને ગાદી હેઠ પડી-કામાં મુકયું છે. પણ વિધાતા અવળી થઇ છે, તેથી રતનના પડીકાને બદલે બીજું પડીકું આવ્યું. આ પડીકું છોકરાઓએ રમતમાં ગાદી હેઠ મુકેલું. ઉતાવળમાં કયું પડીકું લઉં છું તે ખબર ન રહી. આપ

તપાસ કરાવશો તો ગાદી હેઠથી જીંકુ રતન વાળું પડીકું મળશે. રાજાએ માણસ મોકલી તપાસ કરાવી તો ગાદી હેઠથી પડીકું મળી આવ્યું. તેના ઉપર લખ્યું હતું કે 'નગરશેઠ તરફથી નજરાણો.' એમ લખ્યું હતું. તે જોઇ રાજાને સાચું લાગ્યું એટલે નગરશેઠને છોડી મુકવાનો હુકમ કર્યો.

નગરશેઠ જેવા છુટયા કે તરતજ તેના ભાઇબંધો ભેટી પડયા, અને હર્ષના આંસુ છુટયાં. આવો પ્રેમ જોઇ રાજા બોલ્યા કે તમે સાડાત્રણ ભાઇબંધ છો એમ મને પણ તમારો ભાઇબંધ બનાવો. સાડાત્રણને બદલે સાડાચાર ભાઇબંધો થઇએ. ભાઇબંધોએ કહ્યું કે તમારૂં કામ નહિ. તમારાથી ભાઇબંધી રાખી શકાશે નહિ. આમ ઘણું કહ્યું છતાં માન્યા નહિ એટલે ભાઇબંધી બાંધી.

એક દિવસ બધા ભાઇબંધો નહાવા ગયા. રાજા પણ સાથેજ હતા. થોડીવાર નાહીને કોળી સૌની પહેલો બહાર નિકળ્યો. તેનું શરીર કચરાવાળું થયું હતું. બહાર નીકળીને રાજાના ઝરીઆની લુગડાં પડયાં હતાં તે પહેરવા લાગ્યો. રાજાની નજર કોળી ઉપર પડી. એક તો જાતનો કોળી, તેમાં કચરાવાળા શરીરનો, અને તે પોતાના પહેરવાના ઉમદા કપડાં પહેરવા લાગ્યો. આ જોઇ રાજાને ક્રોધ ચઢયો અને બહાર નીકળી કોળીને ધમકાવવા લાગ્યો. આ જોઇ બીજા ભાઇબંધો પણ બહાર આવ્યા અને રાજાને વિંટળાઇ વળ્યા. પછી કહેવા લાગ્યા કે અમોએ પ્રથમજ કહ્યું હતું કે તમે અમારા ભાઇબંધ થઇ શકો નહિ. કારણ કે ભાઇબંધ કરતાં આ કપડાં તમને વધારે થયાં. બીજું તો શું પણ ભાઇબંધ કરતાં પ્રાણ પણ વ્હાલો હોય નહિ. જ્યાં ભાઇબંધ પ્રત્યે પ્રેમ હોય ત્યાં ભિન્નતા શી રીતે રહી શકે ? આ સાંભળી રાજા જંખવાણા પડયા.

બધા આ વખતે ભુખ્યા થયા હતા. કોળીનું છાપરૂં નજીક હતું તેથી કોળીને ઘેર ગયા. કોળી ગરીબ સ્થિતિનો હતો. ખાવા કાંઇ હતું નહિ, તેથી ખાવા શું આપવું ? તે ચિંતા થઇ. ખાવાના થોડા ઠામ હતા તે વેચીને ખાવાનું આણ્યું. કોળીની સ્ત્રી બડબડવા લાગી તેથી મા બ્હેન કહીને તુરત કાઢી મુકી. રાજા કહે કે કેવો મુર્ખ ! બિચારી સ્ત્રીએ સારૂં કહ્યું તેમાં કાઢી મુકીને ઘર ભાગ્યું. કોળી કહે કે મારા ભાઇબંધથી ઠામ વધુ ? તેવી સ્ત્રી શું કામની કે ભાઇબંધને માટે બડબડાટ કરે ?

રાજાથી આટલો બધો પ્રેમ રહી શકે તેમ નહોતો. તેથી બીજાએ કહ્યું કે આપ રાજા છો માટે આપ કોઇના મિત્ર રહી શકો નહિ, એટલે અમારા પણ મિત્ર ન રહી શકો. રાજાએ આ ભાઇબંધોને સારૂં ઇનામ આપ્યું.



# ચાર રજપૂતો.

**રામસિંહજી**, **રૂપસિંહજી**, **માનસિંહજી** અને **દાનસિંહજી** આ ચાર ભાઇઓ હતા. ચારે ભાઈઓમાં સંપ હતો. હળીમળીને રહેતા હતા. મોટા **રામસિંહજી** હતા અને સૌથી નાના **દાનસિંહજી** હતા. ત્રણે મોટા ભાઇઓ નાના ભાઇને લાડથી રાખતા હતા.

ચારે ભાઇઓને માથે કરજ ઘણું થઇ ગયું હતું. ગીરાસ મંડાઇ ગયો હતો. તેથી પરદેશ જઈ ચાકરી કરવાનો વિચાર કર્યો. કારણ કે,

**ચંગા,માડુ ઘર રહે, તીની અવગુન હોય,**
**કપડાં ફાટે રૂણ વધે, નામ ન જાણે કોય.**

ચારે ભાઈ ગામ છોડીને ચાલી નિકળ્યા. ચાલતાં ચાલતાં ઉજણને પાદર આવ્યા. સાંજ પડી ગઈ હતી. શહેરમાં નગરશેઠનો

દીકરો ગુજરી ગયો હોવાથી હડતાળ હતી તેથી દુકાનેથી કાંઈ મળે તેમ નહોતું. ગામમાં ઢંઢેરો પીટાતો હતો. નગરશેઠના દીકરાનું રાતના ચાર પોર શબ કોઇ સાચવે તો ચાર હજાર સોનામ્હોર ઈનામની આપે. ઉજ્જણનું ગંધ્રપુ મસાણ જાગતું મસાણ કહેવાતું હોવાથી રાત્રે અગ્નિદાહ દઈ શકાય નહિ. વળી શહેરમાં રાત્રે શબ ન રાખવું તેવો રાજાનો હુકમ હતો તેથી શબને શ્મશાનમાં તો લઈ ગયા, પણ આખી રાત સાચવે કોણ! આ મુંઝવણથી ઢંઢેરો પીટાવ્યો હતો. તે પરદેશી આવેલા ચારે ભાઈઓએ સાંભળ્યો તેથી **રામસિંહજી** નગરશેઠ પાસે આવ્યા અને શબ સાચવવાનું માથે લીધું. શબને કાંઇ નુકશાન થાય તો ચારે ભાઇનાં નાક કાન કાપી લેવાં, જો સલામત રહે તો ચાર હજાર સોના મ્હોરો આપવી, આવો કરાર કર્યો.

ચારે ભાઇ શ્મશાનમાં ગયા અને શબની પાસે પથારીઓ કરી. મોટા **રામસિંહજી** તેનો પહેલો પ્હોર, તેથી નાના **રૂપસિંહજી** તેનો બીજો પ્હોર, તેથી નાના **માનસિંહજી** તેનો ત્રીજો પ્હોર, અને સૌથી નાના **દાનસિંહજી** તેનો ચોથો પ્હોર, એ રીતે વ્હેંચી લઈ ત્રણ ભાઇઓ સુઈ ગયા અને **રામસિંહજી** ઝંજરી ભરી તાજા થઇ બેઠા.

થોડી રાત ગઇ. **રામસિંહજી** શબ પાસેજ બેઠા હતા. સર્વત્ર અંધકાર છવરાઇ ગયો હતો. મશાણમાં ભૂતના ભડકા થયા કરતા હતા. પણ નિડર રજપૂતના મનને કાંઇ હતું નહિં. થોડી વાર થઇ ત્યાં શબમાં જીવ આવ્યો અને શબ બેઠું થયું. તે જોઈ **રામસિંહજી** બોલ્યા કે "વાણીઆ ! એ વાણીઆ ! ! કેમ બેઠો થયો ? "

"ઠાકોર, મને તરસ લાગી છે, તો પ્રથમ પાણી પાઓ, પછી વાત કરૂં."

"પાણી ચોકખું નથી માટે કયાંથી લાવું ? શેમાં લાવું ? તને એકલો મુકીને હું કયાંઈ જવાનો નથી."

"ઠાકોર ! ચાર હજાર સોનામ્હોર મારી ચાર પ્હોર ચાકરી કરવાના બદલામાં છે. માટે જુઓ, સામે માટીનો ભાલીયો પડયો તે લઈ સફરા નદીમાંથી પાણી ભરી આવો."

"તને રેઢો મુકું તો ભૂત કે ડાકણ આવી તને હેરાન કરે અને સવારે અમારાં નાક કાન કપાય. માટે હું જવાનો નથી."

"તમે આવશો ત્યાં સુધી હું મારૂં રક્ષણ કરીશ. તમે બેફીકર રહો અને મને પાણી પાઓ."

રામસિંહજીએ ઝંજરી નીચે મુકી, એક હાથમાં તરવાર પકડી, બીજા હાથમાં ભાલીઓ લઇ સફરા નદીએ જઈ પાણી આણ્યું. નગરશેઠના દીકરાએ ધરાઇને પાણી પીધું અને વિસામો ખાઇ બોલ્યો કે, "ઠાકોર ! હું સ્ત્રી પરણ્યો, પણ ચાર નજર ભેગી થઈ ત્યાં મારૂં મૃત્યુ થયું છે તેથી સોગઠાની ચાર બાજી રમવાની ઉમેદ મનમાં રહી ગઇ છે. ધર્મરાજાને વિનંતી કરીને આવ્યો છું, માટે મારી સાથે મારે ઘેર ચાલો."

રામસિંહજી કહે, "તું પાછો ઘરેથી નિકળ નહિં, માટે તને ગામમાં જવા દઇશ નહિં." વાણીઓ કહે, "મારે એક પહોરનીજ મહેતલ છે માટે હુંજ મારી મેળે ઉતાવળ કરીશ."

આ સાંભળી રામસિંહજી સમ્મત થયા. વાણીએ ખાંપણ કેડે વીંટાળ્યું અને આગળ ચાલવા લાગ્યો. રામસિંહજી તેની પાછળ ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં નગરશેઠને ઘેર ગયા. બધાં અફસોસમાંજ જ્યાં ત્યાં ભરાઇ બેઠાં હતાં. ઓરડામાં શેઠાણી બેઠી બેઠી રોતી હતી ત્યાં જઇ વાણીએ સાદ પાડયો એટલે બારણું ઉઘાડયું. પોતાના ધણીને જીવતો જોઇ ભૂત થયો હશે કે શું ? એવી બીતી લાગી, પણ વાણીઆએ ધારણ દીધી. સાથે રામસિંહજીને જોયા એટલે બીક રહી નહિં.

વાણીઓ કહે " શેઠાણી ! જલદી બાજી ઢાળો. ચાર બાજી રમીને છેલ્લા રામરામ છે." *

**શેઠાણીએ બાજી ઢાળી અને શેઠશેઠાણી ચાર બાજી રમ્યા**.* ચાર બાજી પુરી થતાં વાણીઓ તૈયાર થયો. શેઠાણીને કહ્યું કે, " આપણા ઢોલીઆના ચાર પાયામાં ચાર રતન છે તે ઠાકોરને આપ. "

આ સાંભળી તુરત શેઠાણીએ રતન આપ્યાં તે **રામસિંહજીએ** ભેટમાં બાંધ્યા, અને વાણીઆની સાથે શ્મશાનમાં આવ્યા એટલે વાણીઓ પાછો શબ થઇ ગયો અને પહેલો પ્હોર પણ પુરો થયો. એટલે **રામસિંહજીએ રૂપસિંહજીને** જગાડયો અને કહ્યું કે " ભાઇ ! હુશીઆર થા. પહેલો પ્હોર પુરો થયો છે. તારો વારો આવ્યો. "

રૂપસિંહે ઉભા થઇ મોઢું ધોયું અને પુછ્યું કે, " ભાઇ ! તમારા વારામાં કંઇ બન્યું છે ?"

**રામસિંહજી** કહે, " કાંઇ પણ બન્યું નથી. પણ આ ગંત્રપુ મસાણ છે. સામે સિદ્ધ વડ અને સફરા નદી છે. આ ભૂતાવળની ભુમિ કહેવાય માટે સાવચેત રહેજો."

રૂપસિંહજી કહે, "કાંઇ ચિંતા નહિં. તમે સુખેથી સુઇ જાઓ."

બીજા પ્હોરની શરૂઆત થઇ. રૂપસિંહજી શબ પાસે બેઠો હતો. ચારે કોર અંધકારનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. રાત સંમ્ સંમ્ બોલતી હતી. કયાંક શૃગાલ રૂદન અને શાહુડીના ભયંકર નાદો સંભળાતા હતા. જેમ જેમ રાત્રિ વધવા લાગી તેમ તેમ વધારે ભયાનકતા દેખાવા લાગી. એકતો શ્મશાન, શબ પાસે એકલા રહેવું, અને અંધકાર વગેરે ભયાનકતાને વધારનારા એકઠા થયા હોવા છતાં રૂપસિંહજીના હૃદયમાં રંચ માત્ર પણ ભયનો સંચાર થયો નહિં.

---

* જુઓ ચિત્ર.

થોડો વખત ગયો કે એક સ્ત્રી સ્મશાનમાં આવી અને લાંબા રાગથી રૂદન કરવા લાગી. પ્રથમ તો રૂપસિંહજીએ ધ્યાન આપ્યું નહિ, પણ સ્ત્રીના કરૂણામય રૂદનથી રૂપસિંહજીના હૃદયમાં કરૂણા ઉત્પન્ન થઈ એટલે પાસે જઇ પૂછવા લાગ્યો કે "બ્હેન ! તું કોણ છે ? અને સ્મશાનમાં શા કારણથી આવી છે ? તારે શું દુઃખ છે ?"

આવી રીતે ઉપરાઉપરી પ્રશ્નો સાંભળી રૂદન કરી સ્ત્રી શાંત થઇ અને બોલી કે "આ મરણ પામેલો છોકરો મારા ભાઇનો છે. હું બહારગામ ગઈ હતી. મારા ભત્રિજાનું મેં મોઢું પણ જોયું નથી તેથી અહીં આવી છું. આ છોકરા ઉપર મને બહુજ વ્હાલ છે. તેથી એક ચુમ્બન લેવા દ્યો તો તમારો ઉપકાર માનીશ."

રજપૂતો સ્વભાવે ભોળાજ હોય છે તેથી રૂપસિંહજીએ સાચું માન્યું. "ભલે બાઇ, તારા ભત્રિજાને ચુમ્બન કરવું હોય તો કરી લે."

આટલું કહેતાં તો સ્ત્રી ઉભી થઇ શબની છાતી ઉપર ચડી, અને દાંત વધાર્યા. આ જોઇ રૂપસિંહજી ચેતી ગયો અને તરવાર કાઢી ચાલ્યો કે સ્ત્રી ઉંચે ઉડવા લાગી. રૂપસિંહે તેનો પગ પકડયો. પગમાં ડમરૂં ઝાંઝર પહેર્યું હતું તે રૂપસિંહના હાથમાં રહ્યું અને સ્ત્રી અદ્રષ્ય થઇ ગઇ. ડમરૂં ઝાંઝર ભેટમાં બાંધી રૂપસિંહ ચેતીને બેઠો.

રૂપસિંહનો પહેરો પુરો થયો કે તુરત તેણે **માનસિંહને** જગાડયો અને ચેતવણી આપી કે "હોશીઆરીથી રહેજે."

**માનસિંહ** કહે "તમારા પહેરામાં કાંઇ બનાવ બન્યો છે ?"

રૂપસિંહજી કહે "ના ના, કાંઇ બન્યું નથી, પણ ચેતતા સારા."

**માનસિંહ** તૈયાર થઈ બેઠો, અને રૂપસિંહને સુતા ભેળી નિદ્રા આવી ગઇ. પોતાને પહેરો ભરતાં થોડો વખત ગયો કે તેને પાણીની તૃષા લાગી. જોયું તો પાણી હતું નહિં. પાણી પીધા વિના ચાલે તેમ નહોતું. તેથી શબના ફરતું તરવારથી કુંડાળું તાણી પાસેની નદી તરફ ઝડપથી રવાના થયો.

નદીમાં જઈને ભાલીઓ બોળે છે કે તુરત હોકારા થવા લાગ્યા અને 'અત્યારે કોણ જળ જગાડે છે'? તેમ અવાજ થવા લાગ્યા. **માનસિંહ** આસપાસ જુવે છે તો ભૂતાવળ જોવામાં આવી. સૌની આગળ ભૂતનો રાજા **બાબરો** હતો. તે સામે આવીને **માન-સિંહને** કહેવા લાગ્યો કે "અત્યારે અમારૂં રાજ્ય છે, તેથી જળ જગાડનારનો ઘાત કરીએ છીએ. તારો પણ ઘાત કરીશ."

**માનસિંહે** પાણી પી લીધું અને **બાબરાની** સામે ચાલ્યો. બંને બાથંબાથ આવ્યા. એક વખત **બાબરો** **માનસિંહને** પછાડે તો બીજી વખત **માનસિંહ** **બાબરાને** પછાડે. આમ ધમપછાડ ઘણી વાર ચાલી. **માનસિંહને** થાક લાગવા માંડયો. બાબરાનું બળ વધવા લાગ્યું, ત્યાં **માન-સિંહને** યાદ આવવાથી **બાબરાની** ચોટલી ખેંચી લીધી કે તુરત **બાબરો** ગરીબ ગાય જેવો થઇ ગયો, અને ચોટલી પાછી આપવા કરગરવા લાગ્યો. **માનસિંહ** ભાલીઓ ભરી સ્મશાન તરફ ઝડપથી ચાલતો થયો. **બાબરો** તેની પાછળ પાછળ કરગરવા લાગ્યો. છેવટે **માનસિંહને** દયા આવી તેથી કહ્યું કે "તારા ગળામાં હીરો છે તે આપ તો ચોટલી પાછી આપું."

બાબરો કહે "આ હીરો જેના ગળામાં હોય તેનેજ બધા ભૂત રાજા માને છે. માટે હીરો આપું તો હું રાજા રહું નહિ."

**માનસિંહ** કહે "ચોટલી જોઇતી હોય તો હીરો આપ." આમ કહીને ચાલતો થયો. તે જોઈ **બાબરાએ** હીરાનો **માનસિંહ** તરફ ઘા કર્યો એટલે હીરાને ભેટમાં બાંધી લઇને ચોટલી પાછી આપીને **માનસિંહ** પોતાને સ્થળે જઇ બેઠો.

**માનસિંહનો** પ્હોર પુરો થયો કે તેણે તુરત **દાનસિંહને** જગાડયો અને ચેતતા રહેવાની તાકીદ આપી પોતે સુઇ ગયો.

**દાનસિંહ** બધા કરતાં નાનો હતો છતાં ચપળ હતો. પોતાને ઉંઘ વધારે હોવાથી ઉંઘી ન જવાય તે માટે આમથી તેમ આંટા

મારવા લાગ્યો. થોડો વખત ગયો કે પાસેથી કોઇ અંધારમાં જતું હોય તેમ જણાયું. તેને ખભે સ્ત્રી હોય તેમ લાગ્યું. છતાં દાનસિંહે તેની દરકાર કરી નહિં. પણ સ્ત્રીએ બુમ પાડી કે "કોઇ અબળાની વ્હારે ધાઓ! આ મને લઇ જાય છે!"

દાનસિંહ પોતાનો રાજપૂત ધર્મ સમજતો હતો. તેથી ચાલ્યા જનારની આડે જઇ ઉભો. આ કોઈ મનુષ્ય નહોતો પણ જીન હતો, એટલે સ્ત્રીને નીચે ઉતારી સામે લડવા આવ્યો. બંને સરખા બળવાળા હતા તેથી કોઇના લીધા જાય તેવા નહોતા. પાછલો પહોર હતો. અરધ રાત પછી ભૂત જીન વગેરેનું બળ ક્ષીણ થતું જાય છે, અને મનુષ્યનું બળ વધતું જાય છે તેથી દાનસિંહનું બળ વધવા લાગ્યું અને જીનનું બળ ઘટવા લાગ્યું. છેવટે હારીને સ્ત્રી મુકીને જીન ચાલ્યો ગયો.

દાનસિંહ સ્ત્રી પાસે આવીને પૂછવા લાગ્યો એટલે પોતે રાજાની કુંવરી છે અને નિદ્રામાંથી જીન ઉપાડી જતો હતો તેમ કહ્યું. તે સાથે કહ્યું કે "તમે આવીને મારા મ્હેલમાં મુકી જાઓ, કારણ કે જીનની વાત કોઈ માનશે નહિં અને મારા ઉપર અવનવા આરોપો આવશે. જો નહિ મુકવા આવો તો હું આત્મઘાત કરીશ તેનું પાપ તમને લાગશે."

દાનસિંહ ધર્મભીરૂ હોવાથી કુંવરીને ખભે બાંધી ચાલતો થયો. કુંવરી ઇસારાથી માર્ગ બતાવવા લાગી. રાણીવાસને દરવાજે ગયા તો દરવાજો બંધ હતો અને ખડો પહેરો હતો તેથી ત્યાંથી જવાય તેમ નહોતું. છતાં દાનસિંહ નિરાશ થયો નહિ અને ગઢની પછવાડે ચાલ્યો. કુંવરીની મેડી સામે આવતાંજ એક મોટો તાડવૃક્ષ જોવામાં આવ્યો. આ તાડવૃક્ષ કુંવરીની મેડીની બારી બરાબર ઉંચો હતો. દાનસિંહ સાહસિક હતો તેથી તાડ ઉપર ચડવા લાગ્યો અને ઠેઠ

ઉપર ગયો તો તાડને અને બારીને દસ હાથનું છેટું હતું. આથી પણ ન ગભરાતાં તાડને હીલોળે ચડાવ્યો તો તાડ બારી પાસે આવ્યો. એક હાથે બારી પકડી રાખીને અને બીજે હાથે તાડને પકડી રાખીને તે બારીમાં કુદી પડયો. તાડને બંને હાથથી પોતા તરફ ખેંચી ફેંટાથી બારી સાથે બાંધી લીધો અને પછી અંદર ગયો.

કુંવરી કહે " મને થાક બહુ લાગ્યો છે. ખભે બાંધેલી હોવાથી હાડેહાડ કળે છે તેથી શક્તિ બીલકુલ રહી નથી માટે મને ઢોલીયામાં સુવારી દ્યો. " દાનસિંહે નીચે નમી કુંવરીને સુવાડી, પણ કેડમાં રહેલો જમૈયો ઢોલીયા નીચે પડી ગયો તેનોતેને ખ્યાલ રહ્યો નહિં. કુંવરીને સુવાડી દાનસિંહ બારીએ આવ્યો. તાડને છોડીને બાઝી પડયો. તાડ સીધું થયું, અને પછી ધીમે ધીમે નીચે ઉતર્યો. કોઇ દેખી ન જાય તે માટે છુપાતો છુપાતો તે નગર બહાર નીકળી સ્મશાનમાં આવ્યો. ત્યાં શબને સહીસલામત જોઈ તેને હર્ષ થયો.

સવાર પડતાં વાણીઆ બધા આવ્યા. શબને સલામત જોઇ સોનામ્હોરો ગણી આપી. તે લઇ ચારે ભાઇઓ સ્નાન વગેરે કરવા નદી કાંઠે આવ્યા.

સવારમાં રાણી જાગ્યાં અને કુંવરી હજી કેમ સુતી છે તે જોવા ગયાં તો ઢોલીયા નીચે જમૈયો પડેલો જોયો તેથી આશ્ચર્ય થયું. કુંવરીને ઉજાગરો અને થાક હોય તેમ નિદ્રાધીન કુંવરીના મુખ ઉપરથી શક ગયો તેથી જમૈયો લઇ રાજા પાસે આવીને રાણીએ પોતાનો શક જાહેર કર્યો. રાજા સમજુ અને ડાહ્યો હતો તેથી ચુપ રહેવા કહ્યું. જમૈયો લઇ ઢંઢેરાવાળાને આપ્યો અને કહ્યું કે " આ જમૈયો જેનો હશે તેને ઇનામ આપવાનું છે. ઢંઢેરાવાળો આમ કહેતો કહેતો નગરમાં ફર્યો અને નદી કાંઠે આવ્યો. દાનસિંહે જમૈયાનો હાથો ઓળખ્યો. પોતાની કેડ તરફ જોયું તો જમૈયો જોયો નહિં. ઢંઢેરાવાળા

પાસેથી તે લઇ મીયાનમાં નાખ્યો. ઢંઢેરાવાળો કહે " રાજા બોલાવે છે તો ચાલો!" દાનસિંહે માન્યું નહિં. ઢંઢેરાવાળો શોર કરવા લાગ્યો એટલે દાનસિંહે ક્રોધે ભરાઇ ત્રણ કોરડા માર્યા. ઢંઢેરાવાળો રાજા પાસે ગયો અને પરદેશી રજપૂતનો જમૈયો હતો એમ કહ્યું.

રાજાએ ચારે બંધુઓને બોલાવ્યા અને પુછ્યું કે " તમે આ શહેરમાં ક્યારે આવ્યા છો ?" રજપૂતોએ જવાબ આપ્યો કે " અમે તો સાંજેજ આવ્યા છીએ અને આખી રાત્રિ શ્મશાનમાં ગાળી છે." પરદેશી આવતાંની સાથે જ રાણીવાસમાં કુંવરીના સુવાના ઓરડામાં શી રીતે આવી શકે ? વળી સખત પહેરો હતો તેથી આવી શકાય તેમ નહોતું. જમૈયો આ મુસાફરનોજ છે તે પોતે કબુલ કરે છે. આમાં શો ભેદ હશે? રાજાથી આ ભેદનું સમાધાન થઇ શકયું નહિં. મુસાફરો નિર્દોષ છે તેમ ખાત્રી થઇ. હવે આનો નિર્ણય શો કરવો તે સુજતું ન હોવાથી પોતાના વૃદ્ધ મંત્રીને કુંવરીના ઢોલીયા નીચેથી જમૈયો હાથ આવ્યાની વાત કહી. આ રજપૂતો સાંજે આવ્યા છે અને પરબારા શ્મશાનમાંજ રહ્યા છે માટે કોઇ બાબતનો શક લઇ જવાનું કારણ નથી એમ પણ જણાવ્યું.

વૃદ્ધ મંત્રી ચારે રાજપૂતોને પૂછવા લાગ્યો કે " તમે શ્મશાનમાં શબ પાસે રહ્યા તેમાં જેના જેના પહેરામાં જે જે બનાવ બન્યા હોય તે કહી બતાવો. રાજા તમારા ઉપર પ્રસન્ન થશે અને ઇનામ આપશે." આ સાંભળી મોટા રામસિંહે શબ સજીવન થયું તેની, શહેરમાં આવી ચાર બાજી રમવાની અને ચાર રતન આપ્યાની વાત કરી તે સાથે ચારે રતન બતાવ્યાં.

રૂપસિંહે રૂદન કરતી સ્ત્રીની અને તેના પગમાંથી મળી આવેલ ડમરૂ ઝાંઝરની વાત કહી ઝાંઝર બતાવ્યું.

માનસિંહે બાબરાભૂતની વાત કહીને હીરો બતાવ્યો.

છેલ્લે **દાનસિંહનો** વારો આવ્યો. દાનસિંહે કહ્યું કે "રાજકુંવરીને જીન લઇ જતો હતો તેની પાસેથી છોડાવી મહેલ પછવાડે બારી પાસે તાડ છે તેના ઉપર ચડી હું ઓરડામાં સુવાડી આવ્યો. જે વખતે મેં નીચા વળી કુંવરીને સુવાડી તે વખતે જમૈયો નીકળી પડયો હશે. આ જમૈયો બીજેથી નહિ પણ કુંવરીના ઓરડામાંથી ઢોલીયા નીચેથીજ હાથ આવ્યો હશે."

રાજાને ખાત્રી થઇ કે કુંવરીને બચાવનાર **દાનસિંહ** છે. આથી તે પ્રસન્ન થયા અને **દાનસિંહ** સાથે કુંવરીનાં લગ્ન કર્યાં. કન્યાદાનમાં રાજપાટ આપી દીધું. પોતાને દીકરો ન હોવાથી **દાનસિંહને** દીકરો કરી રાખ્યો, અને બીજા તેના ભાઇઓને મૂલ્યવાન ઘરેણાં અને કેટલાક પૈસા આપીને તેઓને ઘેર મોકલ્યા.

**રામસિંહજી** અને તેના ભાઇઓને પુષ્કળ પૈસો મળ્યો તેથી કરજ ભરી દીધું અને પોતાની જાગીર પાછી મેળવી. ત્રણે ભાઇઓ સંપથી રહેવા લાગ્યા અને સુખી થયા.



# વીરોજી ગોહિલ.

મુંગીપર **પાટણ**માં **વી**રોજી ગોહિલ રહેતો હતો તેને રાત્રે સ્વપ્નું આવ્યું કે ઉજ્જેણના રાજા ઉપર આફત આવવાની છે, માટે તું જઇ તેનો નોકર થા અને રાજાને બચાવ. જ્યારે જ્યારે આફત આવવાની હશે ત્યારે તને સ્વપ્નું આવશે. આ સ્વપ્નું **વી**રોજીએ સાચું માન્યું અને **મું**ગીપર **પાટણ** છોડીને ચાલતો થયો.

**વી**રોજીએ કોઇ દિવસ બહાર પગ પણ દીધો નહોતો, પગે ચાલ્યો નહોતો, **મું**ગીપરથી છાનોમાનો નિકળ્યો હતો. પોતે રાજાનો કુંવર હોવા છતાં ચાકર હારે લીધો નહિ, ઘોડું-ટારૂં પણ સાથે નહોતું, પોતે એકલોજ હતો. રસ્તો ભાળેલો નહિ તેથી ઉભાંગડ–આડે રસ્તે કે સીધે રસ્તે ચાલતો. આમ ચાલતાં ચાલતાં કેટલાક દિવસે **ગઢ ગાંગડ**ને પાદર આવ્યો. શહેરમાં ક્યાં થઇને જવું અને ક્યાં થઇને નહિ તેનો વિચાર કર્યા વિના આગળ ચાલવા લાગ્યો. કોઇને

રસ્તો પુછ્યો નથી. ચાલતાં ચાલતાં રાજાની કુંવરી ફુલવતીનો મહેલ આવ્યો અને રસ્તા આડી શીણાની× ખાઇ આવી.

રાજકુંવરીએ વ્રત લીધું હતું કે જે સતીઓ રાજપૂત શીણાની ખાઇમાં થઇને ચાલશે તેને વરીશ. આવી ટેક લઇને પોતાના મહેલ પાસે લાંબી અને ઉંડી ખાઇ ગળાવી, તેમાં શીણો ભરાવ્યો અને પોતે કાયમ આવીને ઝરૂખામાં બેસવા લાગી કે કોઇ આવીને ખાઇ ઉલ્લંઘે છે? આવી રીતે વાટ જોતાં જોતાં ઘણા દિવસ ચાલ્યા ગયા છતાં કોઇની હિમ્મત ચાલી નહિ. રસ્તા આડી ખાઇ હોવાથી કોઇ માણસનું જણ્યું ત્યાં થઇને ફરકતું નહોતું. રસ્તો ઉજડ થઇ ગયો હતો. ફુલવતી માણસનું મોઢું પણ ભાળતી નહિ.

ફુલવતીએ પરણવાની આશા છોડી દીધી. રાજા અને રાણીએ ઘણું સમજાવી પણ એકની બે થઇ નહિ. તેણે ધોળા વસ્ત્ર પહેરી લીધાં. કોરી ગાગર પૂજવા લાગી. ઘઉં–ચોખા–પુરૂષવાચક કાંઇ જમતું નહિ. આવી રીતે ટેક લઇ રહેવા લાગી.

આજે ખાઈ તરફનો ગોખ ઉઘાડો રહ્યો હતો. ફુલવતી હિંડોળા ઉપર બેશીને હિંચકતી હતી. સામેથી રસ્તો દેખાતો હતો. દુરથી વીરોજીને આવતો જોયો એટલે ફુલવંતીએ બેનડીને કહ્યું કે "જો સામેથી કોઈ રજપૂત જેવો આવે છે તે રસ્તો ભુલ્યો જણાય છે. જો તે સત્યવાદી હોય અને ખાઈ ઉલ્લંઘીને જાય તો પાછો વાળીને અહીં તેડી લાવ, ખાઈ જોઇને પાછો ચાલ્યો જાય તો જવા દેજે."

× શીણો એક જાતનું કણ છે. તેના કણ સુંવાળા હોય છે. દુષ્કાળ કે અનાજની મોંઘવારીમાં શીણો વાવે છે, અઢી મહીને પાકે છે અને પાકમાં સારો ઉતરે છે. શીણાના રોટલા કરીને ખાય છે. શીણાના દાણા સુંવાળા હોવાથી ખાઈમાં ભરેલ હોય છે. ઢગલો હોય પણ ઉપર ચાલવાથી અંદર ઉતરી જવાય એવા સુંવાળા હોય છે.

બાનદી તુરત નીચે ઉતરી ત્યાં વીરોજી ગોહિલ ખાઇને કાંઠે આવ્યા. શીણાની ખાઈ જોઇને અચકાણા પણ હવે પાછું શી રીતે ફરાય ! ખાઈ લાંબી હતી તેથી ઠેકીને જઈ શકાય તેમ નહોતું. તેથી ખાઇમાં ઉતરી ચાલવા લાગ્યો અને એક-દમ સામે કાંઠે પહોંચ્યો કે તુરત દાસીએ કહ્યું કે "ચાલો મારી બાઈ બોલાવે છે." વીરોજીએ તો સામું પણ જોયું નહિ અને ચાલતો થયો. દાસીએ કુંવરીને કહ્યું કે વંટમાર્ગુ આવ્યો નહિ અને ચાલતો થયો છે. આ સાંભળી કુંવરી તેની પાછળ ચાલી. વીરોજી આગળ અને કુંવરી પાછળ ચાલી જાય છે. સાંજ પડવા આવી. એક વડ નીચે ઉતારો કર્યો. કુંવરી પણ વડ નીચે આવી. વીરોજી ધાંસીઓ નાખી સુતો કે તરત કુંવરી પગ ચાંપવા બેઠી. વીરોજીએ ના પાડી. ત્યારે કુંવરીએ કહ્યું કે, "હું તમને વરી ચુકી છું. તમારા માટે રાજપાટ અને મા બાપ છોડયાં. હવે તરછોડો તે ઠીક નહિ." વીરોજી કાંઇ બોલ્યો નહિ.

થોડીવારે એક સિંહે આવીને ત્રાડ પાડી, ફુલવંતી બીવા લાગી. વીરોજી ડગ્યો નહિં કે બેઠો થયો નહિ. પાસે પડેલી કમાન લીધી અને સુતા સુતા તીર ચલાવ્યો. એટલે સિંહ સામે ઉભો હતો તેના સોંસરો થઈ ચાલ્યો ગયો. સિંહ ત્યાંને ત્યાં મરણ પામી પડયો.

સવારે બંને ચાલતાં થયાં. ઘાટું જંગલ આવ્યું. આ જંગલમાં થઈ મુશીબતે ચલાતું હતું. આખા શરીરે ઉઝરડા થઈ ગયા. લુગડાં ફાટવા લાગ્યાં. પગમાં કાંટા ભોંકાવા લાગ્યા. છતાં આગળ ચાલતાં થયાં. થોડે દૂર ગયા કે એક હાથી આવ્યો. મદમાં છકેલો અને ગાંડો હતો. ફુલવંતીને એક ઝાડ ઉપર ચડી જવા કહ્યું. પોતે હાથીની સામો ચાલ્યો. જેવો પાસે જાય છે કે તુરત હાથીએ વીરોજીને સૂંઢમાં લઈ ઉંચો ઉછાળ્યો. વીરોજી પટ્ટાનો સાધેલ હતો તેથી ચાલાકીથી પીઠ ઉપર ઉભો પડયો અને તરવારના એકજ ઝટકાથી હાથીનું માથું

કાઠિયાવાડની દંતકથાઓ — વીરોજી ગોહિલ.



'તમને તેડવા મોકલી છે. આ રૂમાલ નિશાની તરીકે આપ્યો છે'. [ પૃ. ૨૨

ધડથી જુદું કર્યું. ફુલવંતીને ઝાડ ઉપરથી હેઠી ઉતારીને ચાલતો થયો. હાથીના માથામાંથી સવા માણું મોતી નિકળી પડયા તે જોઇ કુંવરી લલચાણી અને ખોળામાં લઈ લીધાં. ફુલવંતી પાછળ રહી જોઈ **વી**રોજી ઉભો રહ્યો. જ્યારે પાસે આવી ત્યારે ખોળામાં શું છે? તેમ પૂછતાં ફુલવંતીએ મોતી બતાવ્યાં. **વી**રોજી કહે 'એ મારા દુશ્મનના છે. મારે ન જોઇએ.' ફુલવંતીએ તે ફેંકી દીધા અને આગળ ચાલ્યા.

થોડે દીવસે ઉજેણને પાદર પહોંચ્યા. **વી**રોજી કહે કે "રાણીજી! તમે અહીં બેસો, હું ગામમાં જઈ મકાન ભાડે લઇ આવું, પછી તમને તેડી જઇશ." આમ કહી ફુલવંતીને બેસારી પોતે ઉજેણમાં ગયો. **મો**તીશા કરીને એક શેઠ હતો તેની દુકાને જઇ બેઠો. તેને વાત કરી કે મારે મકાન ભાડે જોઇએ છીએ. **મો**તીશાએ નામ ઠેકાણું પુછયું, પાદર ફુલવંતી બેઠી છે તે પણ જાણી લીધું અને રૂમાલ જોવા લીધો. પછી **વી**રોજીને બેસવાનું કહી દુકાનના બીજા બારણાથી બહાર નીકળી **લા**ખી ગુનકા પાસે આવી બધી વાત કરી અને ફુલવંતી પોતાને મળે તો સારૂં ઈનામ આપવા કહ્યું. તેની સાથે **વી**રોજીનું નામ ઠામ વગેરે કહ્યું અને રૂમાલ આપ્યો.

ગુણકા રથ જોડાવી ફુલવંતી પાસે આવીને બોલી કે "**હું વીરાજીની ફઇબા થાઉં છું. વી**રોજી મારે ત્યાં આવ્યો છે અને **તમને તેડવા માટે મને મોકલી છે. આ રૂમાલ નિશાની તરીકે આપ્યો છે.**"* ફુલવંતીએ રૂમાલ ઓળખ્યો અને રથમાં બેસી ચાલી. રથ **મો**તીશાની એક જુદી મેડી હતી ત્યાં આવ્યો. મેડીમાં કોઇ નહોતું તેથી ફુલવંતીએ પુછયું કે 'દરબાર કયાં છે?' **લા**ખી કહે કે તે તેમના ફુવા પાસે છે, હમણાં આવશે. આમ કહી ફુલવંતીને મુકી ચાલી ગઇ.

---

* જુઓ ચિત્ર.

મોતીશા વીરોજી પાસે આવ્યો અને 'મકાન મળશે નહિ. મારે દુકાન બંધ કરવી છે, માટે ચાલ્યા જાઓ' એમ કહી કાઢી મુકયો.

વીરોજી ગામમાં ફરવા લાગ્યો અને એક મકાન ભાડે રાખ્યા વડ હેઠ આવ્યો તો ફુલવંતી મળી નહિ. તેથી ગોવાળીઆને પુછ્યું તો ખબર મળ્યા કે રથ તેડવા આવ્યો હતો તેમાં બેશીને ગામમાં ગઈ છે!

વીરોજી નિરાશ થયો. ઉજેણમાં તુરત પત્તો લાગે તેમ નહોતું તેથી ઉતારે આવ્યો. બીજે દીવસે કચેરીમાં ગયો અને નોકરી મંડાવી. વિક્રમ રાજાએ સવા લાખનો પટ્ટો કરી આપ્યો.

ફુલવંતીની એક આંખમાં શ્રાવણ અને એક આંખમાં ભાદરવો એવી રીતે આંસુ વહે છે. કાંઈ ખાતી નથી અને પીતી નથી. મોતીશા વિનવે પણ માનતી નથી. પાસે આવે છે તો કટાર દેખાડે છે તેથી બી જાય છે પાસે આવતો નથી. અને તેણે ફુલવંતીની આશા છોડી દીધી. લાખી ગુણકા પાસે ગયો અને કહ્યું, "ફુલવંતી મારાથી તો માનતી નથી." ત્યારે લાખીએ કહ્યું કે પ્રથમ ગામનો કોટવાલ છે તેને મોકલ. કોટવાલ તેને વશ કરશે અને તને ઈનામ આપશે. મોતીશાને એ વાત ગળે ઉતરી. કોટવાલને ફુલવંતીની વાત કરી અને રાત્રે આવવાનું કહ્યું.

કોટવાલ જાતે પઠાણ હતો તેથી હોકો ભરી, બગલમાં તરવાર લઇ, દાઢી બાંધી ફુલવંતીની મેડીએ આવ્યો. ફુલવંતીએ જાણ્યું કે આ પઠાણ લાજ લેશે, તેને મારાથી પોંચાશે નહિં. આમ વિચારી જમાદારને આવકાર આપ્યો અને હિંડોળા ઉપર બેસાર્યો. પઠાણ સાથે દારૂનો શીશો લાવ્યો હતો તેમાંથી પ્યાલા ભરી ભરીને ફુલવંતી આપવા લાગી અને પઠાણ પીવા લાગ્યો. પઠાણને ભાન

રહ્યું નહિ ત્યારે પઠાણની તરવાર લઇ માથું કાપી નાંખ્યું. ધડ અને માથું બજારમાં ફેંકી દીધું. સવારે જમાદાર મરાયાની વાત જાહેર થઇ. મોતીશા કહે કે મારા મકાનમાં ડાકણ આવી છે તે ડાકણને કાઢવા જતાં જમાદાર મરાયા છે. ડાકણની વાત સાંભળતાં તો મોતીશાની મેડી પાસે થઈને નિકળતાં માણસોને ડર લાગવા માંડયો. આખા શહેરમાં ડાકણ ડાકણ થઇ રહ્યું. રાજા વિક્રમ પાસે વાત ગઈ એટલે તેણે ડાકણને પકડી લાવવા હુકમ કર્યો. પણ બધા કહે કે તે કામ તો સવાલાખનો પટો ખાય તેનું છે, માટે તેને મોકલો. વીરોજી આ સાંભળીને તૈયાર થયો અને મેડી ઉપર ચઢયો તો કુલવંતીને જોઇ. કુલવંતી ભેટી પડી. વીરોજી કહે કે 'ડાકણ કેમ થવું પડયું?' 'નસીબ એવા એમાં અમે શું કરીએ?' જેવી રીતે મોતીશાએ ઠગાઇ કરી હતી તે બધી વાત કરી. પછી વીરોજી કુલવંતીને લઈ કચેરીમાં આવ્યો. વિક્રમની રાણીએ કુલવંતીને ઓળખી કે આતો મારા બેનની દીકરી છે. પછી મોતીશા અને લાખી ગુણકાને અવળે ગધેડે બેસાડી શહેરમાં ફેરવી કાઢી મુકયા. વીરોજીએ કુલવંતીની બધી વાત કરી એટલે રાજાએ ઘડીયા લગન લીધાં. અરધું ગામ જાનૈયું અને અરધું ગામ માંડવીયું કરી ફેરા ફેરવ્યા અને મહેલ રહેવા આપ્યો.

એક વખતે રાજા વિક્રમ શિકારે ગયા હતા. વીરોજી પણ સાથે હતા. તેમને આજે સ્વપ્નું આવેલું તેથી સાવચેત હતા. જંગલમાં ફરતાં ફરતાં તાપ બહુ પડયો. રાજા વિક્રમ અકળાઇ ગયા અને એક વડ નીચે ગયો. વીરોજીએ ઉતાવળે આવીને રાજા વિક્રમને છાંયે ન બેસવા વિનવ્યા. સાથેના બધા ચીડાયા, રાજાને પણ ચીડ ચઢી, પણ વીરોજી ડગ્યો નહિ અને રાજાને વિનવવા લાગ્યો. છેવટે રાજા કંટાળી સામે નાનું વૃક્ષ હતું તેની નીચે ગયો. ઘડીક આરામ લીધો ત્યાં પ્રથમ વડની જે ડાળ નીચે રાજા બેઠો હતો તે ડાળ તુટી પડી. તેથી વિક્રમ વીરોજી ઉપર પ્રસન્ન થયો.

શિકાર કરી સાંજે શહેર તરફ વળ્યા. દરવાજા નજીક ગયા કે તુરત વીરોજીએ પ્રાર્થના કરી કે થોડીવાર દરવાજા બ્હાર ઉભા રહો. આ દરવાજો પાડી નાખવા દ્યો. રાજા અજાયબ થયો. વીરોજી શું કહે છે તે પ્રથમ સમજ્યો નહિં, પણ વીરોજીના આગ્રહ આગળ વિક્રમને હા પાડયા વિના ચાલે તેમ નહોતું તેથી સમ્મતિ આપી. બેલદારોને× બોલાવી દરવાજો તોડી પડાવ્યો. પણ દરવાજા વિના રાજાને શહેરમાં દાખલ કરી શકાય નહિં તેથી ફુલનો દરવાજો બનાવ્યો અને માણસોને હાથમાં લાકડીઓ આપી કહ્યું કે દરવાજો પડે તો બધાએ લાકડીઓ ઉપર ઝીલી લેવો. 'વીરોજી ગાંડો થયો છે. રાજા તે કહે તેમ કરે છે તેથી તે પણ ઘેલો થયો લાગે છે' આમ મનમાં બધા ચીઢવાયા કરતા, પણ બ્હાર કહી શકાતું નહોતું.

ફુલના દરવાજા નીચે રાજા આવ્યા કે તુરત દરવાજો તુટી પડયો, પણ વીરોજીની આગમચેતીથી રાજાને ઇજા થઈ નહિં. પોતાના પ્રાણનું આવી રીતે રક્ષણ કર્યું તેથી રાજાની મહેરબાની વધારે થઇ.

એક દિવસ અંધારી રાત્રે વીરોજી રાજાનાં મહેલની ચોકી કરતો હતો. અરધી રાત થઈ હતી. આખા નગરમાં શૂન્યકાર જેવું દેખાતું હતું. આ વખતે રાજાને કોઈ સ્ત્રીના રડવાનો સ્વર સંભળાયો. રાજાએ બારીએ આવીને વીરોજીને હાંક મારી અને કહ્યું કે "અત્યારે મારા રાજમાં આવું કોણ દુઃખી છે? જાઓ ખબર કાઢી આવો."

વીરોજી ત્રણ તાજમ ભરી ચાલતો થયો. વિક્રમને શંકા થઈ કે વીરોજી તે સ્ત્રી પાસે જાય છે કે ડેર ડાકણ જાણીને બીકથી

× ખોદકામ કરનારા.

જતો નથી ? આમ વિચારી અંધારપછેડો ઓઢી પાછળ પાછળ ગુપ્તપણે ચાલ્યો. વીરોજી શહેરની બ્હાર જંગલમાં ગયો. એક સ્ત્રી લાંબો રાગ કાઢી રોતી હતી અને બીજી ચાર સ્ત્રીઓ પાસે આનંદ કરતી હતી. ત્યાં જઇ રૂદન કરતી સ્ત્રીને રોવાનું કારણ પુછ્યું, ત્યારે સ્ત્રીએ કહ્યું કે "હું ઉજ્જેણ નગરીની દેવી છું. ઉજ્જેણના વિક્રમ રાજાને આ ચાર જાગીઓ ભરખી લેવાની છે તેથી રૂદન કરૂં છું અને આ ચારે જણીઓ આનંદ કરે છે."

વીરોજી ગોહિલ કહે "માતાજી! તેનો ઉપાય ખરો ?"

"હા ઉપાય તો છે."

"ત્યારે કહોને ?"

"બાપ ! ઉપાય ઘણો અઘરો છે. તારાથી થાય તેમ નથી."

"ગમે તેવો અઘરો હશે તો પણ હું કરીશ."

"તારો પુત્ર બત્રીશો છે તે મહાકાળીને ચડાવ્ય તો રાજા બચે."

"એટલું જ ને ?"

"હા, એટલોજ ઉપાય."

વીરોજી તરત પાછો ફર્યો. વિક્રમ પણ પાછળ પાછળ ચાલવા લાગ્યો. પોતાનું મરણ સાંભળી ગ્લાનિ થઈ. મનમાં વિચારવા લાગ્યો, 'વીરોજી પુત્ર લેવા તો જાય છે પણ તેની સ્ત્રી આપશે નહિ, કારણ માતાનો પ્રેમ પુત્ર ઉપર અથાગ હોય છે, બીજાને માટે પોતાના પુત્રને આપવાની વાત સરખી પણ તે સાંભળે નહિ !'

વીરોજી પોતાને ઘેર આવ્યા અને નિદ્રાધીન સ્ત્રીને જગાડી બધી વાત કરી. સ્ત્રી કહે "આપણો સાચ (સ્વામિ) ધર્મ છે, અર્થાત રાજભક્તિ એજ આપણું ખરૂં કર્તવ્ય છે. ધન્ય ઘડી ધન્ય ભાગ્ય કે આપણો પુત્ર રાજા માટે બાળપણામાંથી ઉપયોગમાં આવે. રજપુતાણીઓ પુત્રને જન્મ એટલાજ માટે આપે છે કે દેશ અને

રાજા માટે તે પોતાનું માથું આપે. પુત્ર મોટો થાય ત્યારે રાજાને કે દેશને માટે પ્રાણ આપે તે કોણે જોયું છે? આપણે અને આપણો પુત્ર ભાગ્યશાળી છીએ." આમ કહી પુત્રને નવરાવી આંજણ આંજ્યું. કંકુનો ચાંદલો કર્યો. પછી ફુલવંતી બોલી કે "તમે આને લઈ જશો તો રસ્તામાં રોવા માંડશે તો તમારાથી છાનો રહેશે નહિ અને રોતાનો ભોગ માતાજી લેશે નહિ માટે હું સાથે આવું." આમ કહી પુત્રને તેડી ફુલવંતી પાછળ અને **વીરોજી** આગળ આવી રીતે ચાલતા થયા. રાજા **વિક્રમ** પણ પાછળ પાછળ ચર્ચા જોવા ચાલ્યો.

મહાકાળીને મંદિરે જઈ **વીરોજી**એ અને ફુલવંતીએ પ્રાર્થના કરી અને રાજાની રક્ષા ઇચ્છી. પછી **વીરોજી**એ તરવાર નગ્ન કરી. ફુલવંતીએ બે હાથ ઉપર પુત્રને સુવાડી હાથ લાંબા કર્યા. **વીરોજી** જેવો ઘા કરવા જાય છે કે માતૃવાત્સલ્યે ફુલવંતીની ગર્દન લંબાવી. ઘા પડયો તેણે પુત્ર અને ફુલવંતીનાં મસ્તક ધડથી જુદા કર્યાં. એટલે **વીરોજી**ને ક્રોધ ચડયો અને તરવાર વતી પોતાનું મસ્તક ઉતાર્યું. આ જોઈ રાજા **વિક્રમ** આગળ આવ્યો અને કટાર કાઢી માતાજીને કહેવા લાગ્યો કે ત્રણ રાજભક્તના પ્રાણ લીધા તેથી ન ધરાણી હો તો મારો પણ ભોગ લે. માતાજી પ્રગટ થયા અને કહ્યું કે 'તારૂં વિઘ્ન દુર થયું છે. આ ત્રણેના ધડ માથા જોડી દે, હું સજીવન કરૂં છું.' રાજા ત્રણેના ધડ માથા જોડી સંતાઇ ગયો કે તુરત ત્રણે સજીવન થયા. માતાજીએ આશિષ આપી કહ્યું કે તારા રાજાનું વિઘ્ન ટળી ગયું છે માટે ઘેરે જા. આ સાંભળી **વીરોજી** અને તેની સ્ત્રી પુત્રને લઈ ઘેર આવ્યા.

સવારે **વીરોજી** કચેરીમાં ગયો ત્યારે **વિક્રમે** પુછ્યું કે રાત્રે કોણ રૂદન કરતું હતું? **વીરોજી** કહે કે એક બાઇ દુઃખી હતી તેને ખાવા કાંઇ પણ નહોતું તેથી રૂદન કરતી હતી. તેને થોડું ધન આપ્યું અને તેના સાસરીયાને સમજાવી ભેગી રાખવાનું કર્યું.

પોતા માટે આટલો બધો ભોગ આપ્યો છતાં અભિમાન નહિ કે બીજાને જણાવવાની દરકાર નહિ આવો રાજભક્ત જોઈ વિક્રમ ભેટી પડયો, અને કચેરીને રાત્રીનો બનાવ અથથી ઇતિ સુધી સંભળાવ્યો. બધા ધન્યવાદ આપવા લાગ્યા.

વિક્રમ કહે "વીરોજી! આજથી તમે મને જીવતદાન દીધું છે તેથી મારા સાથે તમારૂં નામ જોડું છું. હવેથી હું વીર વિક્રમ કહેવાઈશ. પહેલું તમારૂં નામ અને પછી મારૂં નામ." આમ કહી વીર-વિક્રમ નામ ધારણ કર્યું અને વીરોજીને મોટી જાગીર ભેટ આપી.



# ઝેર કે અમૃત !

એક માણસને પીયાનો રોગ થયો હતો. પીયાથી પેટ એટલું બધું વધ્યું હતું કે હાલીચાલી પણ શકતો નહિં. આખા દેશમાં પ્રખ્યાત થએલા વૈદ્ય આ ગામમાં આવી ચડયા. ગામના માણસોએ આ માણસને બતાવ્યો અને કહ્યું કે 'આ ગરીબ માણસ છે. આનું વૈદું કરશો તો પુણ્ય થશે.' આ સાંભળી રોગીની ચિકિત્સા કરી વૈદ્ય બોલ્યા કે, 'આ માણસને માટે દવા નથી અને આરામ થવાનો પણ નથી.'

સારા વૈદ્યનો આવો અભિપ્રાય પડયો એટલે માણસોને ચોક્કસ થયું કે માણસ સારો થશે નહિં. આમ ખાત્રી થવાથી તેના પ્રત્યે બેદરકાર રહેવા લાગ્યા. ઘરના માણસો કંટાળી ગયા તેથી ગામ બ્હાર સરીઆમ રસ્તા ઉપર જઈને મૂકી આવ્યા. આસપાસ કુવા અને વાડીઓ હતી. કુવાવાળા તેને થોડો રોટલો આપતા હતા તેમાંથી તે નિર્વાહ કરતો. વળી મારગને કાંઠે થઈને નીકળતાં માણસો પણ આ માણસને દુઃખી જોઈ દયા ખાતાં અને કાંઈક ખાવાનું આપતાં.

એક દિવસ રાજા આ રસ્તે થઈને નીકળ્યા. તેની સાથે પેલા પ્રસિદ્ધ વૈદ્ય પણ હતા. રાજાને આ માણસ ઉપર દયા આવી અને વૈદ્યને કહ્યું કે 'આને આરામ કરો. જે ખર્ચ થાય તે કરો.'

"નામદાર! આ માણસના રોગને માટે દવા કાંઈ નથી."

"ત્યારે શું આવા રોગવાળાને છેલ્લો ઉપાય મરણજ છે?"

"હા. નામદાર! બીજો રસ્તો નથી."

"ગરીબ બિચારો રોગી!" આમ કહી રાજા ચાલતા થયા. રોગીએ રોગમુક્ત થવાની આશા મૂકી. ચોમાસાનો સમય આવ્યો. રસ્તે ચાલતાં માણસો ઓછાં થવાં લાગ્યાં. કોશ હાંકવાવાળા પણ કુવેથી ગામમાં ગયા. આ રોગી માણસને કોઈ જાતનો આધાર રહ્યો નહિં. અમાપ દુઃખથી તે દુઃખી થવા લાગ્યો. હવે તેને જીંદગીનો વધારે કંટાળો આવ્યો. એક તો રોગનું દુઃખ તેના સાથે ભુખનું દુઃખ અને વરસાદ વગેરેનું પણ અસહ્ય દુઃખ. આ બધાથી જીવન અકારૂં લાગવા માંડયું. જગત બધું દુઃખમય અને શૂન્યકાર લાગવા માંડયું. ઉંચે આભ અને નીચે ધરતીજ તેનો આધાર હતાં!

દુઃખથી ઘેરાએલો મૃત્યુને શોધતો તે પડયો પડયો ઇશ્વરને યાદ કરતો હતો. તેની સામે એક ધોળો આકડો હતો. તેના નીચે માણસની ખોપરી પડી હતી. વરસાદ થએલો હોવાથી આકડાના પાન ઉપર થઇને માણસની ખોપરીમાં વરસાદનું પાણી પડયું હતું. આ વખતે એક સર્પ આવ્યો અને ખોપરીમાંનું પાણી પીવા લાગ્યો. દુઃખી માણસને વિચાર થયો કે આ સર્પને પકડું તો મને ડંશ કરે અને હું શરીરમુક્ત થઇ સુખ પામું. આમ વિચાર કરી તે ઢરડાતો આગળ ચાલ્યો. પાણી પીતા સર્પની તે માણસ ઉપર દ્રષ્ટિ ગઈ તેથી સર્પ ઉતાવળો થયો અને ગલ પાણીમાં પડયું.

સર્પ ત્વરાથી ચાલ્યો ગયો. ગલ પાણીમાં પડતાં રોગી માણસે જોયું તેથી તેને આનંદ થયો, અને મુશીબતે ખોપરી પાસે ગયો. જાણે અમૃતનો પ્યાલો હોય તેટલા આનંદથી ઝેર પડેલ પાણીવાળી માણસની ખોપરી ઉપાડીને તે બધું પાણી પી ગયો. થોડી વાર થઇ

ત્યાં એટલો બધો જુલાબ લાગ્યો કે પીયો વધ્યો હતો તે પેટ સાફ થઈ ગયું અને નિદ્રા આવી ગઈ.

ઘણાં દિવસથી જતી રહેલી નિદ્રાએ મહેર કરી. બીજા દિવસની સવાર સુધી તે પડયો રહ્યો.

સવારમાં કોઇ ભાત-રોટલા-લઈને નિકળ્યું. તેને વિનંતિ કરી એટલે થોડો રોટલો આપ્યો. આટલું ખાઈને તે ટટ્ટાર થયો, પછી ધીમે ધીમે ગામમાં આવ્યો. થોડા દિવસમાં તો તદ્દન સારો થઇ ગયો.

એક દિવસ રાજા અને વૈદ્ય ફરીને આ રસ્તે નીકળ્યા. રસ્તા ઉપરજ તે માણસ કામ કરતો હતો. રાજાને રોગી માણસ યાદ આવ્યો અને કામ કરનારને બોલાવી હકીકત પૂછી. તે રોગી માણસ પોતેજ હતો તેમ તેણે કહ્યું ત્યારે રાજાએ વૈદ્યને પુછ્યું કે, 'આ રોગવાળાને માટે દવા નહોતી તો આરામ કેમ થયો ?'

વૈદ્ય કહે કે "દવા તો છે. ધોળો આકડો, નીચે માણસની ખોપરી, વરસાદનું પાણી આકડાના પાન પર થઇ ખોપરીમાં પડે, તેમાં સર્પ ગલ નાખે ને તુરત તે પાણી પીવામાં આવે તો આરામ થાય. આ બધું શી રીતે એકઠું થાય કે હું દવા કરૂં ?"

પેલો માણસ કહે "એ બધો જોગ મારે થયો હતો. જુવો પેલો ધોળો આકડો છે, પાસે માણસની ખોપરી પડી છે, તેમાં પાણી ભરાયું હતું અને સર્પે ગલ નાખ્યું તે નજરે જોયું તેથી ઝેર માનીને મેં પીધું. પણ મને તો તે ઝેર અમૃત થયું, મરણ આપવાને બદલે મને સજીવન કર્યો."

રાજા આ વાત સાંભળી પરમાત્માની અકળ ગતિ વિચારતો ચાલ્યો ગયો.



# આપકર્મણી કે બાપકર્મણી ?

કનકાવતી નગરીમાં કનકસેન રાજા રાજ્ય કરતો હતો. તેને બે કુંવરીઓ હતી. મોટીનું નામ ફુલાંદે અને નાનીનું નામ **મી**ણાદે હતું. બન્ને કુંવરીઓને સારા વિદ્વાન પાસે ભણવા મુકી. જયારે ભણીને આવી ત્યારે કનકસેને પૂછયું કે 'તમે આપકર્મણ કે બાપ-કર્મણ ?' આ સાંભળી મોટી કુંવરી કહે કે 'બાપના કર્મ દીકરીને શા કામના ? પોતાના કર્મમાં હોય તેજ મળે છે માટે હું તો આપ-કર્મણ છું.' ત્યારે નાની કુંવરી કહે કે 'હું તો બાપકર્મણ છું.' નાની કુંવરી ઉપર રાજા પ્રસન્ન થયો અને મોટી કુંવરી ઉપર નારાજ થયો. મોટી આપકર્મણી કેવીક છે તે જોવા તેમણે વિચાર કર્યો.

+ + + +

રાજા **વી**ર ચાલ્યો જતો હતો. રસ્તામાં તંબોળીઓ નાગ સામો મળ્યો. તંબોળીઆએ રાજા **વી**રને પ્રાર્થના કરી કે 'મારી પાછળ **લા**લવાદી અને ફુલવાદી પડયા છે તે મને પકડીને કરંડીયામાં પુરશે માટે મને તમારા પેટમાં રહેવા દો. **લા**લવાદી, ફુલવાદી ચાલ્યા

જશે કે હું બ્હાર નિકળીશ.' રાજા **વીર** કહે કે 'તું નગરો–ગુરૂ વિનાનો છે, માટે પાછો નિકળે નહિં.' તંબોળીઓ કહે 'મારો જીવ બચાવો અને હું દગો કરૂં તેમ બને નહિં.' રાજા **વીર**ને દયા આવી અને મોઢું પહોળું કર્યું એટલે તંબોળીઓ અંદર પેસી ગયો. **લાલ**-વાદી ફુલવાદી શોધતા આવ્યા પણ પત્તો લાગ્યો નહી તેથી પાછા ચાલ્યા ગયા. રાજા **વીરે** કહ્યું કે 'હવે બ્હાર નિકળ! **લાલ**વાદી ફુલવાદી ચાલ્યા ગયા છે.' તંબોળીઓ કહે 'મને અહીં સુખ છે. હવે બ્હાર નિકળીશ નહિં.'

રાજા દરરોજ સુકાવા મંડયો. પેટ વધી ગયું. ચાલવાની શક્તિ રહી નહિં. ચીંથરેહાલ થઈ ગયો. પોતા પાસે હતું તે પરવારી બેઠો. પોતાની રાજધાની દૂર રહી ગઈ. ત્યાં પહોંચવાની શક્તિ રહી નહિં. મુશીબતે કનકાવતીએ પહોંચ્યો. સાંજે દરવાજા બંધ થઈ ગયા હોવાથી ઉગમણે દરવાજે રાત પડી રહ્યો.

કનકસેને એવો હુકમ કર્યો કે ઉગમણે દરવાજે દરવાજો ઉઘાડતાંજ જે માણસ પહેલો દાખલ થાય તેને મારી પાસે લાવવો. આ હુકમ પ્રમાણે દરવાજો ઉઘડતાંજ પ્રથમ રાજા **વીર** ચીંથરેહાલ સ્થિતિમાં દાખલ થયો તેથી તેને કનકસેન પાસે લઈ ગયા. હજામત ચડેલી, પેટ વધેલું, ભીખારીની સ્થિતિઃ આ બધું જોઇ કનકસેન ખુશી થયો અને તુરત પોતાની આપકર્મણ કુંવરીનાં ઘડીયાં લગ્ન કરીને રાજા **વીર**ને પરણાવી દીધી. એક ભાગ્યુંતુટયું ઝુંપડું રહેવા આપ્યું. નાની કુંવરી **મીણાદે** હતી અને જેણે પોતે બાપકર્મણ છે તેમ કહ્યું હતું તેને સારો, લાયક અને મોટા રાજવાળો વર જોઇને પરણાવી. ફુલાંદેનો પતિ રોગી અને ગરીબ સ્થિતિનો મળ્યો. રાજમહેલમાંથી તુરત ઝુંપડીમાં રહેવાનું થયું છતાં પોતાના નશીબ ઉપર ભરૂસો રાખનાર કુંવરી ગભરાણી નહિં અને—

**દોસતા ઉપર ચઢો, પેસો પંચા દોય,**
**અણુહોણી હોણી નહિં, હોણી હોય સો હોય.**

[ અર્થાતઃ—દો સતા=બે સતાને ચૌદ, ભલેને ચાદમા બ્રહ્માંડમાં જાઓ; અગર સાતમા (પંચા દોય–પાંચ ને બે સાત) પાતાળમાં પેસો તો પણ જે નથી થવાનું તે થવાનું નથીજ અને થવાનું તે થવાનુંજ છે. ]

**લાખ વમાસણ કોડ વધ, કર દેખો સબ કોય,**
**અણુહોણી હોણી નહિં, હોણી હોય સો હોય.**

[ અર્થાતઃ—તમે બધા લાખ પ્રકારનો વિચાર કરો, કરોડ જાતની વિધિ કરો તો પણ થવાનું તે થવાનુંજ. ]

**હાથ વછુટી દ્રહે પડી, કાઢી ન શકે કોય,**
**અણુહોણી હોણી નહિં, હોણી હોય સો હોય.**

[ અર્થાતઃ—હાથમાંથી વસ્તુ છટકીને ઉંડા ધરા (જેમાં ઘણું ઉંડું પ્રાણી હોય છે) માં પડી જાય તેને કોઈ પણ કાઢી શકતું નથી તે પ્રમાણે થવાનું હોય તે મિથ્યા થતું નથી. ]

**હાથ વછુટી ગીર પડી, ફેર ન લંભે કોય,**
**અણુહોણી હોણી નહિં, હોણી હોય સો હોય.**

[ અર્થાતઃ—હાથમાંથી છટકીને વસ્તુ બહુ નીચે પડી જાય તો હાથ લંબાવતાં પણ પકડી ન શકાય, તેમ જે બનવાનું હોય તેને મીથ્યા કરી ન શકાય. ]

આ પ્રમાણે જે થવાનું હોય તેજ થયા કરે છે તેમ વિચારતી મોટી કુંવરી બેઠી છે. રાજા વીર તુટેલ ખાટલો અને ફાટેલ ગોદડી નાખી પડયો છે, રાત્રિ અર્ધ ઉપર વ્યતીત થઈ છે. એક તરફ ખુંણામાં વિચારમુગ્ધ કુલાંદે હાલ્યા ચાલ્યા વિના બેઠી છે. તેની દૃષ્ટિ પોતાના પતિના મુખ ઉપર સ્થિર થઈ છે. રાજા વીરનું મુખ પ્હોળું થયું છે અને ભર નિંદ્રામાં સુતો છે. મુખમાંથી સર્પ નિકળી ફેણ માંડી ડોલવા લાગ્યો. આ વખતે સામે ખુણેથી પણ એક સર્પ નિ-

કળી સામે ફેણ માંડી રહ્યો. **પોતાના પતિના પેટમાં સર્પ તે જાણી ફુલાંદે આશ્ચર્ય પામી.*** કાંઈક અજાયબી, કાં સર્પનો ભય અને કાંઈક વિચાર: આથી સ્તબ્ધ બની. ખુણામ નિકળેલ સર્પે તંબોળીઆને સંબોધી કહ્યું કે 'ફટ છે તને ! ત જેવો કૃતઘ્ની બીજો કોણ હોય ? રાજા **વીરે** તને પેટમાં આ આપી જીવિતદાન આપ્યું ત્યારે તેં વિશ્વાસઘાત કર્યો ! તું નગ ગુરૂ વિનાનો છે તેથીજ આમ કર્યું. પણ જો સવાશેર ઝેરકોચ લઈ રાજાને પાય તો તારા કટકા થઈ જાય અને રાજાને સારૂં થાય

આ સાંભળી તંબોળીઓ બોલ્યો કે, 'તારૂં મોશાળ તો અરકોડીઆમાંથી તું થયો છે તેથી આટલો બધો ખજાનો લઈ પ છે. તે તારે કામ આવતો નથી તેમ બીજાને કામ આવતો ન પણ કોઈ માણસ સવામણ તેલ ઉનું કરી તારા દરમાં–રાફડા નાંખે તો તું મરણ પામે અને ખજાનો મળે.' આટલું કહી તં ળીઓ મુખમાં પેસી ગયો અને ખુંણાનો સર્પ રાફડામાં સમાઈ

ફુલાંદેને ખાત્રી થઈ કે પોતાનો પતિ પ્રસિદ્ધ રાજા **વીર** પણ સર્પના દુ:ખથીજ બેહાલ થયો છે, ઉપાય પણ મારા ન મળી આવ્યો છે, પતિ સારા થશે અને ધન પણ મળશે. ન નશીબ સારાં તો છે. આમ વિચારી સવારમાં સવાશેર ઝેરકો અને સવામણ તેલ મંગાવ્યું. ઝેરકોચલાં વાટી પાણી કરી પો પતિને પી જવા કહ્યું. રાજાએ જાણ્યું કે ઝેરકોચલાં પાઈને મને ન નાખવાની આ તરકીબ છે, કારણ કે રાજકુંવરી મારી સાથે તેવી અત્યારે મારી સ્થિતિ નથી. માટે મરવું ઉત્તમ છે એમ ન તે ઝેરકોચલાં પી ગયો.

થોડીવારે એટલો બધો જુલાબ લાગ્યો કે રાજા આથી બે

* જુઓ ચિત્ર.



પતિના પેટમાં સર્પ છે તે જાણી આશ્ચર્ય પામી. ચિ ૨૪

થઈ ગયો અને તંબોળીઓ કટકે કટકા થઈ બ્હાર નિકળી ગયો. પેટ વધ્યું હતું તે સારૂં થઈ ગયું.

ફુલાંદેએ પોતાના પતિનું શરીર સાફ કર્યું અને સુવરાવી દીધો, ત્યાં સવામણ તેલ ઉનું કકડતું થયું હતું તે ખુણામાં રહેલા રાફડાંમાં રેડયું. મકાન બંધ કરી રાફડો ખોદવા માંડયો તો સોના-મ્હોરથી ભરેલા સાત ચરૂ નિકળ્યા. થોડી સોનામ્હોરો કાઢી લઇ બાકીનું હતું તેમ કરી દીધું. પાડોશમાં એક વૃદ્ધ ડોશી હતી તેને સોનામ્હોર આપી શહેરમાંથી સિધાનો સામાન મંગાવી રાબ કરવા બેઠી. રાબ કરીને ઠારવા માંડી ત્યાં રાજા જાગ્યો અને શુદ્ધિ આવી. આ જોઇ ફુલાંદે દોડી જઇ ખોળામાં માથું મુકી રાજાને પંપાળવા લાગી.

"મને ભુખ લાગી છે અને રાબ ખાવાની મરજી થઈ છે પણ આપણને તો ખાવાનાં પણ સાંસાં છે તો રાબ ક્યાંથી મળે ?" રાજાએ ક્ષીણ સ્વરથી નિરાશા સાથે કહ્યું.

ફુલાંદે કાંઇપણ ઉત્તર ન આપતાં ઉતાવળે જઇને રાબ લઇ આવી અને ખોળામાં માથું લઇ રૂનાં પુંમડાં વતી રાબ પાવા લાગી. થોડે થોડે રાજાનો કંઠ કુંણો પડવા લાગ્યો. રાબ થોડી પેટમાં ગઈ કે શક્તિ આવી અને બેઠો થયો. ફુલાંદેએ પોતાનાં શરીરનું ઓઢીગણ કર્યું અને રાજાને બેસાર્યો. રાબનું પાત્ર મોઢે માંડી થોડી રાબ પીધા પછી રાજા સુઇ ગયો.

ફુલાંદેએ ગામમાંથી માણસો બોલાવી નોકર રાખ્યા અને સારામાં સારાં મહેલ તુરતમાં ભાડે લેવા મોકલ્યા, અને દાસીઓ વગેરે પણ રાખી લીધી.

માણસોને કામે વળગાડી સોનામ્હોરના ચરૂ હતા તે ભાડે રાખેલા મહેલમાં પહોંચ્યાડયા, અને પોતાના પતિ સાથે ફુલાંદે

મહેલમાં રહેવા ગઇ. ઝુંપડીવાળી જગ્યા વેચાંતી લઇ ત્યાં તેણે રાજ-મહેલ જેવા મહેલો બનાવ્યા, અને રાજા **વીરને** ડેલીએ બેસવું ગમે તે માટે માણસોને કાવા કસુંબા, મીઠાઇઓ :વગેરે આપીને અને જમવા પણ રોકીને આકર્ષવા લાગી. એકતો રાજા **વીર** સૌન્દર્ય પુર્ણ–તેમાં રાજવંશી પોશાક રાખે, તેથી બધા માનવા લાગ્યા કે કોઈ દેશના રાજા આવીને રહ્યા છે અને ધન છુટથી વાપરે છે. આ વાત કર્ણોપકર્ણ નગરમાં પ્રસરી ગઈ તેથી માણસો બેસવા આવવા લાગ્યા. થોડે થોડે કચેરીનાં માણસો પણ ઓછા થવા લાગ્યા અને રાજા **વીર** પાસે બેસવા લાગ્યા.

આવી રીતે ફુલાંદે પૂર્ણ સુખ પામવા લાગી ત્યારે **મીણાદે** જે રાજાને આપી હતી તેના ઉપર આપત્તિ આવી. કોઇ દુશ્મન ચઢી આવ્યો તેમાં હાર પામવાથી **મીણાદેને** લઇને રાજાને ગુપ્ત રીતે પગેપાળા નહાસવું પડયું. ભટકતાં ભટકતાં તેઓ બેહાલ સ્થિતિમાં આવી પડયા અને ભીખારીની હાલતમાં કનકાવતીમાં આવ્યાં. રાજમહેલમાં જવાનો ઘણો પ્રયાસ કર્યો પણ ભીખારી જાણીને કોઇએ તેમને જવા દીધાં નહિ. તેથી તેઓ નિરાશ થયાં, પણ કોઇ પરદેશી રાજા આવ્યો છે તે ઘણો દયાળુ છે તેવું સાંભળી રાજા **વીરની** ડેલીએ તેઓ બંને આવ્યાં. નવા માણસને રાખતાં પહેલાં ફુલાંદે નજરે જોતી અને પછીજ માણસો રાખવામાં આવતાં. તે પ્રમાણે આ ભીખારી હાલતમાં રાજા અને **મીણાદેને** ફુલાંદે પાસે મોકલ્યાં. ફુલાંદે પોતાની બાપકર્મણ બ્હેનને ઓળખી ગઈ. **મીણાદે** ઓળખી શકી નહિ. ફુલાંદેએ ઓળખાણ ન પાડતાં રસોડાની દેખરેખ ઉપર **મીણાંદેને** રાખી અને તેના પતિને રાજા **વીરની** પાસે રાખ્યો.

આવી રીતે થોડા દિવસ રહ્યાં. કનકસેનની કચેરી ઝાંખી પડવા લાગી તે જોઈ કનકસેને પુછયું કે કચેરીના માણસો ઓછા

કેમ થતા જાય છે? ત્યારે જવાબ મળ્યો કે થોડા દિવસથી કોઈ પરદેશી રાજા આવીને મકાન બાંધીને રહેલ છે તેની ડેલીએ બધા જાય છે. પોતાના શહેરમાં આવો રાજા આવીને રહે અને પોતે મળવા ન જાય તે ઠીક ન. દેખાય એમ માની માણસો મારફતે કહેવરાવ્યું કે આવતી કાલે રાજા મળવા આવશે.

ફુલાંદેએ આ સમાચાર સાંભળતાંજ રાજા વીરને બેસવાનાં સ્થળે રત્નજડીત ગાદી તકીયા નંખાવ્યા અને રાજસિંહાસનને ભુલાવી દે તેવું સિંહાસન ગોઠવી રાજાના જેવી રીયાસત ખડી કરી. પોતાનાં પતિને સમજાવી રાખેલ કે ગમે તેમ કરીને રાજાને જમવા રોકવા.

રસોડામાં રાજવૈભવ જેવાં ભોજનો તૈયાર કરાવવા માંડયાં. મીણાદેને પણ ઉમદા કપડાં પહેરાવી રાજાને પીરસવાનું કામ સોંપ્યું. મીણાદે પણ ખુશી થઈ કે આ રીતે પોતાના પિતાને મળાશે અને ઓળખાણ થશે.

બીજે દિવસે કનકસેન રાજા મળવા આવ્યા. રાજા વીરના તેજ આગળ કનકસેન અંજાઇ ગયા. રાજા વીરે ઘણી સરભરા કરી અને જમવાને વખતે આગ્રહ કરી જમવા તેડયા. અંદર જમવા ગયા તો પોતાના વૈભવને ઝાંખો પાડે તેવો વૈભવ જોયો અને તેથી રાજા દિગ્મૂઢ જેવો થઇ ગયો. બેસવાને માટે સુવર્ણના પાટલા, સુવર્ણના થાળ, સુવર્ણનાં પાણી પીવાનાં વાસણ આ બધું આશ્ચર્ય ઉપજાવે તેવું હતું. આ કોણ હશે? ક્યાંના રાજા હશે? આટલો બધો વૈભવ છે તો ઉપજ કેટલી હશે? આ વિચારે થાળમાં હાથ રહી ગયો છે! કોળીઓ મુખમાં મેલવાની પણ સ્મૃતિ રહી નથી! આ બધું જોઈ વસ્ત્રાલંકારથી સજ્જ થઇ ફુલાંદે આવી અને બોલી કે "પિતાજી! આપ જમતા કેમ નથી? આ આપની સમક્ષ ફુલાંદે હાજર છે!"

પોતાને સ્વપ્નું આવ્યું છે કે શું? તેમ ઘડીભર કનકસેનને થયું. ફુલાંદેને કોટે રાજા વળગી પડયો અને આ વૈભવ કેવી રીતે મેળવ્યો તે પુછવા લાગ્યો. ફુલાંદેએ પોતાનો અથેતિ ઇતિહાસ કહી સંભળાવ્યો તેથી આશ્ચર્ય પામી કહેવા લાગ્યો કે 'તું ખરેખરી આપકર્મણી છે. મીણાંદે બાપકર્મણી હતી તેનું શું થયું તેના સમાચાર સરખા પણ નથી!'

ફુલાંદેએ મીણાદેને આગળ આણી. મીણાદેએ આંખમાં આંસુ લાવી પોતાની વીતક વાત બધી કહી સંભળાવી તેથી કનકસેનને ખાત્રી થઈ કે પોતાના નશીબજ પોતાને કામનાં છે. વળી રાજા વીરે પોતાની ઓળખાણ આપી ત્યારે તો તેના હર્ષનો પાર રહ્યો નહિં. મીણાદે અને તેના પતિની સ્થિતિ સાંભળી જે દુઃખ થયું હતું તે ફુલાંદેની સ્થિતિ જોઇ સુખ થયું અને રાજા બંને પુત્રીઓ તથા જમાઇને વ્હાલથી ભેટયો.

રાજા વીર લશ્કર લઈ ચઢયો અને પોતાના સાહુનું રાજ્ય પાછું મેળવી આપ્યું. પોતાના રાજ્યમાં જઇ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. ફુલાંદે તથા રાજા વીર આનંદથી રાજ વૈભવ અને અનેક પ્રકારના ભોગ વિલાસ ભોગવવા લાગ્યા.



# જાલમસિંહજી.

**માનસિંહજી** અને **જાલમસિંહજી** કરીને બે રજપૂત ભાઈઓ **જુનાગઢના રા'**ની નોકરીમાં હતા. આ નોકરી પોતાના પિતાની હતી તે વારસામાં મળી હતી. મોટો ભાઇ **માનસિંહ** શાંત સ્વભાવનો અને **જાલમસિંહ** ઉતાવળા સ્વભાવનો હતો. બંને ભાઇઓને **પ્રથમ** તો મેળ સારો હતો. **જાલમસિંહ** નોકરીમાં નહોતો. **માનસિંહજ** તેને ખવરાવતો. **જાલમસિંહ** યુવાન—સૌન્દર્યયુક્ત હતો તે સાથે જરા ઉદ્ધત હતો તેથી **માનસિંહ** અને **જાલમસિંહ**ને અવારનવાર બોલાચાલી થતી. એક વખત **માનસિંહે** તિરસ્કારથી કહ્યું કે, 'તું ચાલ્યો જા. તારો ખપ નથી.' આ સાંભળી **જાલમસિંહ** પોતાના થોડા સાથીદારો સાથે ચાલતો થયો.

**જાલમસિંહ** **સૌરાષ્ટ્ર** છોડી **મારવાડ**માં આવ્યો. **જોધપુર**ના રાજાનો ભેટો શી રીતે થાય તે વિચારવા લાગ્યો. છેવટે વિચાર આવ્યો કે, જ્યારે રાજા શિકારે જાય ત્યારે મુલાકાત કરવી અને પોતાને નોકર રહેવાની ઇચ્છા બતાવવી.

એક વખત રાજા જંગલમાં શિકાર કરવા જવા નિકળ્યા. જાલમસિંહ પણ પાછળ પાછળ ઘોડેસ્વાર થઇને ચાલ્યો અને માણસોની સાથે ભળી ગયો. મધ્યાન્હનો સમય હતો. એક સિંહનો અને રાજાનો ભેટો થયો. બીજા આ વખતે આસપાસ જંગલમાં છુટાછવાયા થઇ ગયા હતા તેથી રાજા એકલા હતા. સિંહ સામો આવ્યો. આ તકનો લાભ લઈ જાલમસિંહ પાસે જઇને ઉભો રહ્યો. રાજાએ સિંહ ઉપર તરવારનો ઘા કર્યો કે તરવાર કટકા થઈ ગઇ. સિંહ જેવો રાજા ઉપર ત્રાપ મારે છે તેવોજ જાલમસિંહે તરવારથી તેના ટુકડા કર્યા.

પોતાનો પ્રાણ બચાવનાર કોણ છે, ક્યાં રહે છે, શા કારણથી આવેલ છે, વગેરે પૂછપરછ કરીને રાજાએ જાણી લીધું કે એ સૌરાષ્ટ્રનો કુળવાન રજપૂત છે અને નોકરી માટે આવેલ છે. આવા શૌર્યવાનની જરૂર હોયજ એટલે જાલમસિંહને રાજાએ પોતાની પાસે નોકરી રાખ્યો.

જ્યારે જ્યારે રાજા શિકાર કરવા જાય ત્યારે ત્યારે જાલમસિંહ સાથે હોયજ. જાલમસિંહ ઉપર રાજાની મહેરબાની વધવા લાગી, દરરોજ નવા નવા પોશાકો આપવા લાગ્યા, અને છેવટે પોતાને પહેરવાનાં વસ્ત્રો અને અલંકારો આપીને કાયમ પહેરી રાખવા કહ્યું તેથી જાલમસિંહજી રાજા કરતાં પણ વધારે શોભતો હતો.

પરદેશનો આવી રાજાની મહેરબાની મેળવે, રાજા તેનુંજ કહેવું કરે તે ઇર્ષ્યાળુથી સહન થાય નહિ. તેથી તેઓ અવનવી ભંભેરણી કરતા. તે સાથે જાલમસિંહ હલકી ચાલનો છે તેવો આરોપ મેલતા. પણ રાજા કોઇનું સાંભળતો નહીં.

રાજાનાં માસી વિકાનેર હતાં. તેમની કુંવરીનાં લગ્ન થતાં હતાં, પણ જોધપુરના રાજા જઇ શકયા નહિ. જે દિવસ લગ્નનો હતો તે દિવસે જાલમસિંહને સાથે લઈ રાજા શિકારે ગયા હતા.

આજે બધા. જંગલમાં છુટા પડી ગયા હતા. જાલમસિંહ પણ એકલો પડીને રસ્તો ભુલ્યો હતો તેથી ગાઢ જંગલમાં ભટકતાં ભટકતાં સાંજ પડી ગઇ હતી.

ભયાનક જંગલમાં રાત્રિનિવાસ ક્યાં કરવો તેની જાલમસિંહને ચિંતા થઇ હતી. ત્યાં એક અર્ધજીર્ણ સ્થિતિમાં શિવાલય જોવામાં આવ્યું. પોતાનો ઘોડો એક ઝાડ નીચે બાંધી શિવાલયના ઓટલા ઉપર ઘાંસીઓ નાખી સુતો. આખા દીવસના થાક અને તાપથી શ્રમિત થએલ જાલમસિંહ નિદ્રાધિન થઇ ગયો. ચંદ્રરજની હોવાથી ચંદ્ર માથે આવ્યો હતો એ વખતે ચાર અપ્સરાઓ આકાશ માર્ગે થઇને જતી હતી તેની દ્રષ્ટિ જાલમસિંહ ઉપર પડી.

અપ્સરાઓએ વિચાર કર્યો કે 'વિકાનેરની કુંવરીનાં લગ્ન થાય છે પણ કુંવરીને લાયક પતિ નથી. આ માણસ રાજકુંવરીને યોગ્ય છે માટે આ માણસ પરણે તેમ કરીએ.'

વિકાનેર બુંદીની જાન આવી હતી. પરણવા આવેલ રાજકુમાર કરૂપ હતો. તેથી અપ્સરાએ રાજકુંવરનું હરણ કરી જાલમસિંહને ઠેકાણે સુવાડયો અને જાલમસિંહને રાજમહેલમાં સુવાડયો.

થોડીવારે હસ્તમેલાપનો સમય થયો. આ વખતે દાસીઓ આવીને રાજકુમારને જગાડવા લાગી. પોતાના રાજકુંવરને બદલે કોઇ ખુબસુરત યુવાન સૂતેલો જોયો. પણ આ વાત બહાર પાડવામાં કાંઇ સાર ન જોવાથી પીઠી ચોળી નવરાવી વરરાજા તરીકે તૈયાર કર્યો. જાલમસિંહ દિંગ્મૂઢ બની ગયો. આતે સ્વપ્નું છે કે સાચું તેનો નિર્ણય કરી શકયો નહિ. જે થાય તે મુંગે મોઢે જોવા લાગ્યો.

વરરાજાને લગ્નમંડપમાં પધરાવવામાં આવ્યા અને રાજકન્યા સાથે ધામધોમથી લગ્ન થયાં. મંગળફેરા વર્ત્યા પછી મહેલમાં ગયા. થોડીવારે રાજકુંવરી થાળ લઇ આવી. સાથે ચાર દાસીઓ હતી.

રીત પ્રમાણે દાસીઓએ ઇનામની માગણી કરી તો કોઇને હજાર કોઈને બે હજાર મ્હોરો ઇનામની કહી.

રાજકુંવરીએ પોતાનું મુખ વસ્ત્રાવગુંઠનમાં રાખ્યું હતું. પોતાને કાંઈક પુરસ્કાર આપે તોજ મુખ બતાવવું. તેવો રિવાજ હોવાથી જાલમસિંહે પાંચ ગામ આપવાં કહ્યાં અને ઉદારતા બતાવી. સ્વગત બોલ્યો કે 'ક્યાં આપવાં છે અને ક્યાં લેવાં છે?'

રાજકુંવરીને શંકા થઇ કે, જ્યારે સામૈયું થયું ત્યારે મેં જોએલ હતો તે આ પુરૂષ નહિં. સામૈયા વખતે કરૂપ અને શ્યામ હતો. આ તો સૌન્દર્યવાન છે. ગમે તે હોય પણ લગ્ન તો આ પુરૂષ સાથે થયાં છે તેથી આજ પુરૂષ મારો પતિ છે. આમ વિચારી હાવભાવ બતાવી વરરાજાએ કિમતી ઘરેણાં પહેરેલા હતા તે અને **તરવાર જમૈયો વગેરે સુવર્ણ મંડિત હથીઆરો હતા તે લઈ પેટીમાં મુકયા*** આમ કરવાનું કારણ જાલમસિંહે પુછ્યું ત્યારે કુંવરીએ કહ્યું કે 'સવારે આ બધું પાછું લે જો. પણ અત્યારે કોઇ દાસી આવીને મશ્કરી કરવા કાંઈ લઇ જાય તો મને અપશુકનનો વ્હેમ પડે.' આમ કહી સમાધાન કર્યું.

જાલમસિંહે ઉમદા વસ્ત્રો પહેરેલાં હતાં તે કાઢીને એક ધોતીયું પહેર્યું અને પરણવાની ઉપરણી હતી તે માથે બાંધી. જાલમસિંહ અને રાજકુંવરી ચતુર હતાં. તેથી થોડી પળમાં એક બીજાનાં હૃદયો મળી ગયાં અને અત્યંત પ્રેમથી સંલગ્ન થયાં. કુંવરીએ વિચાર્યું કે આ પતિ આપનાર કોઇ દૈવી વ્યક્તિ હશે, માટે સવારે મારા પાસે રહેશે કે કેમ ? આમ વિચારી આખી રાત્રિ આનંદમાં ગાળી. જ્યારે શેષ રાત્રિ રહી ત્યારે બંને અલગ નિદ્રાધિન થયાં.

જાલમસિંહને જેવી નિદ્રા આવી કે તુરત અપ્સરાઓએ ત્યાંથી

* જુઓ ચિત્ર.



તરવાર જમૈયો વગેરે લઇ પેટીમાં મુકયા. [પૃ. ૪૨.

ઉપાડી શિવાલયને ઓટલે સુવાર્યો અને રાજકુંવરને જાલમસિંહને સ્થળે સુવાડયો.

સવારમાં જ્યારે વડારણો–દાસીઓ જગાડવા આવી તો રાત્રે જે હતો તે નહિં અને તેને બદલે બીજો પુરૂષ જોયો. રાત્રે રૂપવાન હતો, ત્યારે અત્યારે કરૂપ હતો. તેથી દાસીઓ આવીને કુંવરીને કહેવા લાગી કે આ રાત્રે હતો તે નથી પણ બીજો છે. કુંવરી તો પ્રથમ-થીજ આ વાત સમજી ગઇ હતી તેથી પોતાની માતા મારફતે બધી વાત પોતાના પિતાને જણાવી.

રાજાએ જાનવાળાને કહ્યું કે, 'આ સાથે મારી પુત્રી પરણી નથી, પણ બીજા સાથે પરણી છે. માટે તમારા સાથે કુંવરીને મોકલીશું નહિં.' જાનવાળાને ક્રોધ ચડયો અને બોલ્યા કે 'જગત જાણે તેમ લગ્ન થયા છે. હવે કુંવરીને કોઇ પરણશે નહિં અને પરણશે તો લડાઈ કરીશું. ભલે પોતાને ઘેર રાખે' આમ વિચારી પાછા ચાલ્યા અને રસ્તામાંથી બીજી કન્યા સાથે લગ્ન કરીને તેડતા ગયા. રાજ-કન્યાએ શ્વેત વસ્ત્ર પહેરી વ્રત કરવા માંડયું.

સવાર પડી એટલે જાલમસિંહ જાગ્રત થયો અને જુવે છે તો અરણ્યમાં શિવાલયના ઓટલા ઉપર પડયો છે ! તેથી તેને આશ્ચર્ય થયું. પણ એતો સ્વપ્નું હશે તેમ માન્યું. પોતાના શરીર સામે જુવે છે તો વસ્ત્રાલંકારો જોયા નહિં તેમ પોતાનાં હથિઆરો જોયાં નહિં. એક ધોતીયું પહેરેલું, માથે ઉપરણી બાંધેલી અને હાથે મીંઢોળ. આવું જોઇને તો વધારે આશ્ચર્ય થયું. 'જો સ્વપ્નું હોય તો આ બધું જાય કયાં ? મને બરાબર યાદ છે કે તે સ્ત્રીએ પેટીમાં મુકેલ છે. તે કીયું શહેર હશે ? તે સ્ત્રી કોણ હશે ? મને ત્યાં કોણ લઇ ગયું હશે ? ત્યાં લઇ જઇ લગ્ન કરવાનો હેતુ શો ? એકજ રાત

તે રમણી મારા માટે સરજાઈ હશે? આમ અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યો, પણ કાંઈ મનનું સમાધાન થઇ શક્યું નહિં?

પોતાનો ઘોડો છોડયો, સાજ નાખ્યું અને ચાલતો થયો.

આ તરફ જાલમસિંહ આવ્યો નહિં. કયાંઇક જંગલમાં ભુલો પડયો તેમ માની રાજાએ માણસોને શોધ કરવા મોકલ્યા. પોતે પણ સરદારો સાથે શોધ કરવા લાગ્યા.

દ્વેષિ સરદારો તો પોતાની નિત્યની વાત આગળ લાવી કહેવા લાગ્યા કે જાલમસિંહ સારી ચાલનો નથી. જંગલનો લાભ લઇ કોઇક સ્ત્રીને ત્યાં રાત રહ્યો હશે. આ વાત પ્રથમ તો રાજાએ લક્ષમાં લીધી નહિં પણ સામેથી આવતાં જાલમસિંહને જોઇ શંકા થઈ.

જાલમસિંહ એકજ ધોતીયું પહેરેલું, શરીરે ઉઘાડો, માથે એક ઉપરણી બાંધેલી, હથીઆર વિનાનો, આવી સ્થિતિ જોઈ રાજાને સરદારો કહેવા લાગ્યા કે, 'જુવો, આપે આપેલાં વસ્ત્રો ઘરેણાં અને હથિઆરો પણ કોઇક સ્ત્રીને આપી આવેલ છે. આપની મહેરબા-નીનો કેવો ઉપયોગ કરે છે?' રાજાને આ વાતની ખાત્રી થઇ. જાલમસિંહ જેવો નજીક આવ્યો કે તુરત રાજાએ પુછયું કે 'તારાં વસ્ત્રાલંકારો અને હથિઆરો કયાં?' જાલમસિંહ શું જવાબ આપે? પોતાની વાત એવી હતી કે કોઈ માની પણ ન શકે. તેવી વાત કહેવાય શી રીતે? તેથી મુંગો રહ્યો. રાજાને ખાત્રી થઇ કે મારી મહેરબાનીનો જાલમસિંહે દુરૂપયોગ કર્યો છે તેથી તેને તિરસ્કારી પોતાને મોઢું ન બતાવવા આજ્ઞા કરી.

જાલમસિંહ બેહાલ સ્થિતિમાં આવી ગયો. રાજાના માનીતાને એકદમ તિરસ્કાર મળે તે મરવા કરતાં પણ વધારે ભયંકર શિક્ષા હોય છે. જાલમસિંહને કોઇ બોલાવતું પણ નહીં, દરરોજ કચેરીમાં જતો તો છેલ્લે બેસતો. સૌની પાછળ જતો અને સૌની પહેલાં

ચાલ્યો જતો. રાજા તેની સલામ પણ લેતો નહીં. આ દુઃખ તેને અસહ્ય હતું. પોતે નિર્દોષ હોવા છતાં માથે આરોપ આવ્યો હતો તેનાથી મુક્ત થવાને ઘણા વિચારો કરતો, પણ ઉપાય કાંઇ સુજતો ન હતો. જોધપુરના રાજાને ખબર મળ્યા કે પોતાની માસીની દીકરીને લગ્નમાંથી વાંધો પડયો છે તેથી સાસરે ગએલ નથી. પોતે જઇ ન શકયો અને આ પરિણામ આવ્યું તેથી તેને અફસોસ થવા લાગ્યો.

અહીં કુંવરીના માતા પિતા પણ મુંઝાયા. કન્યા ઘરે કયાં સુધી રહે? એટલે પોતાની કુંવરી પાસે આવીને તેના પિતાએ હઠ છોડી દેવા કહ્યું. જાન લઇ પાછા ગયા છે તેને વિનવીને પોતે મનાવે અને સાસરે તેડી જાય તેમ કરવાનું પોતે માથે લીધું. ત્યારે કુંવરીએ ઘરેણાં અને હથિઆરો બતાવીને કહ્યું કે "આ જેણે પહેર્યાં હતાં તેના સાથેજ મારાં લગ્ન થયાં છે." તરવાર અને જમૈયો લઈ કુંવરીનો પિતા ઝીણી દ્રષ્ટિથી જોવા લાગ્યો તો જોધપુરના રાજાનું તેના ઉપર નામ જોવામાં આવ્યું, તેથી કુંવરીને કહે કે "આ હથીઆર ઉપર તો તારા માશીઆઈ ભાઈનું નામ છે!" કુંવરી કહે, "તે તો નહોતા, પણ વખતે તેનો કોઈ સરદાર હોય!" રાજા કહે, "જાનીવાસો દરબારગઢમાંજ હતો, તેના ફરતો મજબુત પહેરો હતો. બીજો આવે શી રીતે?" આ સાંભળી કુંવરી કહે કે, "ગમે તેમ હો, પણ આ હથિઆર બાંધનાર સાથેજ લગ્ન થયાં છે, તે મારો પતિ છે." પોતાના પિતાની સલાહથી કુંવરીએ જોધપુર પત્ર લખ્યો અને નવા તથા જુના બધા સરદારોને સાથે લાવવા લખ્યું, અને જો નહિ આવો તો સ્ત્રીહત્યા લાગશે તેવો ભય પણ બતાવ્યો.

જોધપુરના રાજા તૈયાર થવા લાગ્યા. બધા સરદારોને સાથે આવવા ફરમાન થયું. તે સાથે જાલમસિંહને પણ ફરમાન થયું. બધા જોધપુરથી ચાલીને વિકાનેર આવ્યા.

પોતાની બ્હેનને મળવા માટે જોધપુરના રાજા અંત:પુરમાં ગયા અને હકીકત પુછી એટલે કુંવરીએ વસ્ત્રાલંકારો અને હથિઆરો રજુ કર્યા. તે સાથે કહ્યું કે, "આ પહેરવાવાળો માણસ મારો પતિ છે, તેની સાથે મારાં લગ્ન થયાં છે." આ વસ્ત્રાલંકારો તથા તરવાર વગેરે જોઇ જોધપુરના રાજાને આશ્ચર્ય થયું. પોતે તે ઓળખ્યા. 'જાલમસિંહને આપેલાજ આ વસ્ત્રાલંકારો અને હથિઆર છે. લગ્નને દિવસે જાલમસિંહ જંગલમાં રાત રહ્યો હતો. ત્યારે આ કપડાં અને ઘરેણાં પહેર્યા હતાં, અને સહવારે તેના પાસે આમાંનું કાંઇ નહોતું. કદાચ તે પણ હોય! પણ તે અહીં ક્યાંથી પહોંચે અને શી રીતે પરણે?' આમ વિચાર કરી કુંવરીને પુછ્યું કે, "તમે તે પુરૂષને ઓળખો ખરાં?" આ સાંભળી કુંવરી લજ્જાથી નીચું જોઇને બોલી કે, "જેના સાથે આખી રાત્રિ રહી તેને કેમ ન ઓળખું? હું તો ઓળખું પણ મારી ચારે દાસીઓ પણ ઓળખે." આમ કહી દાસીઓને પાસે બોલાવી. તેઓ ઓળખી શકે કે કેમ? તેવો પ્રશ્ન કરતાં ચારે દાસીઓએ હા કહી.

જોધપુરના રાજા ઉતારે આવ્યા. જાલમસિંહને એકાંતમાં બોલાવી તેના વસ્ત્રાલંકારો ક્યાં ગયા તે હકીકત પુછી. જાલમસિંહે સોગન ખાઇને જે હકીકત બની હતી તે અથેતિ કહી સંભળાવી. માત્ર પોતે શંકરને દેરેથી મહેલમાં કેવી રીતે ગયો અને કેવી રીતે પાછો દેરે આવ્યો તે કહી શક્યો નહિં. રાજાએ જાલમસિંહે પ્રથમ જેવો પોશાક પહેર્યો હતો તેવોજ પહેરાવ્યો. પછી કહ્યું કે હવે આ પોશાકમાંજ રહેવું. કુંવરીની ચારે દાસીઓ આવી અને જાલમસિંહને જોયો કે તુરત ઓળખી ગઇ. દાસીઓએ જોધપુરના રાજાને કહ્યું કે, "આ રહ્યા ઠાકોર કે જે અમને હજાર હજાર સોના મ્હોરો કહી ગયા છે!" રાજા કહે, "જાલમસિંહ! આપી દ્યો મ્હોરો!"

પછી રાજા જાલમસિંહને લઇ અંતઃપુરમાં જમવા ગયા. કુંવરી ચક પછવાડેથી જોવા લાગી. તેણે જાલમસિંહને ઓળખ્યો અને પોતા સાથે લગ્ન કરનાર આ પુરૂષ હતા તેમ કહી વસ્ત્રાલંકારો તથા હથિ-આર હતાં તે મોકલ્યાં. જાલમસિંહ આ જોઈ આશ્ચર્ય પામ્યો. મકા-નની આસપાસ જોવા લાગ્યો તો જાણે પોતે અહીં આવ્યો હોય તેમ જણાયું.

કુંવરી વગેરેને ખાત્રી થઈ કે જાલમસિંહ સાથેજ લગ્ન થયાં છે. આ વાત આખા અંતઃપુરમાં પ્રસરી ગઈ. કુંવરીના પિતા આવી ને જાલમસિંહને મળ્યા અને બધાને આનંદ થયો. થોડા દિવસ મિજ-બાની કરી બહુમૂલ્ય કરીઆવર કર્યો અને કુંવરી જાલમસિંહને સમર્પિત કરી.

જાલમસિંહ બધાની સાથે કુંવરીને તેડીને જોધપુર આવ્યા. જાલમસિંહ ઉપર રાજાનો દ્વિગુણીત પ્રેમ વધ્યો અને તેનો દરજ્જો હતો તેથી ઉંચો દરજ્જો આપીને તેની કદર કરી. દ્વેષી સરદારોને ધમકાવ્યા અને કહ્યું, 'હવેથી કોઇ દિવસે જાલમસિંહ સંબંધે કોઇ કાંઈ કહેશે તો સખ્ત શિક્ષા કરવામાં આવશે.'

જાલમસિંહ અને રાજકુંવરી આનંદથી સુખી જીંદગી ગુજા-રવા લાગ્યા.



# શેઠાણીની ચતુરાઇ.

કુંદનપુરમાં મોતીશાહ કરીને એક શાહુકાર હતો. તે આખા શહેરનો નગરશેઠ હતો, પાસે અઢળક ધનસંપત્તિ હતી, તે સાથે ધીકતો વેપાર ચાલતો હતો. શહેરમાં અને રાજા પાસે ઈજ્જત પણ સારી હતી. ઉમર નાની હતી છતાં બુદ્ધિ વધારે હતી. તેની સ્ત્રી પણ બુદ્ધિશાળી અને પતિવ્રતા હતી. બન્ને સ્ત્રી પુરૂષને અથાગ પ્રેમ હતો, અને સુખથી દિવસ નિર્ગમન થતા હતા.

એક દિવસ શેઠ અને શેઠાણી હીંડોળે બેસી આનંદ પ્રમોદની વાતો કરતાં હતાં. તેમાં શેઠે કહ્યું કે, "પુરૂષ જ શ્રેષ્ઠ છે, સ્ત્રી હલકી છે. સ્ત્રીની બુદ્ધિ પાનીએ હોય છે. પુરૂષ વિનાની સ્ત્રી જગતમાં નકામી થઈ જાય છે. સ્ત્રી પુરૂષના ડાબા પગના ખાસડા તુલ્ય છે."

શેઠાણીઃ—"તમે ભુલો છો. જેટલો પુરૂષનો અધિકાર છે, જેટલું પુરૂષ કરી શકે છે, તેટલું સ્ત્રી પણ કરી શકે છે. સ્ત્રી વડેજ પુરૂષ, પુરૂષ તરિકે ગણાય છે, સ્ત્રી વિનાના પુરૂષની ગણત્રી થતી નથી. પુરૂષ કરતાં સ્ત્રીનો દરજ્જો શ્રેષ્ઠ છે. પુરૂષને તો સ્ત્રી જેમ રમાડે તેમ

રમાડી શકે છે. વળી માતુગોદમાં ઉછેરતાં પણ માતાજ તેને શ્રેષ્ઠ નેષ્ટ બનાવી શકે છે. માટે બધો આધાર સ્ત્રી ઉપર હોઇ, પુરૂષ કરતાં સ્ત્રીનો અધિકાર મોટો છે."

**મો**તીશાહ પુરૂષની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા દલીલો કરવા લાગ્યો, ત્યારે શેઠાણી લીધી જાય તેવી નહોતી. તેણે સચોટ દલીલોથી સ્ત્રીની શ્રેષ્ઠતા સિદ્ધ કરી **મો**તીશાહને અવાક્ બનાવ્યો. કદી નહિ ને આજે પોતાની સ્ત્રી આટલો વાદ કરે છે અને પોતાનો પક્ષ સાચો ઠરાવી મારૂં કહેવું જૂઠું છે તેમ કહે છે તે જોઇને તેને ગુસ્સો ચડયો અને ઉભો થઇને બોલ્યો કે, "જો સ્ત્રીની શ્રેષ્ઠતા હોય તો જેવો આપણો વેપાર છે તેવો વેપાર, તેટલો પૈસો, એક સુંદર સ્ત્રી, મારાથી પુત્ર, ગઢ ગાંગડના રાજાનો પાણીપંથો રેવત આપ. આ બધું મારા વગર કર." આમ કહી પોતાની જેટલી માલમિલ્કત અને પૈસો ટકો હતો તે બધું લઇ વહાણુ ભરીને તે જાવા જવાને તૈયાર થયો. શેઠાણી પાસે ફુટી બદામ પણ રહેવા દીધી નહિ. ફકત રહેવાને માટે છાપરૂં જ આપ્યું.

વિનોદનું આવું પરિણામ આવશે તે શેઠાણીએ સ્વપ્ને પણ કલ્પ્યું નહોતું. તે ભાવિ ઉપર ભરૂસો રાખીને રહેવા લાગી.

એક દિવસ શેઠાણીએ બહુ વિચાર કરીને કાંઇક ઉદ્યમ કરવાનો મનસુબો કર્યો. પોતા પાસે કાંઇ હતું નહિ છતાં એક યુક્તિ શોધી કાઢી. પોતાના જુના અને વિશ્વાસુ વૃદ્ધ મુનીમને બોલાવીને કહ્યું કે, "શેઠે કાંઈ રહેવા દીધું નથી, પણ મારા પીઅરની એક પેટી છે અને તેમાં ઝવેરાત ભરેલું છે. જો તે વેચવા જઈશું તો આપણી ઇજ્જત જશે. માટે કોઇને ત્યાં પેટી મુકીને તેના ઉપર નાણાં ઉપાડો અને આપણો વેપાર જેવો ચાલતો હતો તેવો શરૂ કરો." મુનીમ પેટી લઇને શહેરમાં ગયો. એક શાહુકારને ત્યાં પેટી

ગીરવી મુકી. પેટી પેક કરેલી હતી તેથી તેમાં શું ભર્યું હતું તે જોવાની શાહુકારે હિમ્મત કરી નહિ, કારણ કે નગરશેઠના ઘરની પેટી એટલે તેમાં ઝવેરાત હોય તેમાં શંકા જેવું હતું નહિ.

મુનીમે પેટી ઉપર જોઇતાં નાણાં ઉપાડયાં અને બીજે દિવસે દુકાન ઉઘાડી. જે જે નોકરો હતા તેને પાછા બોલાવ્યા અને વેપાર શરૂ કર્યો. પ્રથમથી જ આ દુકાનની પ્રતિષ્ઠા સારી બંધાઈ હતી, ગ્રાહકોને સમ્પૂર્ણ વિશ્વાસ બેઠો હતો, અને મુનીમ એટલો બધો વેપાર કુશળ હતો કે વેપારમાં કદિ પણ ખોટ જવા ન પામે તેવાજ રસ્તા લેતો.

થોડા દિવસમાં વેપાર વધી પડયો. હુંડીઓ ચાલવા માંડી. ઠેકાણે ઠેકાણે આડત બંધાવા લાગી. નફો પણ સારો મળવા લાગ્યો, તેથી પૈસો એકઠો થવા લાગ્યો. જેની પાસેથી કરજે રૂપીઆ લીધા હતા તે ભરપાઈ કરીને પેટી પાછી આણી. મુનીમના દેખતાં પેટી ઉઘાડી તો અંદરથી પત્થર નિકળ્યા. શેઠાણીની બુદ્ધિ જોઇ મુનીમ અજાયબ થયો.

જેમ જેમ વેપાર વધતો ગયો તેમ તેમ શેઠાણીની પ્રતિષ્ઠા વધવા લાગી. ઠેઠ રાજા સુધી વાત પહોંચી કે નગરશેઠની સ્ત્રી નગરશેઠના કરતાં ચાર ગણો વેપાર કરે છે. તેથી રાજા પણ તેના માલ વગેરે પર દાણ ઓછું લેતો.

શેઠાણીની બુદ્ધિની વાત રાણીવાસમાં પણ થવા લાગી તેથા રાણી અવરનવર તેને મળવા પણ બોલાવતી. શેઠાણી દેશપરદેશથી નવી નવી ચીજો મંગાવી રાણીને ભેટ ધરતી તેથી રાણીની પૂર્ણ કૃપા શેઠાણી ઉપર હતી.

રાજમાં જોઇતી ચીજો બધી શેઠાણીની દુકાનેથી લેવાનું રાણીના આગ્રહથી રાજાએ રાખ્યું તેથી મનમાન્યો લાભ મળવા લાગ્યો

અને થોડા દિવસમાં પ્રથમના જેટલો પૈસો શેઠાણી પાસે થઇ ગયો.

'હવે શેઠનો કહેવા પ્રમાણે વેપાર ધમધોકાર ચાલવા લાગ્યો. પૈસો થયો. પણ સ્ત્રી શી રીતે પરણી શકું ? સ્ત્રી ને સ્ત્રી ક્યાંથી મળે ?' આ મોટામાં મોટો પ્રશ્ન શેઠાણીના મગજમાં ઉપસ્થિત થયો. તેણે બીજી યુક્તિ શોધી કાઢી.

પોતાનો બધો કારભાર પોતાના વિશ્વાસુ મુનીમને સોંપી પોતે થોડાક દિવસ પીએર જાય છે તેમ કહીને કુંદનપુર છોડીને તે ચાલી નિકળી. સ્ત્રીવેશથી રસ્તે જવું ભયાવહ હોવાથી તેણે પુરૂષનો વેશ ધારણ કર્યો. રસ્તો કાપવા માંડયો એટલામાં ગાઢ જંગલ આવ્યું. કદિ બ્હાર નીકળેલ નહિ, તેમ જંગલમાં રાત રહેલ નહિં, વૈભવમાં ઉછરેલ અને વળી વણિક જાતિની સ્ત્રી; આમ હોવા છતાં હિમ્મત રાખીને એક વડ નીચે અશ્વને બાંધી ઘાંસીઓ નાખી રાતવાસો રહે-વાનો તેણે નિશ્ચય કર્યો. વાઘ વરૂના ભયંકર સ્વરો થતા હોવાથી જંગલ બિહામણું લાગતું હતું. નિદ્રા બીલકુલ આવી નહિં.

અર્ધ રાત્રિ વ્યતિત થઇ. આકાશમાં અવાજ થવા લાગ્યો. આ પુરૂષ વેષમાં સ્ત્રીને જરા ભય લાગ્યો, પણ હીમ્મત રાખી શું છે તે જોવા લાગી. થોડી વારે એ પક્ષીઓ વડ ઉપર ઉતરી પોતાના માળામાં ગયાં. પક્ષી હોવા છતાં મનુષ્યની ભાષા બોલવા લાગ્યાં, તે જોઇ આશ્ચર્યથી આ શું બોલે છે તે સાંભળવા શેઠાણીએ ધ્યાન આપ્યું. વડ ઉપર ગડપંખ-ગરૂડ પક્ષી રહેતું હતું. અત્યારે નર માદા ચારો કરીને પોતાનાં બચ્ચાં પાસે આવ્યાં હતાં. બચ્ચાંને મળીને નર માદા આનંદ પામ્યાં.

બચ્ચાં કહે, "આજ તમે કાંઇ નવી ખબર લાવ્યા છો ?"

ગડપંખ કહે, "ગઢ ગાંગડના રાજાને ગળત કોઢ થયો છે, તેને આપણી ચરક લઈ જઇને કોઇ ચોપડે તો આરામ થાય અને

તેને સારૂં ઇનામ મળે."

શેઠાણીએ આ વાત ધ્યાનમાં રાખી. ગઢ ગાંગડ પોતાને રસ્તામાં આવતું હોવાથી ચરક સાથે લઇ લીધી અને ત્યાંથી રવાના થઈ ગઢ ગાંગડ આવી. ત્યાંના નગરશેઠને ત્યાં ઉતારો કર્યો.

નગરશેઠ કહે, "કેવા છો ?"

મુસાફરઃ—"વાણીઆ છીએ."

"ક્યાં રહો છો ?"

"કુંદનપુર રહું છું."

"કુંદનપુરમાં મોતીશાહ નગરશેઠ છે કાં ?"

"હા. તે મારા સગા થાય છે."

"તમારૂં નામ શું છે ?"

"મગનશાહ."

મોતીશાહને સારી પેઠે ઓળખતો હોવાથી નગરશેઠે સારી સરભરા કરી. સાંજે વાતો કરતાં કરતાં રાજાની વાત મુસાફરે કાઢી. નગરશેઠે દીલગીર થતાં ગળત કોઢની વાત કરી.

મુસાફરે કહ્યું કે, "મારી પાસે એવી દવા છે કે ત્રીજે દિવસે કોઢ મટી જાય અને કંચનવરણી કાયા થઇ જાય." આ સાંભળી નગરશેઠને આનંદ થયો. સવારે ઉતાવળે ઉતાવળે નગરશેઠે રાજા પાસે જઇને પોતાની જ્ઞાતિનો એક વૈદ્ય આવ્યો છે અને ત્રણ દિવસમાં રોગ મટાડી દેવાનું કહે છે એમ જણાવ્યું. આ સાંભળી રાજાને પણ આનંદ થયો. દરદીને વૈદ્ય વ્હાલો હોય તે પ્રમાણે સત્વર રાજાએ તેને પોતાની પાસે બોલાવ્યો. મુસાફરે ગડપંખની ચરકનો ભુકો કાઢી માણસો પાસે વટાવી આખે શરીરે લેપ કર્યો કે તુરત રાજાને શાંતિ થઇ.

એક દિવસમાં તો અરધો આરામ થઇ ગયો. બીજે દિવસે પુરો આરામ થયો અને ત્રીજે દિવસે શરીર સશક્ત અને નિરોગી

થયું. ચોથે દિવસે રાજાએ મોટી કચેરી ભરી વદ્યને બોલાવી ઘણું દ્રવ્ય આપ્યું. તે સાથે પોતાના રાજમાંથી માલ લાવે લઇજા કરે તેનું દાણ પણ માફ કર્યું.

નગરશેઠને પણ આનંદ થયો. રાજાની મ્હેરબાની મેળવવા પોતાની કન્યા પદ્માવતી હતી તે મુસાફરને પરણાવી. રાજા મુસાફર ઉપર બહુજ પ્રસન્ન થઇ ગયો હતો, તેથી મુસાફરને યોગ્ય ઇનામ માગવા કહ્યું. મુસાફરે બીજું કાંઇ ન માગતાં પાણીપંથો રેવત માગ્યો, જે રાજાએ ખુશી થઇને આપ્યો.

પોતાને અહીંથી આગળ જવું છે, માટે વળતાં પદ્માવતીને તેડતો જશે તેમ કહીને ત્યાંથી પાણીપંથો રેવત લઇ પુરૂષના વેશમાં શેઠાણી ચાલતી થઇ. પોતા પાસે પાણીપંથો રેવત આવવાથી ઘણી હીમ્મત આવી. શહેર બ્હાર નીકળી પાણીપંથાને ઉદ્દેશી બોલી કે “હે પાણીપંથા રેવત ! મેં કોઇ દેશ જોયો નથી, માટે મારો પતિ જાવાબંદર ગયો છે ત્યાં મને લઈ જા. આ સાંભળતાં પાણીપંથો રેવત ઘરરરર કરતો આકાશ મારગે ઉડયો અને જાવાબંદર પહોંચ્યો.

જાવાબંદરમાં મોતીશાહનો વેપાર પુર જોશમાં ચાલતો હતો અને બધે તેની નામના થઈ રહી હતી. ત્યાં આવીને મોતીશાહના મકાનથી થોડે દૂર એક સારૂં મકાન લઇને તે રહેવા લાગી.

પોતે થોડી ભેંસો લીધી અને ભેંસોને ઉમદા મસાલો ખવરાવી એવું દુધ ઉત્પન્ન કરવા લાગી કે કદિ આવું સ્વાદવાળું અને સુગંધીદાર દૂધ કોઇએ ખાધું ન હોય. જ્યારે પોતાના પ્રયોગમાં દુધ અત્યંત સ્વાદવાળું અને માણસને મોહ ઉત્પન્ન કરે તેવું થયું ત્યારે તે દુધ વેચવા મોતીશાહના મકાનમાં આવી ને દુધ આપ્યું. પહેલે દિવસે જ્યારે મોતીશાહે દુધ ખાધું ત્યારે આશ્ચર્ય થયું કે મારી જીંદગીમાં આવું દુધ તો હું આ પહેલ વ્હેલું જ ખાઉં છું. માણ-

સોને પુછીને ખબર મેળવ્યા કે સામેના મકાનમાંથી ભરવાડણ
દેવા આવે છે.

થોડાક દિવસ દુધ ખાધું એટલે શેઠને ભરવાડણને નજરે જોવા ઇચ્છા થઇ. એક દિવસ પોતે કામધંધો ,છોડીને ભરવાડણને જો રોકાયો. ભરવાડણ દુધ લઇને આવી. તેનું સૌંદર્ય, લાવણ્યતા, હા ભાવ, કટાક્ષ અને મંદહાસ્ય જોઇ શેઠ ઘડીભર ભાન ભુલી ગ ભરવાડણને બોલાવવાના હેતુથી **મોતીશાહ** બોલ્યો કે "તમે બહુ મોંઘુ આપો છો, તમારા કરતાં તો બીજે ઘણું સોંઘુ દુધ છે." આટલું સાંભળતાં ભરવાડણે ક્રોધ કર્યો. આ ક્રોધથી તો સ્વરૂપ વધારે મોહક બન્યું. તે સાથે નેત્રકટાક્ષ કરીને, "મારે નથી આપવું, **તમારે દુધની ગરજ હોય તો પંડે--પોતે-મ ઘેર લેવા આવજો,*** નહિં તો કાંઇ નહિં" આમ કહી ચાલી ગ **મોતીશાહ** તેને મનાવવા ઘણાં ફાંફાં મારવા લાગ્યો, ગમે તે ભાવથી આ વાનું કહ્યું, પણ તેણે એકજ જવાબ આપ્યો કે, "જરૂર હોય મારે ઘરે આવો અને લઇ જાઓ." **મોતીશાહ** નિરૂપાય થયો.

દુધ એટલું બધું પસંદ પડયું હતું કે તેના વિના ચલાવી શ તેમ નહોતું. વળી ભરવાડણના રૂપ અને હાવભાવથી તે મો થયો હતો. ભરવાડણ ગઇ તો ખરી પણ **મોતીશાહનું** હૃદય સાથે લેતી ગઇ અને દુધ લેવા આવવાનું આમંત્રણ આપતી ગ તેથી **મોતીશાહ** પાછળ પાછળ ભરવાડણને ઘેર ગયો.

**મોતીશાહને** આવેલો જોઈ ભરવાડણ સામે ચાલી. 'અમ જેવા ગરીબને ત્યાં મોટા શેઠ પધારે તે તો અમારાં મોટાં ભ ગણાય,' આમ કહીને મકાનમાં તેડી ગઇ. **મોતીશાહ** અંદર જા જુવે છે તો એક રાજાનો વૈભવ જોવામાં આવ્યો. ભરવાડણને

* જુઓ ચિત્ર.



'દૂધની ગરજ હોય તો પંડે–પોતે–મારે ઘેર આવજો!' [પૃ.

આવો વૈભવ હોય તે તેણે આજે જ જોયું.

ભરવાડણે **મોતીશાહ**ને હીંડોળા ઉપર બેસાર્યો અને પાન સોપારીથી તેનું સ્વાગત કર્યું. આટલો વૈભવ છતાં કોઇ પુરૂષ જોવામાં ન આવતાં **મોતીશાહે** પુછ્યું કે ' તમારા પતિ કેમ દેખાતા નથી ? ' ભરવાડણ કહે, ' હું તો એકલીજ છું. એકલીજ રહું છું. થોડાં માણસો રાખ્યાં છે તેનાથી કામ લઉં છું.'

ભરવાડણની વાત કરવાની ઢબ એવી હતી કે ક્ષણે ક્ષણે **મોતી-શાહ** તેનામાં મોહમુગ્ધ બનતો ગયો. ત્યાંથી જવાની ઇચ્છા સરખી પણ થતી નહોતી. ભરવાડણ વધારે વધારે પ્રેમ બતાવવા લાગી. જ્યારે **મોતીશાહ**ને સંપૂર્ણ પોતાને વશ થએલો જોયો ત્યારે બોલી કે " મારે પતિ નથી. આપ જેવા ચતુર સાથે પ્રેમ થાય તો પછી તેને જ પતિ માની જીંદગી વ્યતિત કરવી આવા હેતુથી એકલીજ છું." **મોતીશાહ** આ વાતથી ભાન ભૂલ્યો અને સ્પષ્ટ વાતથીજ પ્રેમની યાચના કરી એટલે ભરવાડણે હર્ષથી તેનો સ્વિકાર કર્યો અને પોતાને ભાગ્યશાળી માનવા લાગી.

હવે **મોતીશાહ** ભરવાડણને ત્યાં રોજ આવતો હતો. રાત્રિ ત્યાંજ નિર્ગમન કરતો. રાત્રિનું ભોજન પણ ત્યાંજ લેતો. પોતાની તરફના પ્રેમની નિશાની તરિકે શેઠના હાથની વીંટી, રૂમાલ વગેરે ભરવાડણે મેળવ્યાં. જ્યારે છ મહિના થયા અને **મોતીશાહ** કામ ધંધો છોડીને ભરવાડણ પાસે જ રહેતો તે વખતે ભરવાડણે કહ્યું કે, " મને ગર્ભ રહ્યો છે, માટે થોડું લખી આપો કે ' આ ગર્ભ મારાથી રહ્યો છે. કારણ કે મારે તમે એકજ પતિ છો. જગતમાં બીજા બંધુ, પિતા છે.' બીજા કોઈ મારા ઉપર આરોપ ન મુકે તે માટે આ સાધન મારી પાસે હોય તો સારૂં. તમે થોડા દિવસ દેશમાં ગયા હો તો પણ આટલું સાધન હોય તો બીજાને બતાવી શકાય."

મોતીશાહ તો ઘેલો બન્યો હતો. જેવી રીતે ભરવાડણે તેવી રીતે તેણે લખી આપ્યું.

પોતાને ત્રણ માસનો ગર્ભ છે તેમ ભરવાડણને ખાત્રી તુરત રાત્રિમાં મોતીશાહ ન જાણે તેમ પાણીપંથા ઉપર સ્વા પુરૂષનો વેશ ધારણ કરી તે ચાલી નિકળી. ગઢ ગાંગડ આવી લગ્ન કરેલ નગરશેઠની પુત્રી પદ્માવતીને સાથે લઈ કુંદનપુર પદ્માવતીને પોતાનો ભેદ ખોલતાં કહ્યું કે, " હું પુરૂષ નથી તારા જેવી સ્ત્રી છું. મારા પતિને છળવાજ મેં પુરૂષવેશ કર્યો હતો. અત્યારથી આપણે બે બ્હેનો છીએ. મારો પતિ તારો પતિ છે. પદ્માવતી પણ ચતુર હતી તેથી તે વાતને સંમ

અહીંયા મોતીશાહને ભરવાડણ વિના ઘડી પણ ચેન નહોતું. તે કયાં ગુમ થઈ તેનો પત્તો ન લાગવાથી વેપાર વ્હાણ ભરી તે ઘર તરફ રવાના થયો.

શેઠાણીએ પોતા પાસેનો કાગળ મુનીમ મારફતે રાજાને ડયો અને પોતાને ગર્ભ છે તે મોતીશાહનો છે તેમ ખાત્રી તેથી રાજાએ તે વાત કબુલ રાખી. શેઠાણીને પુરે માસે પુ થયો; અને જ્યારે પુત્ર ચાલવા શીખ્યો ત્યારે આબેહુબ મોતી જ પ્રતિકૃતિ છે તેમ બધાને જણાયું.

મોતીશાહ કુંદનપુર આવી પહોંચ્યો. પોતાની સ્ત્રીની દુઃખી હાલત હશે, તેને ખાવા પણ નહિ મળતું હોય, તેમ લાગ્યો. પણ જ્યારે મુનીમ વગેરે બધા સામા આવ્યા ત્ય શંકા પડી કે આ શું ? મારા બધા નોકરો હજી મારા ઘરમાં

મોતીશાહ ઘેર આવ્યો તો પોતાને હતો તેથી દર વૈભવ જોયો. ગામ લોકો મળવા આવ્યા. આ વખતે શે પોતાના પુત્રને મોતીશાહ પાસે મોકલ્યો અને જઈને તુરત પ

બેસવા કહ્યું. પુત્ર બધા માણસની વચ્ચે થઇને મોતીશાહ પાસે આવ્યો અને તુરત ખોળામાં બેઠો ત્યારે મોતીશાહે મુનીમને પૂછયું કે આ કોનો પુત્ર છે? મુનીમ કહે કે શેઠાણીનો પુત્ર છે. તમે ગયા પછી ત્રણ વરસે શેઠાણીને પુત્ર પ્રસવ્યો છે.

મોતીશાહના ક્રોધનો પાર રહ્યો નહિ. ક્રોધાવેશમાં તે ઉભો થયો અને શેઠાણી પાસે આવીને કટુ વચન કહેવા લાગ્યો, એટલે શેઠાણીએ વીંટી રૂમાલ અને કાગળ આપીને કહ્યું કે તમે પરદેશ જઇને તો ભરવાડણના પ્યારમાં પડયા હતા, તેમાં મને દોષ શા માટે આપો છો? મોતીશાહ જંખવાણો પડયો, 'ભરવાડણ એજ આ શેઠાણી હશે?'

શેઠાણી કહે કે, "તમે કહી ગયા હતા તે પ્રમાણે આ બધો વૈભવ મેળવ્યો છે. આ પાણીપંથો રેવત, આ સ્ત્રી અને આ તમારાથી જ પુત્ર. ભરવાડણ બીજી કોઈ નહિ, પણ હું જ હતી. હવે કબુલ કરો કે પુરૂષના જેટલી જ સ્ત્રીની શક્તિ છે, એટલું જ નહિ, પણ તેના કરતાં વધારે છે."

પોતાની સ્ત્રીની ચતુરાઇથી મોતીશાહ મુગ્ધ બન્યો અને પદ્માવતી સાથે લગ્ન કર્યાં. પછી સુખેથી દિવસો નિર્ગમન કર્યાં.



# રાજાને બકરાનો બોધ.

નરવરકોટના રાજાની દિવ્ય દૃષ્ટિ હતી તેથી અદ્રષ્ય વસ્તુને પણ દેખી શકતો અને તે સાથે પશુ પક્ષીઓની પણ ભાષા જાણતો. આ શક્તિ તેને એક યોગી તરફથી મળી હતી. તેના સાથે યોગીએ એવું કહેલું કે આ શક્તિની વાત કોઇની આગળ કહેવામાં આવશે કે તુરતજ તારૂં મૃત્યુ થશે.

રાજાને બે રાણીઓ હતી. એક માનેતી અને બીજી અણમાનેતી હતી. એક વખત અણમાનેતી રાણીના પિતાની માંદગીના સમાચાર આવ્યા એટલે માનેતી રાણીને સાથે લઇ રાજા પોતાના સસરાને જોવા ગયા. જે વખતે રાજા અને બંને રાણીઓ ત્યાં પહોંચ્યા એ વખતે માંદા રાજાનો અંતકાળ હતો. રાજા અને બંને રાણીઓ બિછાના આગલ જઈ બેઠાં. થોડીવારે રાજાનો આત્મા શરીરમાંથી બ્હાર નિકળ્યો. યમના દૂતોએ ગળાંમાં ફાંસલો નાખ્યો હતો અને

લઇ જવાની તૈયારી કરતા હતા તે વખતે આત્માએ કરગરીને કહ્યું કે "આ શરીરમાં હું બહુ સુખી થયો છું માટે એક વખત તેના પાસે જઇને મારો સ્નેહ બતાવવા દ્યો." જમદૂતોને દયા આવી. જીવને છુટો કર્યો. જીવ શરીર પાસે જઇને ચુંબનો કરવા લાગ્યો અને વિયોગથી અશ્રુધારા કાઢવાં લાગ્યો. ઘડીએ ઘડીએ ચુંબનો કરતો અને અશ્રુ સારતો જોઈને નરવરકોટના રાજાને ઘણુંજ લાગી આવ્યું અને પોતે પણ અશ્રુધારા વહેવરાવવા લાગ્યો. આ જોઇ માનેતી રાણી ખીજાવા લાગી. પણ તે વાત મનમાં રાખી. પોતાના સ્વસુરની ઉત્તરક્રિયા ગયા બાદ રાજા પોતાની બંને રાણીઓ સાથે નરવરકોટ આવ્યો. માનેતી રાણીનાં મનમાં એમ હતું કે મારા ઉપર તો રાજા ઉપરનો પ્રેમ રાખે છે. જો તેમ ન હોય તો અણમાનીતીના બાપનાં મરણ વખતે રાજા આટલું બધું રોયા તે અણમાનીતીને સારૂં લગાડવા માટેજને !

થોડા દિવસ થયા કે માનીતી રાણીનો પિતા માંદો છે તેમ ખબર થતાં બંને રાણીઓ સાથે રાજા ત્યાં આવ્યો અને બિછાના આગળ બેઠો. આ વખતે પણ જીવને લેવા જમદૂતો આવ્યા હતા. જીવ જેવો શરીરમાંથી બ્હાર નિકળ્યો કે તુરત આજીજી કરી શરીર પાસે જવાની રજા મેળવી પાસે આવ્યો. પોતે આ શરીરમાં બહુજ દુઃખી થયો હતો તેથી એક સુકો જોડો લઇ શબના મોઢા ઉપર લગાવવા લાગ્યો. આ જોઈ રાજાને હસવું આવ્યું. તેથી માનીતી રાણી એટલી બધી ખીજાઇ ગઇ કે પોતાને ઘેર જઇ રાજાની વલ્લે કરવાનો વિચાર રાખ્યો.

થોડા દિવસે રાણીઓ સાથે રાજા પોતાના નગરમાં આવ્યો. માનીતી રાણીએ રૂસણું લીધું. દરબારમાં દીવાબત્તી બંધ કરાવ્યાં. જમવાનું પણ કરાવ્યું નહોતું. જ્યારે રાત્રે રાજા અંતઃપુરમાં આવ્યા ત્યારે રાણીને કોપભુવનમાં જોયાં. રાજા રાણીને વશ હતા. તે કહે

તેટલુંજ કરતા હતા. રાણીનો જરા જેટલો રોષ રાજા સહન કરી શકતો નહિ. તેથી ગભરાએલો રાજા રાણી પાસે આવ્યો અને અકારણ કોપ કરવાનું કારણ પૂછયું.

"તમે મારા ઉપર ખોટો પ્રેમ બતાવો છો, માટે તમારી માનીતી રાણી હું નહિ પણ પેલી છે; ત્યાં જાઓ, મારી પાસે હવે આવશો નહિં. મારે હવે જીવીને પણ શું કરવું? તમારે પનારે પડીને સુખ તો ભાળ્યું નહિં."

આ સાંભળી રાજા આભો બન્યો અને પોતાનો પ્રેમ બીજા ઉપર નથી તેમ અનેક રીતે સમજાવવા લાગ્યો. "અણમાનીતી રાણીની તો સામું પણ જોતો નથી તો તેના ઉપર પ્રેમ ક્યાંથી હોય?"

"જ્યારે અણમાનીતી ઉપર પ્રેમ નથી તો તેના પિતાના મરણ વખતે તમને આટલું બધું લાગી કેમ આવ્યું અને મારા પિતાના મરણ વખતે હસવું કેમ આવ્યું?"

"એમાં બીજું કારણ હતું. તેના પિતા વખતે મને અશ્રુ આવ્યાં તે રાણી ઉપરના પ્રેમથી નહિ, અને તમારા પિતા વખતે હસવું આવ્યું તે તમારા ઉપર પ્રેમ નથી તે માટે નહિં, પણ તેનું કારણ બીજું છે. તે કારણ કહી શકાય તેમ નથી. માટે મારા કહેવા ઉપર વિશ્વાસ લાવી હું કહું છું તે સત્યજ કહું છું તેમ માનો."

રાણીએ હઠ લીધી કે "તે વાત કહો તોજ મારા ઉપર તમારો સાચો પ્રેમ છે એમ માનું. જ્યાં સુધી મને તે વાત કરવામાં નહિં આવે ત્યાં સુધી હું બોલીશ નહિં." રાજા આ હઠથી હારી ગયો. વાત કરવામાં હાનિ છે, તેમાં મારા જીવનું જોખમ છે, એમ ઘણી રીતે માનીતીને સમજાવી. પણ સ્ત્રીસ્વભાવ હાનિ લાભ જુવે નહિં અને જે હઠ લીધી તે મુકે નહિં!

રાજાએ વિચાર કર્યો કે રાણી માનશે નહિ અને શરીર પણ રહેશે નહિં. માટે કાશીએ જઇ ગંગાજીમાં ઉભા રહી વાત કરવી



'શું હું રાજા જેવો મૂર્ખ છું કે...' [પૃ. ૬

જેથી આત્માની સદ્દગતિ થાય. આમ વિચારી રાણીને કહે કેઃ "વાત કરતાં મારા પ્રાણ જશે માટે કાશીએ જઇને વાત કહીશ."

રાણી કહે કે "ચાલો તૈઆરી કરો અને કાશીએ જઇએ. ભલે ત્યાં જઇને વાત કરજો, પણ વાત તો કરવી પડશેજ."

બીજે દિવસે રાજાએ કાશીએ જવાની તૈઆરી કરવા માંડી. આમ અચાનક રાજા કાશીએ જાય છે તે સાંભળી બધા અજાયબ થવા લાગ્યા. સાથે અગણિત સેના અને રાજવૈભવ સાથે કાશી તરફ રવાના થયા.

ગ્રીષ્મનો પ્રખર તાપ પડતો હતો. દિવસે ચાલવું મુશીબતવાળું હતું તેથી રાત્રિએ કુચ કરતા હતા. અત્યારે છાવણી પડી હતી. તાપથી કોઈ શીપીર બહાર નીકળી શકતું નહોતું. તાપ ઓછો થવા લાગ્યો. સૂર્ય ભગવાન અસ્તાચળ તરફ રવાના થયા. સાંજની હવા લેવા રાજા એકાએક સમીઆણામાંથી બહાર નીકળ્યા અને થોડે દૂર ફરવા લાગ્યા. કુવાની આસપાસ બકરાનું ટોળું ચરતું હતું. રાજા પણ કુવાને કાંઠે જઇને બેઠો. ત્યાં એક સગર્ભા બકરી આવીને બકરાને કહેવા લાગી કે, "આ કુવામાં લટકતા લીલા વેલા મને લાવી દીઓ, મારે ખાવા છે." બકરો કહે, "તે વેલા લેવાય તેમ નથી. લેવા જતાં જીવનું જોખમ થાય તેમ છે. માટે એવી માગણી કરવી નકામી છે" બકરી બોલી કે, "જીવનું જોખમ થાય તો ભલે થાય, પણ મને વેલા તો લાવી આપોજ." આ સાંભળી બકરાને ક્રોધ ચડયો અને બોલ્યો કે, "શું હું રાજા જેવો મુર્ખ છું કે મારા જીવનું જોખમ કરૂં? જ્યારે તને મારા પ્રાણની પણ દરકાર નથી અને સ્વાર્થની ખાતરજ પ્રેમ કરે છે તો તારૂં મારે શું કામ છે? રાજા તો ઘેલો થયો છે કે સ્ત્રીને રાજી કરવા પ્રાણ ખોવા તૈયાર થયો છે. હું એવો ઘેલો નથી. રાણીને ચાર સોટા લગાવે તો હમણાં વાત સાંભળવાના આગ્રહને છોડી દે. તને પણ હું વેલા લાવી આપું છું, ઉભી રહે."

આમ કહી દોડીને બકરે એક માથું માર્યું કે તુરત બકરી બોલી કે, "મારે વેલા જોઇતા નથી, મને મારશો નહિ, હવે કદી એવું નહિ કરૂં."

રાજા આ તમાસો જોઇ સમજ્યો કે. બકરા જેવું પશુ પણ મને મુર્ખ બનાવે છે. માટે હું મુર્ખજ છું. આમ વિચાર કરી સેનાને પાછા ફરવાનો હુકમ આપ્યો અને રાણીને કહે કે, "ઘેર જઇને વાત કરીશ."

રાજા ઘરે આવ્યા. રાણી વાત સાંભળવા ઉતાવળાં થયાં. રાજા મીણનો પાએલો કોરડો લઇ રાણીનાં શરીર પર પ્રહાર કરવા લાગ્યો. રાણી હાથ જોડી કહેવા લાગી કે "મારે વાત નથી સાંભળવી. કોઈ દિવસ હવે રીસાઇશ નહિં, તેમ કોઇ બાબતમાં હઠ કરીશ નહિં."

"ઢોલ ગમાર પશુ અરૂ નારી,
એ સબ તાડનકે અધિકારી."

મહાત્મા તુલસીદાસે આવી દુરાગ્રહી નારી માટેજ આમ લખ્યું હશે!



# ચાર સાર.

વૃદ્ધમાન નગરમાં વૃદ્ધમાનસેન રાજા રાજ કરતો હતો. તે બુદ્ધિશાળી, ચતુર, વિદ્યાવિલાસિ અને કાવ્યકળામાં કુશળ હતો. બ્રાહ્મણનો ભક્ત હોવાથી વિદ્વાનો તેના પાસે આવતા અને તે તેને સારો પુરસ્કાર આપી સંતોષતો, તેથી તેની ખ્યાતિ દેશદેશમાં પ્રસરી ગઇ હતી.

એક વખત ચાર બ્રાહ્મણો આવ્યા. રાજા કચેરી ભરીને બેઠો હતો. બ્રાહ્મણોએ આશિર્વાદ આપ્યો અને પછી પોતાની જગ્યાએ બેઠા.

પહેલો બ્રાહ્મણ કહેઃ—ક્રોધમાં વિચાર, સાર
બીજો બ્રાહ્મણ કહેઃ—શત્રુ આગળ ભાવ, સાર
ત્રીજો બ્રાહ્મણ કહેઃ—સ્ત્રી આગળ ભેદ, સાર
ચોથો બ્રાહ્મણ કહેઃ—સારમાં સાર ધી, સાર

આ ચારે બ્રાહ્મણોના ટુંકા ટુંકા વાકયો સાંભળીને સારો પુરસ્કાર આપ્યો. એ સુત્રો મોટા અક્ષરે પાટીયાં ઉપર લખાવીને તેના ઉપર સુતાં બેસતાં દૃષ્ટિ પડે તેવી રીતે પોતાના શયનાલયમાં ગોઠવ્યાં, અને કોઇક દિવસે આ સૂત્રોની પરિક્ષા કરવાનો નિશ્ચય કર્યો.

એક દિવસે ભવાયા રમવા આવ્યા. સારા રમવાવાળા હોવાથી રાજાને પણ જોવા જવાનો આગ્રહ થયો. રાજા જોવા જવા તૈયાર થયા. તેમનીં કુંવરી મોટી ઉમ્મરની હતી. તેણે પણ ભવાયા જોવાની ઇચ્છા જણાવી તેથી વૃદ્ધમાનસેને પહાણી વેશ–પુરૂષવેશ –પહેરી જોવા જવા કહ્યું. તે પ્રમાણે કુંવરી જોવા ગઇ અને મોડી રાતે ઘેર આવી. આંખમાં ઉંઘ ભરાણી હતી તેથી પુરૂષવેશ કાઢી ન નાંખતાં તે પોતાનાં માતુશ્રીની ભેગી સુઇ ગઇ.

રાજા ભવાયા જોઈને મોડી રાત્રે આવ્યો. જેવો શયનાલયમાં પ્રવેશ કરે છે કે તુરતજ પોતાની રાણીને પુરૂષ સાથે સુતેલી જોઈ. એટલે ક્રોધની જ્વાળા ભભુકી ઉઠી અને તરવાર નગ્ન કરી બંનેનો ઘાત કરવા તે તૈયાર થયો. **તેવામાં સામે લખેલા 'ક્રોધમાં વિચાર સાર' આ શબ્દો ઉપર દ્રષ્ટિ ગઈ.*** રાજાએ વિચાર્યું કે 'આ સુત્ર પ્રમાણે સાહસ કરવું નહિં. **ક્રોધમાં વિચાર કરવો તે મોટો સાર છે.** અહીંથી તે પુરૂષ ક્યાં જવાનો છે ? માટે રાણીને જગાડું,' આમ વિચારી રાણીને જગાડીને પુછ્યું કે તારા સાથે કોણ પુરૂષ સુતો છે ? રાણી હસીને કહે કે, 'કોઈ પુરૂષ નથી, એ તો આપણી કુંવરી છે. આ વેશથી ભવાયા જોવા ગઇ હતી. ઉંઘ બહુ આવવાથી એમની એમજ સુઇ ગઈ છે.' આ વાત થતાં કુંવરી પણ જાગી ઉઠી અને રાજાનો વ્હેમ દૂર થયો. તે સાથે ક્રોધમાં વિચાર કરવો તે સાર છે તેમ ખાત્રી થઈ. બે સ્ત્રીહત્યાઓ પોતાના હાથે થતી બચી તેથી પ્રભુનો ઉપકાર માન્યો.

એક વખત એક જોતિષિએ વૃદ્ધમાનસેન રાજાને કહ્યું કે 'આજથી પંદરમે દિવસે ઉત્તર તરફ સમડીવૃક્ષ નીચે રાફડો છે ત્યાંથી સર્પ આવી રાતનાં બાર વાગે તને ડંશ કરશે.'

---

* જુઓ ચિત્ર.



તેવામાં 'ક્રોધમાં વિચાર સાર' ઉપર દ્રષ્ટી ગઇ .. .. [પૃ. ૬૪

આ વાત સાંભળી રાજાને ઘણો શોચ થવા લાગ્યો. તેમાં **'શત્રુ આગળ ભાવ સાર'** એ સૂત્ર યાદ આવ્યું અને તેનો અમલ કરવા વિચાર કર્યો. જોષિએ કહેલ દિવસ આવ્યો. તે દિવસે જે રાફડો હતો ત્યાંથી પોતાનાં શયનાલય સુધી રસ્તો સુંદર કરાવ્યો, આખે રસ્તે સુગંધીત પુષ્પો પથરાવ્યાં અને થોડે થોડે છેટે સાકર નાખીને કઢેલા દુધનાં કુંડાં મુકાવ્યાં. પોતાના શયનગૃહમાં પણ ચંપા વગેરેના પુષ્પો પથરાવ્યાં. ઢોલીઆને ચારે પાયે દુધનાં કુંડાં મુકાવ્યાં અને પોતે ઢોલીયા ઉપર ઇશ્વરભજન કરતો બેઠો.

રાત્રિના બાર થયા તે વખતે સર્પ રાફડામાંથી નિકળી જેવો આગળ ચાલ્યો કે પુષ્પની સુગંધથી પ્રસન્ન થયો. થોડે દૂર જતાં દુધનું કુંડું જોયું તેમાંથી દુધ પીને આગળ ચાલ્યો. આખે રસ્તે પુષ્પ પાથરેલાં હતાં અને દુધનાં કુંડાં હતાં. 'આ બધું રાજાએ કર્યું હશે. આવો સત્કાર કરનારને ડંશ શી રીતે કરવો!' આમ વિચાર કરતો સર્પ આગળ ચાલ્યો અને દરબારગઢમાં આવ્યો. દરબારગઢમાં જેમ જેમ આગળ ચાલતો ગયો તેમ તેમ વધારે પુષ્પો—વધારે ચંદન વગેરે જોવામાં આવ્યું. તે રાજાના ઢોલીઆ પાસે આવ્યો, અને પાયા પાસે આવ્યો તો દુધ જોયું. તેમાંથી દુધ પીધું અને વિચાર કર્યો કે જે પાયા પાસે દુધ પીધું તે પાયા પર ચઢાય નહિ. આ રીતે ચારે પાયે ફર્યો અને દુધ પીધું. આથી ઘણો પ્રસન્ન થઇ બોલ્યો કે "રાજન! હું તારો દુશ્મન હોવા છતાં તે મારો આવો સત્કાર કર્યો તેથી ડંશ કરી શકું નહિ. જો કે તને ડંશ કરી પ્રાણ લેવાની મારા ઉપર ચીઠ્ઠી ઉતરી છે. હું તારા તરફથી અરજ કરીશ. તને અત્યારથી હું આયુષ આપું છું."

રાજાએ સર્પનો ઉપકાર માન્યો. સર્પ પોતાના ગુરૂ પાસે ગયો અને રાજાએ જે સત્કાર કર્યો તેના બદલામાં આયુષ આપ્યું

તે કર્યું. તેના ગુરૂએ યમરાજાને કહીને પોતાના શિષ્યનું વરદાન ફળે તેમ કર્યું.

'શત્રુ આગળ ભાવ સાર' આ વચન ફળ્યું તેથી રાજાને આનંદ થયો.

**સ્ત્રી આગળ ભેદ સાર** આ સૂત્રનું પારખું લેવા રાજા પોતાના બધા કામોની વાત સ્ત્રી આગળ કહેવા લાગ્યા. એક વખત પોતાના હજુરી ઉપર નારાજ થયા અને તેને નોકરીમાંથી બાદ કરવાનો પ્રધાન સાથે ગુપ્ત મંત્ર કર્યો. આ વાત રાજાએ રાણીને જણાવી. રાણી પોતાની દાસી સાથે વાત કરતાં હજુરીની વાત નિકળી એટલે તેને રાજા કાઢી મુકવાના છે તે વાત રાણીએ દાસીને કરી. દાસી હજુરીના પ્યારમાં પડી હતી તેથી જેવી વાત સાંભળી કે તુરતજ તે વાત હજુરીને કરી. હજુરી તુરત રાજા પાસે આવ્યો અને પોતાનો ગુન્હો માફ કરવા વિનંતી કરી. રાજાએ કહ્યું કે આ વાત તને કોણે કરી તે સાચેસાચું કહે તો માફ કરૂં. હજુરીઆએ કહ્યું કે મને દાસીએ વાત કહી. દાસીએ વાત કરવાનું કારણ પૂછતાં તેના સાથે પ્રેમ હોવાનું જણાવ્યું. રાજાએ દાસીને બોલાવી પૂછતાં તેને રાણીએ વાત કરી તેમ કહ્યું. આ ઉપરથી રાજા સમજ્યો કે સ્ત્રી-ઓને ખાનગીમાં ખાનગી વાત કરી હોય તો પણ બહાર પડે છે માટે આ સૂત્ર પણ ઉપયોગી છે.

રાજાએ હુકમ કર્યો કે 'મારા ખાવાના દરેક ખોરાકમા ઘીનો એક પણ છાંટો આવવો ન જોઇએ. જ્યાં જ્યાં ઘી વપરાતું હોય ત્યાં ત્યાં તેલ વાપરવું.' આ હુકમ મળતાંજ તેનો અમલ થવા લાગ્યો. જ્યાં બે ચાર દિવસ રાજાએ તેલનો ખોરાક ખાધો કે તુરતજ શ્લેષ્મ થઇ આવ્યું, છતાં તેલ ખાવું શરૂ રાખ્યું. આથી તબીયત વધારે બગડી. રાજવૈદ્ય નાડ જોઇને કહ્યું કે ઘી બીલકુલ ન ખાવાનું આ પરિણામ છે.

રાજાએ આથી માન્યું કે ઘી છે તે પણ એક સારરૂપ છે. આવા સૂત્રો પ્રચારવામાં આવે તે માટે રાજાએ રાજાજ્ઞા તરીકે જાહેર કર્યાઃ—

ક્રોધમાં વિચાર–સાર
શત્રુ આગળ ભાવ–સાર
સ્ત્રી આગળ ભેદ–સાર
સારમાં સાર ઘી–સાર

સારગ્રાહી મનુષ્યજ પોતાની જીવનનૌકા સહિસલામત સામે પાર પહોંચાડે છે અને સારઅસાર વિચાર ન હોય તે અથડાય છે, અને ‘ જગતે ન જાણ્યું જનુની કુંખ આવી. ’ આ પ્રમાણે આવ્યો ન આવ્યો થાય છે.



# પિતાની શિખામણની પરિક્ષા.

**ચંપાવતી** નગરીમાં **ફોફળશાહ** નગરશેઠ હતો. તે જ્યારે મરવા સુતો ત્યારે પોતાના દીકરા **માણેકચંદને** પાસે બોલાવીને નીચેની શિખામણ આપી:—

૧ ફળીઆમાં બોરડીનું ઝાડ વાવવું નહિં.

૨ ચપરાશી ( સિપાઇ ) ને મિત્ર કરવો નહિં.

૩ જુના નોકરને કાઢીને નવા નોકર રાખવા નહિં.

૪ સ્ત્રીને ગુપ્ત વાત કરવી નહિં.

**ફોફળશાહની** શિખામણ પ્રમાણે વર્તવા **માણેકચંદ** કબુલ થયો એટલે **ફોફળશાહને** શાંતિ થઇ અને આત્માએ તેના શરીરનો ત્યાગ કર્યો.

**માણેકચંદે** વિચાર કર્યો કે પિતાએ ચાર બાબતની ના કહી છે. પણ તેમાં હાનિ કેટલી છે? તેનો અનુભવ લીધા સિવાય ગુણ-દોષની ખાત્રી થશે નહિં. મારા પિતાએ જે કહ્યું છે તે તો તેમના પુરા અનુભવથીંજ કહેલું છે. છતાં પણ મારે અનુભવ તો લેવોજ. એવો વિચાર કરી ફળીઆમાં બોરડીનું વૃક્ષ વાવ્યું. હલકા ખવાસનો ચપરાશી હતો તેના સાથે તે બેસવા ઉઠવા લાગ્યો અને તેને પોતાનો મિત્ર

કર્યો. જુના નોકરો હતા તે બધાને કાઢી મુક્યા અને નવા નોકરોને રાખ્યા. આ બધું કર્યા પછી તેણે સ્ત્રીની પરિક્ષા કરવાનો વિચાર કર્યો.

એક વખત રાજકુમાર એકલો ફરવા નિકળેલો. કુમારની ઉમર નાની હતી. કદિ એકલો રહેતો નહોતો, પણ આજે એકલો પડી ગયો હતો તેથી માણેકચંદે છુપી રીતે પોતાને ઘેર આણી ગુપ્ત રાખ્યો કે જેથી પોતાના વિના બીજા કોઇને ખબર પડી શકે નહિં.

તેણે એક તરબૂચ લઈ તેને થોડું કાપી તેના ઉપર લાલ રંગ નાખ્યો. પછી તેને રૂમાલમાં બાંધ્યું અને તે તથા થોડા ઘરેણાં લઇ પોતાની સ્ત્રી પાસે આવી ગભરાયલા ચ્હેરે બોલ્યો કે, " તું મારી અર્ધાંગના છે. તારૂં અને મારૂં હિત એક છે. તારાથી કાંઇ છુપું રાખવું જોઇએ નહિં; માટે કહું છું. આ રાજાના કુંવરનું મસ્તક છે. રાજાના કુંવરને મારીને આ ઘરેણાં મેળવ્યાં છે. આ વાત કોઇને કહીશ નહિ. જો કહીશ તો મને શૂળીએ ચડાવશે, ઘરબાર લૂટી લેશે, તું વિધવા થઇશ. આ બધું દુઃખ તારે ભોગવવું પડશે."

" આપણે માયાનો ક્યાં તોટો હતો કે રાજકુમારનો ઘાત કર્યો? જો કોઇ જાણશે તો શા હાલ થશે?" આમ કહી સ્ત્રી રડવા લાગી. તેને માણેકચંદે શાંત પાડીને કહ્યું કે, " તું કોઇને વાત નહિં કરે તો કોઇ જાણવાનું નથી. માટે કોઇને કહીશ નહિં."

"હું શું કામ કહું? કહીને તો દુઃખ ઉભું કરવું છેને! એવી મૂર્ખી નથી કે હાથે કરીને હેરાન થાઉં!"

રાજાના કુંવરની શોધખોળ થવા લાગી, પણ ક્યાંઈ પત્તો લાગ્યો નહિં. આખા શહેરમાં કુંવરનું ગુમ થવું એ ચર્ચાનો વિષય થઇ પડ્યો. ચાંપતી તપાસ કર્યા છતાં પણ પત્તો ન લાગ્યો ત્યારે રાજાને નિરાશા ઉત્પન્ન થઇ.

માણેકચંદની સ્ત્રી પાણી ભરવા ગઈ ત્યાં બધી સ્ત્રીઓ કુંવ-

રના ગુમ થવાનીજ વાત કરતી હતી. જ્યારે બહુજ ચર્ચા થઇ ત્યારે શેઠાણીના મનમાં ઉછાળા આવવા લાગ્યા અને વાત કરવાની પ્રબળ ઇચ્છા થવા લાગી, પણ બળાત્કારે ઇચ્છાને રોકી રાખી.

બધી સ્ત્રીઓ પાણી ભરીને ચાલી ગઇ. એક માલણ અને શેઠાણી બેજ પાછળ રહ્યાં. માલણ દરરોજ ફૂલ દેવા આવતી તેથી વધારે ઓળખાણવાળી થઇ ગઈ હતી. તેને શેઠાણી કહેવા લાગી કે, "જુવો, ભાભીજી ! તમે તો અમારા ઘરના જેવા છો, તેથી તમને વાત કરવાનો વાંધો નથી. રાજાનો કુંવર ખોવાયો છે તે બીજે ક્યાંઇ નહિં પણ મારા ઘરમાં છે. તમારા શેઠને કમતડી સુઝી તે કુંવરને મારીને ઘરેણાં લઇ લીધાં છે. જોજો હો ! આ વાત કોઇને કહેશો નહિ. કહેશો તો રાજા અમને પાયમાલ કરશે."

"ના બા ! હું તે તમારી વાત કરૂં ખરી ? બીજી કોઇ વાત નહિ ને આવી વાત કરૂં તે બનેજ નહિ. પણ હેં બાઇ ! ઈ ઘરેણા અને કુંવરનું શરીર ક્યાં રાખ્યું છે ?"

"ઘરેણાં તો મોટા પટારામાં મેંજ મુક્યાં છે. કુંવરનું માથું રૂમાલમાં બાંધેલું છે તે શેઠે પટારાના હડફામાં મુક્યું છે. આ તો તમને વાત થાય. બીજાને કાંઇ વાત થાય ખરી ! કોઇને કહેશો નહિ."

આંહી રાજાએ કુંવર મરેલો કે જીવતો છે તેનો પત્તો મેળવી આપનારને મોટું ઇનામ આપવાનું જાહેર કર્યું. ઇનામ લેવાની લાલચે માલણ ઉતાવળી ઉતાવળી ફુલની છાબ લઇને દરબારમાં ગઇ, અને રાણીને વાત કરી કે 'કુંવરને તો માણેકચંદ શેઠે મારીને ઘરેણાં લઇ લીધાં છે અને તેના મોટા પટારામાં ઘરેણું મુક્યું છે, કુંવરનું માથું પટારાના હડફામાં મુક્યું છે."

આ સાંભળતાંજ રાણીને ક્રોધ ચડયો અને તુરત રાજાને વાત કહી. રાજાએ તુરત હુકમ કર્યો કે માણેકચંદને બંદી ગૃહમાં લઈ જાઓ.

**માણેકચંદ** જે ચપરાશી સાથે મિત્રતા રાખતો હતો તેનેજ **માણેકચંદને** પકડી લાવવાનો હુકમ થયો. ચપરાશી તુરતજ **માણેકચંદને** ઘેર આવ્યો અને સભ્યતા તજીને અસભ્યની પેઠે બોલવા લાગ્યો.

**માણેકચંદે** આનું કારણ પુછ્યું કે તુરતજ ચપરાશીએ કહ્યું કે " બનીયા ! મેં તેરા નોકર નહિ હું ! ચલ ! આગે ચલ ! " આમ કહી એકાદ ઠોંસો લગાવ્યો.

**માણેકચંદે** પોતાની મિત્રતાની યાદ આપી. તે સાથે પોતાનો ગુન્હો શું છે તે પુછ્યું. એટલે તે વધારે ખીજાયો અને જબરજસ્તીથી ધક્કો મારી આગળ કર્યો. **માણેકચંદ** ફળીઆમાં આવ્યો અને ઓરડી નીચેથી નિકળ્યો કે તુરતજ પાઘડી ઓરડી સાથે ભરાઇ ગઇ. તેને લેવા માણેકચંદે પ્રયાસ કર્યો, પણ વ્યર્થ. મિત્ર ચપરાશીએ તેને ધક્કો મારી આગળ કર્યો. પોતાના શેઠને પકડીને લઇ જાય છે અને શેઠે કુંવરને મારેલ છે તેવા સમાચાર નવા નોકરોને મળતાં દુકાનમાં જે જેને હાથ હતું તે બધું ઉપાડી ગયા અને દુકાન બંધ કરી.

**માણેકચંદને** લઇ ચપરાશી આગળ ચાલ્યો એટલે **માણેકચંદ** જે તંબોળીની દુકાનેથી દરરોજ પાન ખાતો અને થોડી વાર વાતો કરતો તે તંબોળીની દુકાન આવી. માણેકચંદને ગુન્હેગાર પેઠે લઇ જતો જોઈ તંબોળીને લાગી આવ્યું. ચપરાશીને કહ્યું કે, " થોડીવાર શેઠ સાથે વાત કરવા દ્યો. " પણ ચપરાશીએ તો બીલકુલ શરમ છોડી દીધી હતી તેથી માન્યું નહિં. તંબોળીએ થોડા પૈસા આપ્યા ત્યારે **માણેકચંદ** સાથે વાત કરવા દીધી.

તંબોળી કહે, " **માણેકચંદ** ! હું તારો ભાઇ છું. આપણા વચ્ચે થોડી મૈત્રિ છે તે માટે તું ચિંતા કરીશ નહિ. મારી પાસે જેટલો પૈસો છે તે બધો તારા પાછળ વાપરી તને છોડાવીશ."

**માણેકચંદને** બંદીગૃહમાં લઇ ગયા, અને તેના ઘરનો તપાસ

કરતાં કુંવરનાં ઘરેણાં અને રૂમાલમાં બાંધેલું જેને માથું છે તેમ ઓળખાવવામાં આવેલું હતું તે રાજા આગળ હાજર કર્યું. પુત્રનું કપાએલ માથું પોતે જોઈ શકશે નહિ તેમ માની જોયા વિનાજ તે સાચવી રાખી મુકવા રાજાએ કહ્યું, અને **માણેકચંદને** ખોરાકમાં ઘેંશ ખાવા આપવાનો અને તેના પાસેથી સખ્ત કામ લેવાનો હુકમ કર્યો.

પુત્ર શોકમાં રાજા એટલો બધો ડુબી ગયો હતો કે **માણેક-ચંદનો** ઇન્સાફ પણ કરવાનો વિચાર ન કર્યો અને એક મહિના પછી શૂળી પર ચડાવવાનો હુકમ કર્યો.

તંબોળીએ પૈસા આપીને જેલના રખેવાળોને પોતાના કર્યા, અને ઉત્તમ ઉત્તમ ખોરાક પહોંચાડવા લાગ્યો. જ્યારે મહિનો પુરો થયો ત્યારે **માણેકચંદને** શૂળી પાસે લાવ્યા. રાજા પણ ત્યાં આવ્યો અને શૂળીએ ચડાવવાનો હુકમ આપ્યો કે તુરતજ **માણેકચંદ** ખડ-ખડાટ હસી પડયો. મરણની ઘડી આવી છતાં હસવું આવે તે આશ્ચ-ર્યની વાત માની રાજાએ હસવાનું કારણ પુછ્યું. ત્યારે **માણેકચંદે** કહ્યું કે, "મને એક વખત ઘરે જાવા દો એટલે હસવાનું કારણ જણાઇ આવશે." રાજાએ ચોકી પહેરા નીચે તેને ઘેર મોકલ્યો એટલે તે કુંવરને તેડીને આવ્યો. રાજાને અથથી ઇતિ સુધી વાત કરી અને જણાવ્યું કે પોતાના પિતાના કહેવાથી વિરૂદ્ધ વર્તવાનુંજ આ પરિ-ણામ છે!

રાજા **માણેકચંદ** ઉપર પ્રસન્ન થયો. નવા નોકરો જે જે માલ લઈ ગયા હતા તે માલ પાછો અપાવ્યો અને તે સાથે **માણેકચંદને** સારૂં ઇનામ આપ્યું. પોતે આવેશમાં આવીને કાંઈ તપાસ ન કર્યો તે માટે રાજાએ પસ્તાવો કર્યો. પિતાએ આપેલી શિખામણ બરાબર હતી તેવી માણેકચંદની ખાત્રી થઈ ગઈ!

# હરિણીના શૂકન.

માનસિંહજી કરીને એક રજપૂત હતો. તેના માથે કરજ બહુ થઈ ગયું. જમીન મંડાઇ ગઈ. ખાવા કાંઈ રહ્યું નહિ ત્યારે પરદેશ જઇ ચાકરી નોંધાવવાનો વિચાર કર્યો અને પોતાની સ્ત્રીને પરદેશ જવાનો વિચાર જણાવ્યો.

સ્ત્રી:—

બાળ પરદેશારી ચાકરી, કોણ પરદેશાં જાય;
ઘર બેઠારો પાવકો, મારે મન લાખ સવાય.

આપણે પરદેશ જવું નથી. ઘેર બેઠાં દોકડો મળશે તે સવા લાખ માનીશ.

આ સાંભળી પુરૂષ બોલ્યો કે,

પાવકે પ્રેમ ન નિપજે, ઘણુ વિચારી જોય;
પરદેશારી ચાકરી, (વણ) સેજલડી રંગ ન હોય.

હે સ્ત્રી! દોકડાથી પ્રેમ નિપજે નહિ, માટે તું વિચાર કર. પરદેશ જઇ ચાકરી કર્યા વિના નિરાંતે નિંદ્રા ન આવે.

સ્ત્રી:—

પિયુ પરદેશ ન પરવરો, નિજઘર હોયે લાજ;
સુખ દુઃખ સહેવા સર્વદા, પરઘર પરહરો કાજ.

હે પતિ! પરદેશ જવું નહિં. ત્યાં કોઇ ઓળખે નહિ તેથી લાજ હોય નહિં, પોતાને ઘરે જેટલી ઇજ્જત હોય તેટલી પરદેશ ન હોય, તેથી સુખદુઃખ સહીને ઘેર રહેવું અને પારકા ઘરનું કામ છોડવું.

પુરૂષ:—

**પાન પદારથ સુઘડ નર, વણ તોળ્યે વેચાય;**
**જ્યું જ્યું ભૂમિ પાલટે, મૂલ મોંઘેરા થાય.**

હે સ્ત્રી! પાન, પદાર્થ અને સુઘડ પુરૂષ તે તોળ્યા વિના વેચાય છે, અને જેમ જેમ બીજા દેશમાં જાય છે તેમ તેમ તેનું મૂલ મોંઘું થાય છે.

સ્ત્રી:—

હાલું હાલું જે નર હુવો, રાખે ન રહે રંગ;
હાથ અને પગ પેગડે, તાણી ભીડયા તંગ.
ઉંટે આથર ભીડીયાં, સળેખાંના કાઢયા બ્હાર;
મૃગનેંની ખોળા પાથરે, (વાલમ) ઘેર શિઆળો ગાળ્ય.

જે માણસ જવાનેજ તૈયાર થયો તેને ગમે તેમ રાખતા રહે નહિં. હનામાં હાથ અને પેગડામાં પગ વાળી, લાંબી મુસાફરી માટે તાણીને તંગ ભીડયા તે હવે શી રીતે રોકયો રહે? વળી ઉંટ ઉપર આથર ભીડીને તેને બ્હાર કાઢયા. મૃગનેંણી ખોળો પાથરીને કહે છે કે શિઆળો ઘરે રહો.

પુરૂષ:—

સાથીડા સાબદા થયા, હાલુના હોકારા થાય;
પારકા પટા લખાવીયા, તે ઘેર રહ્યું ન પોષાય.



હરિણીએ જમણા ઉતરીને સારા શુકન આપ્યા. [પૃ. ૭૫.

સ્ત્રી:—

જાઓ કેતાં જીવ નીકળે, કાળજ કટકા થાય;
વ્હેલા વળો વાલમા, મિંટ મેળાવો થાય.

**માનસિંહ** ઘેરથી ચાલી નીકળ્યો. તેની સ્ત્રી ઉદાસ ચ્હેરે જોઇ રહી. જ્યારે દૂર ગયો ત્યારે બોલી કે:—

વાટ જુની ને પગ નવો, ચંગા માહું જાય;
ઉડ હૈયા કર પાંખડી, મિંટ મેળાવો થાય.

પોતાનો પિયુ પંથે ચાલ્યો જાય છે. મારગને ડાબે પડખે હરણાનું ટોળું જોયું તેથી સ્ત્રી બોલી કે:—

હરણા તારે કોટડે, ઘાલું ઘુઘર માળ;
સોને મઢાવું શીંગડી, તું પિયુને પાછો વાળ.

હે હરણા! તારે કોટે ઘુઘરમાળ પહેરાવું અને સોનાથી શિંગડીઓ મઢાવું, માટે અવળા શુકન આપીને પિયુને પાછો વાળ.

**માનસિંહ** ચાલ્યો જાય છે તેમાં એક **હરિણીએ ઉતાવળી થઇને જમણી ઉતરી સારા શુકન આપ્યા,* તેથી માનસિંહ રાજી થયો** અને આગળ ચાલ્યો. મૃગ મૃગલી પાસે આવી બોલ્યો કે "તું અબળા ઓછી અક્કલવાળી છે. તને ખબર નથી. શુકન આપતાં પહેલાં આપણે કેટલો વિચાર કરવાનો છે! શુકન આપીએ અને સુખી ન થાય તો આપણી લાજ જાય. કેમકે:—

એક ત્રણ ને પાંચ સાત, જમણાં જંગલ જાય;
વિઘન વમાસણ વેડફે, સહેજે કારજ થાય.
ખર ડાબો વશીઅલ જમણો, પેસંતો પાતાળ;
કાં તો પામે પદમણી, કાં તો રાજ દરબાર.

તું એકલી જમણી ઉતરી માટે તેને સારો લાભ અપાવ્યા પછીજ મારા પાસે આવ્ય. ત્યાં સુધી આવીશ નહિં.

* જુઓ ચિત્ર.

હરિણી આ સાંભળી દુઃખી થઇ. મૃગનો વિયોગ અસહ્ય લાગ્યો પણ નિરૂપાય થઇ ચાલી નિકળી. દૂર જઇને રૂપવાન સોળ વર્ષની સુંદરી બની અને **માનસિંહ**ની પાછળ ચાલી.

**માનસિંહ** એક વડ નીચે વિસામો ખાવા બેઠો. આ સ્ત્રી પણ પાસે આવી થોડે દૂર બેઠી. પ્રથમ તો **માનસિંહે** તેની સામે પણ ન જોયું, પણ જ્યારે સ્ત્રીએજ પહેલ કરી કહ્યું કે હું તમારી સાથેજ આવું છું ત્યારે તેના તરફ દૃષ્ટિ કરીને **માનસિંહે** પુછ્યું કે " તમે કોણ છો ? શા માટે મારા સાથે આવવું છે ?"

" હું હજી કુંવારી છું. તમને જોઇને મોહ પામી છું. માટે હવે તમને છોડીશ નહિ."

" મારે સ્ત્રી છે અને તે પતિવૃતા છે. મારે વિયોગે તે દુઃખ પામે અને હું નવી સ્ત્રી પરણું તે બનેજ નહિ."

" આપ મારી માગણીનો અનાદર કરશો તો મારો પ્રાણત્યાગ કરી સ્ત્રીહત્યાનું પાપ આપીશ."

ધર્મભીરૂ રજપૂત ખંચાણો. સ્ત્રીહત્યાથી ડર્યો એટલે તે સ્ત્રીની વાતને સમ્મતિ આપી અને પાસેની વાવમાંથી પાણી ભરી આવવાનું કહ્યું. સ્ત્રી હાથમાં ઝારી લઇ વાવના પગથીઆ ઉતરી પાણી ભરવા લાગી. ત્યાં દેડકો અને કાચબો હતાં, તેને સ્ત્રીએ કહ્યું કે મેં આ માણસને સારા શુકન આપ્યા છે તેથી તેની સાથે સ્ત્રી થઇને જાઉં છું. તમે પણ નોકર થઇને આવો. દેડકો અને કાચબો સંમત થયા અને માણસનું રૂપ લઇ સ્ત્રીની સાથે બહાર આવ્યા.

સ્ત્રી એકલી ગઇ છતાં સાથે બે અજાણ્યા પુરૂષોને લઇ આવી તે જોઇ **માનસિંહ** અજાયબ થયો. પણ પોતે કોઇનાથી બીએ તેમ ન હોવાથી તેઓ કોણ છે તે જાણવા આતુર થયો.

સ્ત્રી સાથે બંને રજપૂતના વેશમાં પાસે આવ્યા. માનસિંહને

પ્રણામ કરી બોલ્યા કે "અમે પરદેશ જઇએ છીએ. વાવમાં બેઠા હતા ત્યાં આપની સ્ત્રી આવ્યાં અને અમને નોકર રાખવાનું કહીને સાથે લાવ્યાં છે, માટે અત્યારથી અમે તમારા નોકર છીએ."

"મારા પાસે પગાર આપવાનું કાંઇ નથી. હુંજ ચાકરી કરવા જાઉં છું ત્યાં તમને શી રીતે રાખી શકું?"

"આપને ચાકરી થાય ત્યારે અમને પગાર આપજો, ત્યાં સુધી માગશું નહિ. વળી અમે ખરા દીલથી તમારૂં કામ કરશું."

"એક કરતાં બે ભલાં, બે કરતાં ચાર ભલાં, ચાલો ત્યારે."

ચારે જણાં ચાલતાં થયાં. જ્યાં સાંજ પડે ત્યાં રાત્રિ રહે. નવા આવેલા નોકરમાં એકે પોતાનું નામ **ડેડક ચાવડો** અને બીજાએ **કાનુજી રાઠોડ** એવાં નામ રાખ્યાં હતાં. તે ચોકી પહેરો કરતા હતા. ચાલતાં ચાલતાં **કનકાવતીમાં** આવી પહોંચ્યા. એક મકાન ભાડે રાખીને રહેવા લાગ્યા. **મોતીશાહ** કરીને એક વેપારી હતો તેની સાથે **માનસિંહને** મિત્રતા થઇ. મોદીખાનું તેને ત્યાંથી લેવા માંડયું.

**માનસિંહ** એક દિવસ કચેરીમાં ગયો અને પોતે ચાકરી કરવા આવ્યો છે તેમ કહેવાથી રાજાએ ચાકરીમાં રાખ્યો.

**માનસિંહ** વફાદારીથી નોકરી કરવા લાગ્યો. દિનપ્રતિદિન રાજ્યની મહેરબાની થવા લાગી. તેથી માનસિંહ સુખમાં દહાડા ગુજારવા લાગ્યો.

એક દિવસ **મોતીશાહે** કહ્યું કે મારી સ્ત્રીને તેડવા જવું છે માટે સાથે ચાલો. **માનસિંહ** આનંદ પામ્યો અને **મોતીશાહ** સાથે સાસરે ગયો. **મોતીશાહનાં** સાસરીયાં પોતાના જમાઇને જોઇને રાજી થયાં. તેની આગતાસ્વાગતા સારી કરીને જમાડયા અને રાત્રે જુદો ઉતારો આપ્યો.

મોડી રાત્રે **મોતીશાહની** સ્ત્રી થાળ લઇ **મોતીશાહને** જમાડવા આવી. **માનસિંહ** ઓરડાની બ્હાર સુતો હતો. સ્ત્રીએ હાવભાવ બતા-

 વી **મો**તીશાહનું મન હરણ કર્યું. પછી થાક ચડેલો હોવાથી **મો**તીશાહે નિદ્રા લીધી.

**મો**તીશાહ નિદ્રાવશ થયો કે તુરત સ્ત્રી બ્હાર નીકળી. **મા**નસિંહ જાગતો હતો. આવી અંધારી રાત્રે સ્ત્રી ક્યાં જાય છે તે જોવા છુપી રીતે પાછળ ચાલ્યો. સ્ત્રી પોતાના પિતાના ઘરે ન જતાં એક શેરી તરફ વળી અને એક પઠાણને ઘેર ગઈ. જેવી સ્ત્રી આવી કે તુરતજ પઠાણ ક્રોધે ભરાયો. મોડું થવા માટે તે ખીજાયો હતો.

સ્ત્રીએ ખુલાસો કર્યો કે "મારો ધણી મને તેડવા આવ્યો છે. સવારે તેડીને જશે. તે ઉંઘી જાય ત્યારેજ મારાથી અવાય. હવે છેલ્લી સલામ છે માટે આવી છું." આસાંભળી પઠાણ વધારે ગુસ્સે થયો. ગુસ્સો હાથ રહ્યો નહિ તેથી કેડમાંથી જમૈયો કાઢી સ્ત્રીનું નાક વાઢીને બોલ્યો કે 'હવે ભલે તારો ધણી તને તેડી જાય!'

સ્ત્રીને આથી દુઃખ થયું. પઠાણનો તિરસ્કાર કરી તે પાછી ફરી તે જોઈને **મા**નસિંહ પણ ઉતાવળે આગળ ચાલ્યો અને પોતાનાં બિછાનામાં આવીને સુતો. સ્ત્રી **મા**નસિંહના બિછાનાં પાસે આવી અને **મા**નસિંહ જાગે છે કે ઉંઘી ગયો તે જોવા લાગી. પણ **મા**ન-સિંહ ભરનિદ્રામાં હોય તેવો ઢોંગ કરીને સુતો હતો તેથી નિશ્ચિંત થઈ. **મો**તીશાહ સુતો હતો ત્યાં તે ગઈ, અને મોટેથી કહેવા લાગી કે 'દોડો દોડો મને મારી નાંખી.' આ બુમો પાડવાથી આસપાસના લોકો જાગી ઉઠયા. **મો**તીશાહના સાસરીયા પણ આવ્યા અને બુમો પાડવાનું કારણ પૂછવા લાગ્યા. સ્ત્રીએ કહ્યું કે 'એમણેકાંઇપણ વાંક વિના મારૂં નાક કાપી નાખ્યું.' **મો**તીશાહ આભો બન્યો.

પોતાની દીકરીનો આખો ભવ બગાડયો જાણી **મો**તીશાહને મારવા લીધો, પણ **મા**નસિંહ વચમાં પડયો. **મો**તીશાહના સસરાને એકાંતમાં ખરી હકીકત કહી ત્યારે બધાં શાંત પડયાં.

સવારે **મોતીશાહ** અને **માનસિંહ** ચાલતા થયા. **મોતીશાહને** હવે પોતાના ગામમાં રહેવું યોગ્ય ન લાગવાથી જાવાબંદર જવાનો વિચાર કર્યો. રસ્તામાં કરેલો પરદેશનો વિચાર ઘરે આવીને અમલમાં મુકયો. **મા** સિંહને ભોળવીને રાજાની નોકરી છોડાવી સાથે લીધો. **માનસિંહની** સ્ત્રી અને નોકરોને ઘરે રાખવાનું રહ્યું.

**મોતીશાહ** અને **માનસિંહ** વ્હાણ હંકારી ચાલતા થયા. હરિણી જે સ્ત્રી રૂપે થઇ હતી તે ડેડક **ચાવડા** અને **કાનુજી રાઠોડ** સાથે મસલત કરીને પોતે રૂપ બદલીને ચાલી, અને **મોતીશાહના** વ્હાણ સાથે જાવાબંદર આવી.

એક મોટા વેપારીને ત્યાં હરિણી એક ગુમાસ્તાનું રૂપ લઇ નોકરી રહી. **મોતીશાહ** વેપાર ખેડવા લાગ્યો. તેને લાભ સારો મળતો હોવાથી બમણો વેપાર કરવા લાગ્યો. **માનસિંહ** પાસે એક પાઇ પણ નહેતી તેથી વેપાર કરવાનો ઉત્સાહી હોવા છતાં કાંઈ કરી શકતો નહોતો **મોતીશાહ** બદલી ગયો હતો. વેપાર કરવા એક પાઈ પણ આપતો નહોતો.

હરિણી જે મુનીમ રૂપે હતી તેણે **માનસિંહને** બોલાવી પોતાના શેઠ સાથે મુલાકાત કરાવી અને વેપારમાં થોડો ભાગ કરાવી આપ્યો તેથી પૈસા મળવા લાગ્યા. જેમ જેમ પૈસા વધતા ગયા તેમ તેમ મુનીમની સલાહથી વધારે વેપાર કરવા લાગ્યો. જથ્થાબંધ કોઇ માલ ખરીદ્યો હોય તે માલ પ્રથમ **માનસિંહના** સુવાંગ વેપાર ખાતે રાખે અને તેમાં ખોટ જવાનો સંભવ હોય તો રાસ ખાતે નાખે, અને હાંસલ હોય તો **માનસિંહને** આપે. આવી રીતે થોડા દિવસમાં ઘણું દ્રવ્ય **માનસિંહ** પાસે થયું.

**મોતીશાહ** પાસે પણ ઘણું દ્રવ્ય થયું. પછી તેણે દેશમાં જવાનો વિચાર કર્યો અને **માનસિંહને** પણ દેશમાં આવવા કહ્યું. તેથી **માનસિંહ** પણ દેશમાં જવા તૈયાર થયો.

મોતીશાહ જેટલું કમાયો હતો એટલુંજ **માનસિંહ** કમાયો હતો. બંનેએ સાત સાત વ્હાણ દ્રવ્યનાં ભર્યાં. મુનીમના રૂપમાં હરિણી અગાઉ કનકાવતી આવી અને ડેડક **ચાવડા** વગેરેને વધાઈ આપી.

સાત **માનસિંહ**નાં વ્હાણ અને સાત **મોતીશાહ**નાં વ્હાણ તેમ ચૌદ વ્હાણ ભરીને આવતાં હતાં. રસ્તામાં **મોતીશાહ**ની દાનત બગડી કે **માનસિંહ**ને દરીયામાં ફેંકીને સાત વ્હાણ પડાવી લેવાં!

હરિણીએ જેવી ઘેર આવીને વાત કરી કે તુરત ડેડક **ચાવડો** અને કાનુજી **રાઠોડ** બોલ્યા કે " દરિઆની મુસાફરી છે. વાણીઓ છે! વખતે દાનત બગડે અને **માનસિંહ**ને દરિયામાં ફેંકીદે તો પછી શું કરવું? માટે આપણે દરિયામાં જવું અને વ્હાણની પડખે ચાલવું. " આમ વિચાર કરીને દરિઆમાં આવ્યા. મોટા મોટા કાચબા અને મગરમચ્છને સહાયમાં બોલાવી વ્હાણ સાથે ચાલવા લાગ્યા.

**માનસિંહ** પોતાના વ્હાણમાં હતો. **મોતીશાહ** પણ પોતાના વ્હાણમાં હતો. **માનસિંહ**ને દરિયામાં નાખી વ્હાણના ધણી થવાના ઉદ્દેશથી **માનસિંહ**ને પોતાના વ્હાણમાં નાસ્તો કરવા બોલાવ્યો. રાત્રિ થોડી ગઇ હતી. ચંદ્રનો સ્વચ્છ પ્રકાશ હતો. **મોતીશાહે** લાંબુ પાટીઉં નાખ્યું. **માનસિંહ** પાટીયા ઉપર ચાલવા લાગ્યો.

અરધા પાટીયા ઉપર **માનસિંહ** આવ્યો કે તુરત સંકેત પ્રમાણે માણસોએ પાટીયું ખેંચી લીધું તેથી **માનસિંહ** દરિયામાં પડયો અને **મોતીચંદે** વ્હાણ ઉતાવળે ચલાવ્યાં.

**માનસિંહ** જેવો દરિયામાં પડયો કે તુરત એક મોટો મગરમચ્છ આવ્યો જેણે તેને પોતાની પીઠ ઉપર લઇ લીધો, અને ઝપાટા ભેર સામે તીરે ચાલતો થયો.

વ્હાણ પહેલાં **માનસિંહ** દરિઆને સામે કાંઠે પહોંચ્યો. ડેડક **ચાવડો** અને તેનો સહાયક અગાઉ આવ્યા હતા. તેણે **માનસિંહ**નો સત્કાર કર્યો.

બીજે દિવસે મોતીશાહનાં વ્હાણુ આવ્યાં. તોપો પડવા લાગી. શહેરના માણુસો બંદર ઉપર જવા લાગ્યા તેની સાથે માનસિંહ પણ ગયો. જેવો માનસિંહને જોયો કે તુરત મોતીશાહ ગળે બાઝી પડયો અને જાણે પોતાને ઘણું દુઃખ થયું હોય તેવો દેખાવ કરવા લાગ્યો.

માનસિંહ બધું સમજતો હતો, પણ કાંઇ બોલ્યો નહિં. માનસિંહના વ્હાણુ સુપ્રત કરવા વિના હવે છુટકો નહોતો. તેમ ન કરે તો માનસિંહના ઉગ્ર સ્વભાવનો ભોગ થઇને પોતાના જીવને જોખમમાં નાખવો પડે. પરંતુ તે એવો મૂર્ખ નહોતો, તેથી "સહિસલામત તમારાં વ્હાણુ લાવ્યો છું. આ માલ ઘેર લાવીને આપની સ્ત્રીને સોંપવાનો વિચાર કર્યો હતો પણ સદ્‌ભાગ્યે તમે ઉગર્યા અને અમારી પહેલાં અહીં આવ્યા તે સારૂં થયું" એમ કહીને વહાણુ સોંપી દીધાં.

માનસિંહે પોતાનાં વ્હાણુ સંભાળી લીધાં. અને બધું દ્રવ્ય મકાન પર આણ્યું. હવે ઘણું દ્રવ્ય થયું હોવાથી પોતાને વતન જવાની ઇચ્છા થઈ. સ્ત્રીએ પણ સંમતિ આપી. બે નોકરો સ્ત્રી અને પોતે દ્રવ્ય સાથે ચાલતા થયા. સાથે એક રાજાના રિસાલા જેટલો રિસાલો હતો, તે બધા વાવ પાસે આવ્યા એટલે બે નોકરોએ રજા લીધી. માનસિંહે ન જવા સમજાવ્યા પણ પોતે કોણ છે અને શા માટે સાથે આવ્યા હતા, દરિયામાં કેવી રીતે સહાય કરી, તે બધું કહીને તેઓ મૂળ સ્વરૂપમાં વાવમાં ગયા.

થોડે દૂર જતાં સ્ત્રીએ પણ રજા લીધી. પોતે હરિણી છે, જાવાબંદરમાં દ્રવ્ય કમાવી આપ્યું, વગેરે વાત કહી હરિણીનું રૂપ લઈ તે ચાલતી થઇ.

માનસિંહ પોતાને ઘેરે આવ્યો, પોતાની પતિવ્રતા સ્ત્રી કે જે તપશ્ચર્યા કરતી હતી તેને આવીને મળ્યો. દ્રવ્ય મળવાથી પોતાનો મંડાણુ થએલ ગીરાસ તેણે છોડાવ્યો, અને દંપતી સુંખથી દિવસ ગુજારવા લાગ્યાં.

# લોમો ખુમાણ અને નોંધણજી ગોહિલ.

ગારીઆધારમાં લગ્નની ધામધૂમ ચાલી રહી છે. નગરના જામ પરણવા આવવાના છે. એક તરફ નોંધણજીનાં કુંવરી માટે કરીઆવર તૈયાર કરવાની ધમાલ અને બીજી તરફ જવાસીયાના કવિરાજને લખપસા આપવાની તૈયારીઓ ચાલી રહી છે.

જવાસીયાના કવિરાજ ફરતાં ફરતાં ગારીઆધાર આવેલા. નોંધણજીની દાતારવટ સાંભળેલી તેથી લગ્ન ઉપર આવ્યા હતા. કવિને લખપસા દેવા માટે હાથીની જરૂર હતી, તેમજ કુંવરીને દાયજામાં આપવા હાથીની જરૂર હતી. એ હાથી કયાથી મેળવવા તેની ચિન્તા નોંધણજીને થઇ આવી.

ગારીઆધારનું રાજ હોવા છતાં હાથી વગેરેની સાહેબી હતી નહિ. તે વખતના રાજાઓ એટલા બધા વૈભવી હતા નહિ. વૈભવ કરતાં લશ્કર વધારી રાજ્ય વિસ્તાર વધારવા અને રાજ્ય સાચવી રાખવા તેઓ વધારે ઇંતેજાર હતા. તેથીજ હાથી વગેરે દરેક સ્થળે નહોતાં. વળી ગારીઆધાર તાલુકો અત્યારના જેવો સમૃદ્ધ નહોતો.

## લોમો ખુમાણ અને નોંઘણજી ગોહિલ

આ વખતે **લોમો ખુમાણ** શૂરવીર અને સમૃદ્ધિવાન હતો. પોતાને ત્યાં બાવન હાથી હતા. **દારાશાહ** અને **ઔરંગઝેબની** સંધી કરાવી આપવાથી **ઔરંગઝેબે** બાવન હાથી અને **અમદાવાદ** સુધીની ખંડણી ઉઘરાવવાનો તેને પરવાનો આપ્યો હતો.

**લોમા ખુમાણને** અને **નોંઘણજીના** પિતાને મૈત્રિ હતી. **નોંઘણજીનાં** માતુશ્રીને **લોમા ખુમાણે** ધર્મની બ્હેન કરી માનેલા અને એ હિસાબે **નોંઘણજી લોમા ખુમાણને** મામો કહેતાં. **લોમો ખુમાણ નોંઘણજીને** સગા ભાણેજની પેઠે રાખતો. ગાઢો સંબંધ હતો.

**નોંઘણજીએ** વિચાર કરી પોતાના મોટા કુંવરને **લોમા ખુમાણ** પાસે બે હાથી કિંમત દઈ લેવા મોકલ્યો. **લોમા ખુમાણે** હાથી આપવાની ના પાડી. બાદશાહ તરફથી ઇનામમાં મળેલ હાથી વેચા શકાય નહિ તેમ કહ્યું. હાથી વિના પાછા ન જવા કુંવરે વિચાર કર્યો. **લોમા ખુમાણ** પાસેથી રજા લઇ કુંવર ચાલતો થયો. જ્યારે હાથીને પાણી પાવા છોડયા, અને ખરેડીથી દૂર જળાશય ઉપર આણ્યા ત્યારે **નોંઘણજીના** કુંવરે બળાત્કારથી હાથી લઇ લીધા અને બે હાથી સાથે ગારીઆધાર આવ્યા. એક કુંવરીના દાયજામાં આપ્યો અને બીજો હાથી **જવાસીયાના** રાજકવીને લખપસામાં આપ્યો.

૨

પ્રાતઃકાળનો સમય છે. **જમનાજીનાં** સુરમ્ય પનઘટ ઉપર શાહજાદો **દારાશાહ** પ્રભાતની સુરખી નિહાળતો અશ્વ ફેરવે છે. આ વખતે એક બ્રાહ્મણકન્યા માથે ચળકતું પાણીનું બેડું ભરી ગજગામીની ચાલે ઘર તરફ ચાલી જાય છે. સામે એક અંત્યજકન્યા જળ ભરવા આવે છે. બીજી બાજુ એ ગીધણો એક મૃતક સર્પને પોતાનાં નોરમાં લેવા મિથ્યા પ્રયાસ કરે છે, પણ સર્પ ઉપાડી આકાશમાં ઉડી શકાતું નથી. આ જોઈ **અંત્યજકન્યા અને બ્રાહ્મણકન્યાને**

**હસવું આવ્યું. કાંઇ નેત્રપલ્લવી ભાષામાં વાત કરી હાથ-તાળી લઇ તેઓ ચાલતી થઇ.** *

દારાશાહ આ બધું જોઈ રહ્યો હતો. તેને આશ્ચર્ય થયું કે બ્રાહ્મણકન્યા અંત્યજનો સ્પર્શ કરે અને તે પણ માથે પાણીની હેલ છે છતાં સ્પર્શાસ્પર્શનો બાદ ન ગણતાં સિધી ઘર તરફ જાય તેનું કારણ શું હશે? આ કારણ જાણવા માટે દારાશાહ બ્રાહ્મણકન્યાની પાછળ પાછળ ઘેર ગયો. પોતાની પુત્રી પાછળ શાહજાદાને આવતો જોઇ બ્રાહ્મણ દમ્પતિને ચિંતા થઈ. પણ દારાશાહે કહ્યું કે "તે મારી બ્હેન છે તેને મારે પૂછવું છે." આ શબ્દો સાંભળ્યા ત્યારે બ્રાહ્મણ દમ્પતિને શાંતિ થઈ.

દારાશાહે બ્રાહ્મણકન્યાને એકાંતમાં બોલાવી અત્યંજ સ્પર્શની વાત પૂછી એટલે બ્રાહ્મણકન્યાએ કહ્યું કે "જ્યારે મહાભારતનું યુદ્ધ થયું ત્યારે અમે બંને ગીધણો હતી. ભૂરિશ્રવાની ભૂજા જ્યારે જૂદી કરી ત્યારે તે * ભૂજા અમે ઉપાડી લીધી. તે ભૂજામાં સુવર્ણ સાંકળીએ મઢેલ મણિ હતો. તે ભૂજા લઈ આપણા શહેરની દક્ષિણ દિશાએ ખીજડો છે–જે ખીજડાની નીચે વાવ છે કે જે અત્યારે પુરાઇ ગઇ છે–તે ખીજડા ઉપર બેસી ભૂજા ખાધી. સાંકળી સહિત મણિ વાવમાં નાખ્યો. અમે બે સામી મળી એ વખતે બે ગીધણો સર્પ ઉપાડવાનો પ્રયાસ કરતી હતી પણ તેનાથી સર્પ ઉપડતો નહોતો તે જોઇ અમને પૂર્વ જન્મ સુજ્યો. કળીયુગમાં કેટલું બધું બળ ઓછું થયું તેનો ખ્યાલ આવ્યો. તેથી હસીને તાળી લીધી. આ વખતે અમારી દિવ્ય ચક્ષુ થઈ હતી તેથી સ્પર્શાસ્પર્શનો દોષ લાગ્યો નહિ."

---

* જુઓ ચિત્ર

* આ દંતકથ છે, કોઈ દુર્યોધનની ભૂજા કહે છે, કોઈ શૈલ્યની ભૂજા કહે છે. આ પ્રસંગ ઇતિહાસમાં મળ્યો નથી. દંતકથામાં સાંભળેલ છે.

દારાશાહ પોતાના મકાન ઉપર આવ્યો. બીજે દિવસે બ્રાહ્મણ કન્યાએ બતાવેલ સ્થળે ગયો તો નિશાની મળી એટલે ખોદાણ કરાવ્યું. પાણીની અંદરથી સુવર્ણજડીત સાંકળીવાળો મણિ હાથ લાગ્યો.

ઔરંગઝેબને મણિની ખબર પડતાં માગણી કરી. દારાશાહે તે આપ્યો નહિ અને મણિ લઇ નહાસી ગયો. ઔરંગઝેબ પાછળ પડયો. સીતાપુર, મતીઆળા, માંડવી ભૂજ વગેરે સ્થળે ફર્યો અને જ્યાં જ્યાં દારાશાહ ગયો ત્યાં લોઢાનું સોનું કરી આપ્યું. ઔરંગઝેબ પાછળ પડયો હોવાથી દારાશાહ સ્થિર થઇ રહી શકયો નહિ. છેવટે લોમા ખુમાણ પાસે આવ્યો. લોમા ખુમાણે બંને ભાઇને સંપ કરાવ્યો. તેના બદલામાં બાવન હાથી અને અમદાવાદ સુધી ખંડણી ઉઘરાવવાનો ઔરંગઝેબે અધિકાર આપ્યો. દારાશાહ અને ઔરંગઝેબ દિલ્હી ગયા. જમનાજી પાસે જતાં દારાશાહે મણિ જમનાંજીમાં ફેંકી દીધો.

## ૩

નોંઘણજીનો કુંવર બળાત્કારે હાથી લઇ ગયો પણ સમય વિચારી લોમો ખુમાણ શાંત રહ્યો. નગરના જામ આવીને ધામધૂમથી લગ્ન કરી નગર ગયા.

જવાસીયાનો રાજકવી લખપસા લઇ જવાસીએ ગયો. સૌરાષ્ટ્રમાં નોંઘણજી શૂરવીર અને દાનવીર છે આવી રીતે જવાસીયાના રાજા પાસે વખાણ કર્યાં. જવાસીયાના રાજાને સંતતીમાં ફક્ત કુંવરી જ હતાં.

સુશીલ કુંવરીનો લગ્ન સંબંધ કર્યો નહોતો. કુંવરીએ નોંઘણજીના વખાણ સાંભળી પ્રતિજ્ઞા કરી કે આજથી ૭ મહિને નોંઘણજી મળે તોજ લગ્ન કરવાં. અવધી વીત્યે કમળપૂજાથી શ્રીશંકરને મસ્તક ચડાવવું. કુંવરીની આ પ્રતિજ્ઞા સાંભળી રાજકવી અને રાજા જંખ-

વાણા પડયા, પણ રજપૂત પ્રતિજ્ઞા તૂટે તો રવિ આથમણો ઉગે.

જવાસીયાને પાદર તળાવને કાંઠે શિવાલય હતું. તે શિવાલયમાં નિત્યપ્રતિ કુંવરી પૂજા કરીને નોંઘણજીને મેળવવા કઠિન તપશ્ચર્યા કરતી.

૪

મેમાનો ગયા. લગ્નની ધામધૂમ અને ઉત્સવનાં ચિન્હો અદ્રશ્ય થયા. લગ્નના આનંદજનક વાજીંત્રને બદલે શૌર્યોત્પાદક સિંધુડા થવા લાગ્યા. ઐહિક લગ્નના ઉત્સવને બદલે પારલૌકિક લગ્નની ધામધુમ થવા લાગી. બધા શૂરવીરો વરરાજા જેવો ઉત્સાહ રાખી અપ્સરાને વરવા ઉત્કંઠીત થઈ રહ્યા હતા.

લોમો ખુમાણ ગારીઆધાર ઉપર ચડાઈ કરી આવ્યો. નોંઘણજી પોતાના ભાઈ વગેરે અને તેના કુમારો વગેરેની સાથે રણજંગ ખેલવા સામે ચડયા. અઢાર પોતાના ભાઇ ભત્રીજા વગેરે અંગના અને બીજું લશ્કર હતું.

નોંઘણજીનું લશ્કર પ્રમાણમાં થોડું અને લોમા ખુમાણનું લશ્કર વિશાળ હતું. આખો દિવસ ખુનખાર લડાઇ ચાલી. નોંઘણજીના પુત્ર, ભાઇ અને ભાઇના પુત્ર વગેરે અઢાર મરાયા. પોતાનું લશ્કર બધું કપાઇ ગયું. હવે વિજયની આશા રહી નહિ. કોઇ મોટા રાજાની મદદ લઈ વેર લેવું આ ઉદ્દેશથી નોંઘણજી એક માણસ સાથે લઇ ચાલતા થયા. લોમો ખુમાણ પાછળ પડયો. આ ખબર શિહોરના રાજા ધૂનાજીને પડતાં વળાની આસપાસ પોતાના ઘોડા લઇ આડા પડયા. લોમા સાથે લડાઇ કરી મરાયા. આ રીતે પોતાના કુટુંબી ભાઈ નોંઘણજીની મદદ કરી. નોંઘણજીની અને તેમના કુટુંબીજનોની સ્ત્રીઓએ કુવામાં પડી પ્રાણ ત્યાગ કર્યા+

+ આ કુવો હજી ગારીયાધારના દરબારગઢમાં છે.

## લોમો ખુમાણ અને નોંઘણજી ગોહિલ

### ૫

ગારીયાધાર લોમા ખુમાણને હાથ ગયું. નોંઘણજી ફરતાં ફરતાં જવાસીએ આવ્યા. આ વખતે છ મહિનાનો છેલ્લો દિવસ હતો. સાયંકાળ થયો હતો. પ્રાતઃકાળમાં રાજકુંવરી કમળપૂજા ખાઈ શ્રી શંકરને મસ્તક અર્પણ કરશે. આખા શહેરમાં આ ચર્ચાથી ચિંતા ફેલાઇ હતી. પોતાના રાજાની એકની એક પુત્રી સ્વહસ્તે મસ્તક ઉતારે તે દુઃખ પ્રજાને અસહ્ય લાગ્યું. જવાસીયાના રાજાના દુઃખનો પાર રહ્યો નહિ. એક તરફ પુત્રીનો પ્રેમ, બીજી તરફ રાજપૂત પ્રતિજ્ઞા. રાજપૂત પ્રતિજ્ઞાનો વિજય થયો. તેના આગળ પુત્રી પ્રેમ શું કરી શકે ?

સાયંકાળ વિત્યા બાદ રાત્રે નોંઘણજી પોતાના માણસ સાથે ફરતા ફરતા જવાસીયા આવ્યા. રાત્રિ થોડી જવાથી દરવાજા બંધ થયા હતા. નોંઘણજીને ફક્ત રાત વાસોજ રહેવું હતું તેથી તળાવકાંઠે શિવાલય જોઈ ત્યાંજ ધાંસીયા નાખી રાત્રિ નિર્ગમન કરી.

ચાર વાગ્યાને સુમારે નોંઘણજી નિદ્રા તજી જાગ્યા. પોતાના માણસને કહ્યું કે તું કસુંબો કર. હું પોટલીએ જઇ આવું. પછી આપણે ચાલીએ. તડકો થાય ત્યાં તો યોગ્ય સ્થળે પહોંચી જઇએ. આમ કહી તળાવની પાળની પાછળ ગયા. નોકર હાથમાં લોટો લઇ દાતણ કરવા અને હાથપગ ધોવા પાણી ભરવા તળાવ તરફ ચાલ્યો.

આ વખતે રાજકુંવરીની દાસી માથે ખાલી બેડું લઇ તળાવના આરાના પગથીઆ ઉતરતી હતી તેની પાછળ નોંઘણજીનો નોકર જતો હતો. નોંઘણજી પણ તળાવની પાળ ઉપર આવ્યા હતા. આ વખતે આગળ ચાલતી દાસીને પગથીયાની ઠેસ વાગી તેથી બોલી કે “ મરે રે મારો રોયો નોંઘણજી ! ”

નોંઘણજીનું નામ સાંભળતાં અને તેને ગાળ આપતાં નોકર ક્રોધ કરી બોલ્યો કે “ કયા નોંઘણજીને ગાળો દે છે ? ” દાસી કહે

કે "સૌરાષ્ટ્રમાં આવેલા ગારીઆધારના **નોંઘણજીને.**"

નોકર—"તે **નોંઘણજીએ** તારૂં શું બગાડયું છે?"

દાસી—"મારી જીંદગી ધુળધાણી કરી છે. મારી બાઈએ **નોંઘણજીનું** નામ સાંભળી છ મહિનાનું વ્રત લીધું છે. આજ છ મહિના પુરા થયા છે. હું પાણી ભરવા આવી છું. પાણી ભરી જઇશ એટલે તે પાણીથી નાહીને કુંવરી આ દેવાલયમાં આવી શંકરને માથું ચડાવશે. તેથીજ ગાળો દઉં છું.

"જો સામે આવે તે **નોંઘણજી** છે. જે ઓળખતું હોય તેને લાવીને ઓળખાવ." નોકરે ઓળખાણ આપી. પાણી ભરી દાસી હોંશભેર દરબારગઢમાં ગઈ. **નોંઘણજી** આવ્યા તેમ વધામણી આપી. પ્રથમ તો કુંવરીએ માન્યું નહિ પણ દાસીએ સોગન ખાધા ત્યારે સાચું માની પોતાના પિતાને ખબર આપ્યા. રાજાને ખૂબ હર્ષ થયો પોતાની પુત્રીના તપ ઉપર શ્રદ્ધા આવી અને રાજકવીને મોકલ્યા.

રાજકવિ શિવાલય પાસે આવે છે. આ વખતે અજવાળું થયું હતું તેથી રાજકવિને વધારે મુશીબત પડી નહિ. તુરત આશ્ચર્યથી ભેટયો અને કુશળ પૂછયા. હર્ષના ખબર રાજાને આપ્યા.

જવાસીયામાં ઘેરેઘેર સમાચાર પ્રસરી ગયા. ગાજતે વાજતે **નોંઘણજીને** શહેરમાં આણ્યા. **નોંઘણજીને** જોવા. આબાલવૃદ્ધ ટોળે મળ્યાં હતાં, **નોંઘણજીને** જોઇ બધા વખાણ કરતાં હતાં અને કુંવરીનાં ધનભાગ્ય કહેતા હતા. રાજાએ શુભમુહુર્ત જોઇ લગ્ન કર્યાં. **નોંઘણજીને** પોતાને ત્યાં રાખ્યા. છ છ વર્ષનાં વ્હાણાં વાયાં. **નોંઘણજીના** ખોળામાં બે કુંવર રમે છે. સામે પોતાની સ્ત્રી બેઠાં છે. આ વખતે **નોંઘણજીના** નેત્રોમાંથી ચોધાર અશ્રુઓ વહેવા લાગ્યાં. પોતાના પતિદેવને એકાએક દુઃખ થઇ આવ્યાનું કારણ રાણીએ પૂછયું એટલે **નોંઘણજીએ** ગારીઆધારમાં બનેલી બધી હકીકત કહી.

રાણી બુદ્ધીશાળી હતાં. પોતાના પતિનું દુઃખ જોઇ શોક કરવા માંડયો. આજ સુધી પોતાના સંબંધીજનોનું **નોંઘણજી**એ સ્નાન કર્યું નહોતું તેમ શોક કર્યો નહોતો. વાત બહાર આવવાથી શોક અને સ્નાન કર્યું.

પોતાની સ્ત્રીની સલાહથી **નોંઘણજી** લશ્કર લઈ જવાસીયાથી ચાલ્યા. આ વખતે **નોંઘણજી**ના સસરાના કહેવાથી નાનો કુંવર દોહિત્રદત્તક તરિકે આપી તે મોટા કુંવરની સાથે સૌરાષ્ટ્રમાં આવ્યા. **ગારી**આધાર નજીક આવી બાવાની જમાતના વેશે પટેલની મદદથી **ગારી**આધાર સર કર્યું અને **લોમા** ખુમાણના પુત્ર રૂખડ ખુમાણને માર્યો.

૬

**લોમા** ખુમાણની ધાક ઓછી નહોતી. **ગારી**આધારમાં સુખે રહી શકાય તેમ નહોતું. તેથી **નોંઘણજી**નાં બુદ્ધિશાળી રાણીએ **નોંઘણજી**ને **લોમા** ખુમાણ પાસે મોકલ્યા.

**નોંઘણજી** ખરેડી આવ્યા. **લોમા** ખુમાણ પાસે સીધી રીતે જવાની હિમ્મત ચાલી નહિ તેથી સાંજે ધણ આવ્યું તે ધણની વચમાં ચાલીને ગામમાં આવ્યા. પોતાનો મિત્ર એક કાઠી હતો તેને ઘેર ગયા.

કાઠીઃ—" **નોંઘણજી** ! શા માટે મરવા આવ્યા ? **લોમા** ખુમાણ તમારૂં નામ સાંભળતાં ક્રોધથી બળી રહ્યા છે. ખબર પડયા કે તુરત મારૂં અને તમારૂં આવી બન્યું સમજો. "

**નોંઘણજી**એ **લોમા** ખુમાણને મળવાની ઇચ્છા બતાવી અને કાઠીને સમજાવી **લોમા** ખુમાણ પાસે મોકલ્યો. આ વખતે ઓસરીમાં બેઠો બેઠો **લોમા** ખુમાણ માળા ફેરવતો હતો. ઘોડીમાં હોકો પડયો હતો તે લઇ કાઠી હોકો પીવા લાગ્યો અને વાત કાઢી. " આપા **લોમા**! **નોંઘણજી**એ બહુ કરી. દીકરાને મારી **ગારી**આધાર પાછું સર કર્યું. આટલું કર્યા છતાં અહીં આવ્યો હોય તો શું કરો ? "

**લોમો** ખુમાણઃ—" નોંઘણજી આવે તો રાઇ રાઇ જેટલા કકડા કરૂં. "

**લોમાની** સ્ત્રીઃ—" **નોંઘણજી** ઘેર આવે તો મરાય નહિં. પણ હેતથી મળાય. કારણ કે એણે તો એક દિકરો માર્યો. આપણે તેના અઢાર માર્યા, રાજ લીધું, છતાં સામે પગલે આવે તો ક્રોધ ન થાય. "

**લોમા** ખુમાણે શાંત થઈને કહ્યું કે મારે ઘરે આવે તો **નોંઘ**-ણજીનું વેર ભુલી જાઉં, પણ આવવાની હિમ્મત જ ક્યાંથી ચાલે ?

કાઠી આડી અવળી વાત કરી, પોતાને ઘેર આવ્યો. **નોંઘણ**-જીને બધી હકીકત કહી તેથી **નોંઘણજી** હિમ્મત કરી ઉતાવળે પગે **લોમા** ખુમાણને ઘેર આવ્યા. આ વખતે પણ માથે પછેડી ઓઢી **લોમો** ખુમાણ માળાજ ફેરવતો હતો. કોણ આવ્યું અને કોણ નહિ તેની ખબર નહોતી. **નોંઘણજીએ** આવતાંજ કહ્યું કે " **લોમા** મામા ! રામ રામ ! "

" કોણ એ **નોંઘણજી** ! બાપ ! ભલે આવ્યો ભલે ! " આમ કહી **લોમો** ખુમાણ ઉભો થયો અને બાથમાં લઈ પ્રેમથી ભેટયો. **લોમાની** સ્ત્રીએ કંસાર રાંધવા માંડયો. **નોંઘણજીએ** તરવાર લઈ **લોમા** આગળ મુકીને કહ્યું કે 'આજથી તમારી સામે બાંધવાની નથી.' તર-વાર લઇ **લોમાએ** **નોંઘણજીની** કેડે બાંધી. પછી બંને જણા ભેગા બેસી કંસાર જમ્યા અને વેર વીસરી ગયા.



# ફુટલી કોડી.

"મહારાજ! અમારા શેઠના છોકરાને નીમ લેવરાવો." ગામ જનોએ ચાતુરમાસ ગાળવા રહેલા સન્યાસી મહારાજને આગ્રહ કર્યો.

"છોકરો છે તો ધર્માત્મા! માટે હું ઉપદેશ કરીશ."

કૌશંબીનાં નગરશેઠનો **પાનાચંદ** નામનો પુત્ર બાળપણામાંથીજ પુણ્યદાન પ્રત્યે પ્રેમવાળો હતો. ગરીબને જોઇને તેનું અંતઃકરણ દ્રવતું હતું. પોતાને મળેલ લક્ષ્મીનો સદુપયોગ કરવો તેવું તેનું લક્ષ હતું. ઉગતી યુવાનીમાં દાન પુણ્ય, અને વૈભવમાં ગરીબની હાય સાંભળવાથી આર્દ્રહૃદયમાંથી દયાનાં અમીઝરણાં વહન થતાં. તેથી ગ્રામ્યજનો આ વણિકપુત્ર પ્રત્યે માનની દ્રષ્ટિથી જોતા, એટલુંજ નહિં, પણ તેના માટે મોટી મોટી આશાઓ બાંધતા હતા.

વગર વિચાર્યું સાહસ કરવાથી ઉલટું પરિણામ આવે છે. ઉગતા છોડને તુરત મોટો થએલો જોવા ઇચ્છનાર તેને ખેંચીને મોટો કરવા ચાહે તેવીજ રીતે આ નગરશેઠના પુત્ર પાનાચંદને વધારે દાનશીલ જોવાની જિજ્ઞાસાને ગ્રામ્યજનો રોકી શકયા નહિ. ઉગતા છોડને ખેંચીને મોટો કરવા જતાં એ છોડ નાશ પામે છે તે કોઇના ધ્યાનમાં રહ્યું નહિં.

**પાનાચંદ** દરરોજ દુ:ખીને સહાય કરવાને બે રૂપીઆ દાનમાં આપતો હતો. બે રૂપીઆનું દાન કર્યા પછીજ અન્ન લેતો.

ગ્રામ્યજનો દરરોજ પાંચ રૂપીઆનું દાન કરવાને સમજાવતાં હતાં, પણ **પાનાચંદ** કહેતો હતો કે, "અત્યારે તો આટલું બને છે તે ઘણું છે. આટલો નિયમ સચવાશે અને વધારે અનુકુળતા થશે ત્યારે વધારે આપીશ. હજી હું બાળક છું. મારા પિતાશ્રીએ સોંપેલ મિલ્કતનો આ રીતે સદ્દુપયોગ થાય છે. ઘણું વધારે કમાઇશ ત્યારે વધારે કરીશ."

ગ્રામ્યજનો ઉપદેશ દઈ થાકયા, પણ **પાનાચંદ** પોતાના વિચારથી ડગ્યો નહિ, તેથી કોઈ પણ રીતે **પાનાચંદ** પાસે નિત્ય-પ્રતિ પાંચ રૂપીઆની સખાવત કરાવવાની યુક્તિ તેઓ શોધતા હતા.

**નિર્મળાનંદ** નામના વિદ્વાન સન્યાસી ગામમાં આવ્યા હતા. તેમના ઉપદેશામૃતથી ગ્રામ્યજનો અવર્ણનિય આનંદ અનુભવતાં હતાં. કામકાજ છોડી કથા સમયે બધા હાજર થતાં હતાં; શ્રદ્ધા અને ભક્તિથી ઉપદેશામૃતનું પાન કરતાં હતાં.

**પાનાચંદ** સંન્યાસી મહારાજનો પરમ ભક્ત બન્યો હતો. રાત્રિ દિવસ તન, મન અને ધનથી સેવા કરતો હતો.

પાનાચંદને મહારાજ પ્રત્યે અત્યંત શ્રદ્ધાળુ જોઇ ગ્રામ્યજનોએ એક દિવસ તક જોઈને મહારાજને ઉપરની વાત કરી અને દરરોજ પાંચ રૂપીઆ દાનમાં આપે તેવું નીમ લેવરાવવા સમજાવ્યા!

૨

"કેમ ભાઈ પેલો ગરીબ અને દુ:ખી છે તેને આજે કેટલી મદદ કરશો?" ગામના એક પ્રતિષ્ઠિત માણસે **પાનાચંદને** પુછ્યું.

"હું કાંઇ પણ મદદ કરી શકીશ નહિ."

"કેમ બાપુ?"

"કેમ બાપુ શું? ગઈ કાલે ગામનાં બધાં માણસોએ મહારાજ આગળ નીમ લેવરાવ્યું છે કે, હવેથી કોઇને કાંઇપણ દાન તરિકે ન આપવું."

"નીમ તો દરરોજ પાંચ રૂપીઆ આપવાનું લેવરાવ્યું છે ને ?"

"ના ના. મેં તો મનમાં સંકલ્પ કર્યો છે કે, આ બધા પરાણે પુણ્ય કરાવે છે માટે હવેથી કોઇને કાંઈ ન આપવું."

"અરે ભાઇ! આ શું કરીને બેઠો! આતો ધરમ કરતાં ધાડ થઇ! અમે સારા સારૂં કર્યું અને ઉલ્ટું થયું. હજી કોઈ વાતે સમજ!"

"હવે તમારે આ બાબત કાંઈ કહેવું નહિં."

ગામમાં વાત ફેલાઇ કે, **પાનાચંદે** ઉલ્ટું નીમ લીધું. હવે કોઇને પાઈ આપશે નહિ!

એક વખતનો દાનવીર **પાનાચંદ** હવે લોભી, કંજુસ, સોમ વગેરે નામથી સંબોધાવા લાગ્યો. કોઇ તો તેનું નામ પણ લેવાને પાપ માનતાં, તેથી તેને 'નનામા' નાં નામથી ઓળખાવવા લાગ્યા. કેટલાકો તો મક્ખિચુસ, મેસી, અસુર, દૈત્ય, લોઢીકપાળો કે મસાણીઓ કહેવાને ચુકતા નહિં.

દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. ગ્રામ્યજનો પણ આ વાતને વિસરી ગયા. **પાનાચંદ** પણ પોતાની પ્રતિજ્ઞા ઉપર મક્કમ રહ્યો.

જતે દિવસે **પાનાચંદને** ત્રણ પુત્રો થયા. લક્ષ્મિ, પુત્રો વગેરેથી તે સુખી જીવન ગાળતો હતો. લોકો કહેતા કે "ઈ તો હોય, કસાઇને ઘેર કહળ (કુશળ), પાપી પહટે, તે પ્રમાણે **પાનાચંદ** વધ્યો છે ખરો પણ એકી સાથે બધું જાશે!"

**પાનાચંદના** પુત્રો ધર્મવાળા અને દયાળુ થયા હતા.

૩

"બાપા, આપણે કાશીએ જઇએ." છોકરાએ **પાનાચંદ**ને કહ્યું.

"ના ભા, મારે કાશીએ નથી આવવું, તમે જાઓ."

"કાશી જેવું તીર્થ જીંદગીમાં એક વખત તો કરવું જોઇએ ને?"

"હા, એ ઠીક છે, પણ ત્યાં કોઇને કાંઈ આપવું પડે ને! જો મારા હાથથી હું આપું તો મારી ટેક જાય, માટે હું નહિં આવું."

"આપવાનું હશે તે અમે આપશું. તમારા હાથથી કાંઈ આપવું નહિં. આપ અમારી સાથે ચાલો, આપ વૃદ્ધ છો એટલે અમને સલાહ મળે." પુત્રોનો સ્નેહ છોડી શકાય તેમ નહોતો તેથી આગ્રહને વશ થઇને **પાનાચંદ** કાશીએ આવવા સમ્મત થયો, પણ છોકરાંઓને પ્રતિજ્ઞા લેવરાવી કે, 'કાંઈ પણ પોતાના હાથથી ન આપવું પડે તેવી સરળતા કરી આપવી.'

ગમે તે રીતે પોતાના પિતા પાસે તીર્થ કરાવવું હતું તેથી સહમજાવીને **પાનાચંદ**ને સાથે લીધો.

**પાનાચંદ**ની સાથે બધાં ઘરનાં માણસો તૈયાર થયાં. **પાનાચંદ** પોતે કોઇને કાંઈ પણ પોતાના હાથથી આપતો નહોતો. પણ ઘરનાં પુણ્યદાન વગેરેમાં ગમે એટલું વાપરે તેને જરા પણ અટકાવતો નહિં. ઉલ્ટી રીતે વધારે ખુશી થતો.

રસ્તામાં જ્યાં જ્યાં તીર્થક્ષેત્ર આવતું ત્યાં ત્યાં બધાં છુટથી પુણ્યદાન કરતાં, પણ **પાનાચંદ** તો ઉતારો છોડીને બ્હાર પણ નિકળતો નહિ. કયાંઇ દર્શને પણ જતો નહિ. છોકરાંઓ આગ્રહ કરતાં ત્યારે કહેતો કે, "જો દર્શને જાઉં કે નહાવા જાઉં તો કોઇ-કને આપવું પડે અને મારૂં નીમ જાય, માટે હું જે પ્રમાણે વર્તું તેની આડે કોઇએ આવવું નહિ." છોકરા પિતૃભક્ત અને આજ્ઞાંકિત હતા, પોતાના પિતાના વિચારથી જરા પણ ઉલ્ટા ચાલતા

નહિ, તેમ નારાજ થાય તેવો પ્રસંગ આવવા દેતા નહિ.

રસ્તામાં તીર્થો કરતાં, અનેક મુશીબતો વેઠતાં, શ્રી કાશી-વિશ્વનાથની પ્રિય પુરી, કાળભૈરવની રક્ષેલી, પતિતપાવની સુરસરીનું પુનિત જળ નિત્ય પ્રતિપાદ પ્રક્ષાલન કરી રહ્યું છે તેવી, યુગયુગોની પ્રાચીન અને પુરાણોમાં પ્રસિદ્ધ એવી કાશીજીમાં પહોંચ્યાં.

**પાનાચંદ** પોતાના નિશ્ચયમાં મક્કમ હતો. ગંગાસ્નાન કે વિશ્વ-નાથજીનાં દર્શનની ઇચ્છા વટીક પણ કરતો નહી. છોકરાં તેની સ્ત્રીઓ વગેરે ઉત્સાહથી અને શ્રદ્ધાથી દેવદર્શન કરીને પુણ્યદાન કરતાં હતાં.

**પાનાચંદ** ગંગાસ્નાન કરે તો સારૂં તેવી બધાંની ઈંતેજારી હતી, પણ **પાનાચંદ**ને તો ભય હતો કે જો ગંગાસ્નાન કરવા જાઉં તો કોઇને કાંઇક દાન તરિકે આપવું પડે અને મારી ટેકનો ભંગ થાય !

## ૪

મધ્યરાત્રિ વ્યતિત થવા આવી હતી. સર્વત્ર શૂન્યકારનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. નિર્જનતા અને નિરવતાની એટલી બધી શાંતિ પ્રસરી હતી કે વૃક્ષ પરથી પડેલાં પત્રનો અવાજ પણ સંભળાતો હતો. નિશાનાથની રૂપેરી ચાંદની, મંદમંદ અને શિતળ વાયુલહરી હૃદયો-લ્લાસમાં વધારો કરી આખા દિવસનાં થકિત મનુષ્યોનાં શ્રમ હરવા નિદ્રાદેવીની મીઠી ગોદમાં પ્રાણીઓને સુષુપ્તિ સુખનો આસ્વાદ ચખાડતાં હતાં.

આવે વખતે છોકરાંઓના અત્યાગ્રહને વશ થઇને ત્રણે પુત્રોને સાથે રાખીને **પાનાચંદ** શેઠ ગંગાસ્નાન માટે પવિત્ર ગંગાતટ ઉપર આવી પહોંચ્યો.

તેને માત્ર ગંગાસ્નાનજ કરવું હતું. કોઈને એક ફુટી બદામ

પણ આપવી ન્હોતી. તેથીજ તેણે એવો સમય પસંદ કર્યો કે જ્યારે કોઇ પણ દાન માગનારૂં ત્યાં હોયજ નહિં અને પોતાને દાન આપવાની ઉપાધી રહે નહિં !

અત્યારે હાથ લંબાવીને દાન માગનાર કોઇ નજ હોય એવી ખાત્રી હોવા છતાં **પાનાચંદ** પોતાને કોઇ દેખી ન જાય એટલા માટે ચોરની પેઠે લપાતો છુપાતો ધીમે પગલે **ગંગા**તટ ઉપર આવીને પોતાના પુત્રો સિવાય બીજું કોઇ આસપાસ નથી એવી ખાત્રી કરીને **ગંગા**જીમાં ઉતરી સ્નાન કરવા લાગ્યો.

સ્નાન કરી બ્હાર નિકળે ત્યાં તો 'કલ્યાણ મસ્તુ' કહીને એક બ્રાહ્મણે કુંકુમ ચાંદલો કરી આશિર્વાદ આપ્યો, અને દક્ષિણા માંગી.

મનમાં ન ધારેલ અને ન ઇચ્છેલ બીના બનેલી જોઇ **પાનાચંદ** સ્તબ્ધ થઇ ગયો, બ્રાહ્મણોના લોભને ધીક્કારવા લાગ્યો, પોતે કાંઇ પણ આપવાનો નથી તેમ કહીને કટુ વચનો જેટલાં કહેવાય તેટલાં કહ્યાં. છતાં બ્રાહ્મણ મહારાજ તો હસ્તે મ્હોંએ આશિર્વાદ જ આપના રહ્યા. તેથી કંટાળીને **પાનાચંદે** કહ્યું કે, **"અત્યારે તો મારી પાસે કાંઇ નથી, પણ દિવસે મારે ઉતારે આવજે એટલે ફુટલી કોડી આપીશ.***

**પાનાચંદ**ના પુત્રો તો આ સાંભળીને સ્તબ્ધ બની ગયા !

બ્રાહ્મણ આશિર્વાદ આપી હર્ષ જણાવી ચાલતો થયો. **પાનાચંદે** છુટકારાનો દમ ખેંચ્યો. તે સાથે હર્ષિત થયો કે, 'બ્રાહ્મણ મને ઓળખતો નથી તેમ મારો ઉતારો જોયો નથી. ફુટલી કોડીની આશાએ કાંઈ આવવાનો નથી અને મારી ટેક જવાની નથી.'

બીજે દિવસે બ્રાહ્મણ મહારાજ ઉતારે આવ્યા. આશિર્વાદ આપ્યો. બ્રાહ્મણને જોઇને **પાનાચંદ** ડઘાઈ ગયો. હવે શું કરવું ? શો ઉત્તર

* જુઓ ચિત્ર.

આપવો ? ફુટલી કોડી* માટે આ બ્રાહ્મણ મારો પીછો લેશે તેમ મેં માન્યું નહોતું. મોઢેથી આપવાનું કહ્યું તે હવે ના પડાય નહિ અને પોતાનાથી કાંઈ આપી શકાય નહિં. આવી રીતે ધર્મસંકટ આવ્યું.

"મહારાજ! કાલે પધારજો, આજે હજી ફુટલી કોડી આણી નથી."

આશિર્વાદ આપી બીજે દિવસે આવવાનું કહી મહારાજ ચાલતા થયા. **પાનાચંદે** વિચાર કર્યો કે બ્રાહ્મણ મારૂં પણ લેવા માગે છે માટે હવે શું કરવું ? છેવટે તેણે એક વિચાર કર્યો.

છોકરાંઓને ભેગાં કરી તેણે સમજાવ્યા કે, "હું માંદો પડવાનો ડોળ કરૂં છું. બ્રાહ્મણ આવે તો તમે તેને સ્હમજાવજો અને ઠીક પડે તેમ કરજો, પણ મારી પાસે આવવા દેશો નહિં."

**પાનાચંદ** તાવને મીસે સુતો. બ્રાહ્મણ પણ વખતસર આવ્યો. **પાનાચંદના** છોકરાઓ બ્રાહ્મણને પ્રણામ કરી વિનયથી કહેવા લાગ્યા કે "આપ કહો તે આપીએ, શેઠને ઠીક નથી."

"શેઠજીએ સંકલ્પ કર્યો છે માટે જે લેવાનું છે તે તેમનાજ હાથથી લેવાનું છે."

"અરે મહારાજ! તમારે શેઠનું શું કામ છે ? તમે કહો તે અમે આપીએ."

"તમારી જીભમાંથી પડે તે અમે ઉપાડીએ પછે છે કાંઈ ?" બીજા પુત્રે મહારાજને વિનવ્યા.

"ના ના. તેમ નહિં બને. તમે સેંકડો રૂપીઆ આપો તે નકામા છે. પણ શેઠના હાથથી અપાએલ ફુટલી કોડી મારે લાખોછે."

મહારાજને પ્રલોભન આપવાને **પાનાચંદના** પુત્રોએ કચાસ રાખી નહિં. છોકરાઓ સમજુ હતા. પોતાની બધી હિસ્કામત અને

---

* કહેવાય છે કે પહેલાં કાશીજી તરફ કોડીનું ચલણ હતું. સં. ૧૯૫૧ ની સાલમાં કાશીજી ગએલા કહે છે કે તે વખતે પણ હતું.

પોતાને પણ વેચાવું પડે તો તેમ કરીને પણ પોતાના પિતાની ટેક જળવાય તો તેઓ વધારે ખુશી હતા. પણ જ્યારે બ્રાહ્મણે માન્યું નહિં ત્યારે બીજે દિવસે આવવાનો વાયદો કર્યો.

૫

"બાપા! પેલા મહારાજ આવ્યા છે."

"જુવો, તમે મારા પુત્રો હો, તમારામાં ખરી પિતૃભક્તિ હોય તો હું કહું તેમ કરો."

"બાપા! આપની આજ્ઞા અમે કોઇ દિવસ ઉત્થાપી છે ખરી?"

"ત્યારેજ તમને કહું છું ને!"

"કહો આપની શી આજ્ઞા છે?"

"મારી ટેક છે તે તમે જાણો છો ને?"

"હા."

"મારી ટેક રાખવા માટે ગમે તે કરવા તૈયાર છો?"

"હા."

"ત્યારે મને ભોંય લ્યો અને મહારાજને કહો કે હું છેલ્લે ડચકે છું."

"એમ કરીએ?"

"હા. ત્યારે જલદી કરો."

"મહારાજ, હવે તમે અહીં કેમ ઉભા છો?"

"કાં ભાઇ?"

"મારા બાપનું આયૂષ પૂરૂં થયું છે, છેલ્લા શ્વાસ લે છે, માટે આપ કહો તે અમે આપીએ."

"અરે બાપલા, એમ તે થાય? ત્રણ દિવસનો ઓળખીતો અને દાનનો સંકલ્પ કરાવનાર એટલે એ મારો યજમાન થયો. હવે તેનો અંતકાળ છે અને હું ચાલ્યો જાઉં તે બને ખરૂં?"

છોકરાંએ માન્યું કે આ બ્રાહ્મણ પાકો છે. **પાનાચંદ** પાસે જઇને કહ્યું કે "બ્રાહ્મણ જતો નથી, હવે કેમ કરીશું ?"

"હું મરી ગયો છું તેમ કહીને મારી પ્રાણપોક મુકો એટલે ચાલ્યો જશે."

ગાયનું છાંણ લાવી, જમીન લીંપી, ઘીનો દીવો કર્યો, તુલસીપત્ર અને સુવર્ણ લાવી તે તથા ગંગાજળ મુખમાં મુક્યું. **પાનાચંદે** શબ-વત થયાનો દંભ કર્યો.

"લ્યો મહારાજ, શેઠના તો પ્રાણ ગયા, હવે પધારો."

"ના, ના. હવે તો તેની સ્મશાનયાત્રા મારે કરવીજ જોઇએ."

**પાનાચંદના** કાનમાં છોકરાએ કહ્યું કે "બ્રાહ્મણ જતો નથી !"

"મને સ્મશાનમાં લઈ ચાલો."

શબવાહિની તૈયાર કરવામાં આવી. તેમાં **પાનાચંદને** સુવરાવ-વામાં આવ્યા. છતાં બ્રાહ્મણ ગયો નહિં.

'રામ બોલો ભાઈ રામ !' આમ બોલતાં શબવાહિનીને લઈ સ્મશાનમાં પહોંચ્યા. બ્રાહ્મણ પણ પાછળ પાછળ ગયો.

"મહારાજ ! શબનું મુખ જોવાથી તમને સુતક લાગશે, માટે હવે પધારો."

"એ નહિં બને ! મારા યજમાનને અગ્નિદાહ દઈને પછીજ મારાથી અહીંથી જવાય."

"બાપા ! બ્રાહ્મણ જતો નથી."

"મને ચિતામાં સુવાડો અને અગ્નિ મુકો."

ચિતા ખડકી તેમાં **પાનાચંદને** સુવડાવવામાં આવ્યા. દ્રઢપ્રતિજ્ઞ **પાનાચંદ** જીવતાં બળી મરવાને જરા પણ અચકાયો નહિં. પ્રાણ જતાં પ્રતિજ્ઞા રહે છે તેમ સમજીને તે ઉલ્ટો આનંદ માનવા લાગ્યો.

ચિતાને અગ્નિ મુકવામાં આવ્યો. અગ્નિના દાહથી પણ પાનાચંદ જીવતો છે તેવું એક પણ ચિન્હ દેખાવા દીધું નહિ.

બ્રાહ્મણનું સ્વરૂપ બદલાઇ ગયું. ભગવાનનો સાક્ષાત્કાર થયો. પાનાચંદને બેઠો કર્યો. છોકરાં અને પાનાચંદને આશિર્વાદ આપ્યો, અને 'પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે માટે હવે દાન પુણ્ય કર. સુખ ભોગવી પછી મારા ધામમાં આવજે.' આમ કહી ભગવાન અંતર્ધ્યાન થયા.

પાનાચંદે સ્વહસ્તે દાન પુણ્ય કર્યું અને બધાની સાથે પોતાના ગામમાં આવ્યો. અવશેષ જીંદગી પુણ્યમાં ગાળી.



# ચાર આંબળાંનો બદલો.

મોતીશાહનો વેપાર ધમધોકાર ચાલતો હતો. વફાદાર નોકરો શેઠની નીમકહલાલીથી ચાકરી કરતા હતા. અઢળક ધન, ઈજ્જત અને દાન પુણ્યમાં મન હોવાથી તેના ઉપર શહેરના માણસોની અપૂર્વ પ્રીતિ હતી.

એક દિવસ એક બ્રાહ્મણ ટેલ નાખવા આવ્યો. ટેલમાં કહેતો કે "બે લાખ રૂપીઆ આપી કોઈ બે શબ્દો ખરીદે તેવો વીરલો જોઇએ છીએ." બે લાખ આપી બે શબ્દો ખરીદે તેવું કોઇ મળતું નહોતું. ત્રણ દિવસ ટેલ નાખતાં થયા એટલે મોતીશાહે વિચાર કર્યો કે, આ બ્રાહ્મણ પાસેથી બે શબ્દો કોઇ ખરીદશે નહીં. મારા પાસે વિપુલ ધન સમ્પતિ છે માટે બ્રાહ્મણનું દુઃખ ભાગવું. આમ વિચારી બ્રાહ્મણને પાસે બોલાવી બે લાખ રૂપીઆ આપી બે સ્વાલ નીચે પ્રમાણે ખરીદ્યા.

૧ હલકા માણસને ઉપકાર કર્યો હોય છતાં તે ભય રૂપ છે.

૨ શ્રેષ્ઠ માણસ થોડા ઉપકારનો મોટો બદલો આપે છે.

ઉપર પ્રમાણેના બે સ્વાલો ખરીદી મોતીશાહે સંતોષ માન્યો અને કોઈક દિવસ આ સ્વાલોની પરિક્ષા કરવાનું ધાર્યું.

સમય કોઈનો સરખો રહેતો નથી, ચડતી પડતીનું ચક્ર ફર્યાજ કરે છે, રાયનો રંક અને રંકનો રાય બનાવે છે, વિપુલ ધન સમ્પત્તિનો માલેક ભટકતો ભિખારી બને છે, ચંચળ લક્ષ્મિ ચપળ ચપળા પેઠે દેખાય છે અને અદૃષ્ય થાય છે.

મોતીશાહની પણ ભાંગતી દશા આવી. જાવાની સફરે મુકેલાં વ્હાણ દરિયામાં ડુબ્યાં, દુકાનમાં ખોટ જવા લાગી, વફાદાર નોકરો પ્રત્યે ખોટી શંકા લાવી તેને બદલે નવા નોકરો ગોઠવ્યા. 'બેવફા નોકરો, શેઠ ભાંગે ત્યારે પોતાનું સાજું કરે' તે પ્રમાણે પોતાનું ઘર ભરવા લાગ્યા. જેની પાસે લેણી રકમ હતી તેણે દિવાળા ફુંક્યા અને પોતા પાસે માગવાવાળા ચાંપતી ઉઘરાણી કરવા લાગ્યા. જેમ જેમ ખોટ જવા લાગી તેમ તેમ વધારે સાહસથી વેપાર કરવા માંડયો, પણ જ્યાં ઈશ્વરજ વાંકો હોય, અપદશા આવી હોય ત્યાં ગમે તેટલા પ્રયાસો કરવાથી ઉલટુંજ થાય. મોતીશાહ જેમ જેમ વધારે વેપાર ખેડતો તેમ તેમ વધારે ખોટ જતી. છેવટે ઘરમાં કંઈ ન રહ્યું. તે સાથે વિપત્તિએ વધારે ઘેરાયો અને ઘરના આપ્તજનો પણ મહામારીનો ભોગ થઈ પડયા અને પોતે એકલો બચ્યો. હવે આ ગામમાં રહેવું નહીં. 'જીવે જો નર તો ફેર બિછાવે ઘર' આ કહેવત યાદ કરી તે ચાલી નિકળ્યો.

વેળા વિટંબણા દન હસે, દોખિ પુરે ન આશ,
ચડ દયાડા કંધ પર, સો તેમ પચાસ*

* વેળા–સમય; વિટંબણા–મુશ્કેલી; દન–દિવસ; હસે–હાસ્ય કરે. (વેળા પડે ત્યારે પોતાનો દિવસ પણ હાસ્ય કરે.) દોખી–આત્મિયજન: ચડ–ચડવું; દયાડા–લોઢાનો તોહ; કંધ–સ્કંધ. અર્થાત—જ્યારે વેળા બદલાય છે અને વિટંબણા આવે છે ત્યારે સારા દિવસમાં ચાહવાવાળા પણ હસે છે. અંગનું સગું પણ આશા પુરી કરતું નથી. માટે આવ, તોહ! હું પણ

આમ વિચાર કરતો કદિ પણ પગે ચાલેલો નહી તેવો મોતી-શાહ પોતાની જન્મભૂમિને છેલ્લા વંદન કરી ચાલતો થયો.

ટાઢ, તડકો અને ભૂખ તરસ વેઠતો તે આમતેમ ભટકવા લાગ્યો. ક્યાં જવું ? શું કરવું ? કોણ સહાય કરે ? આમ મનોગત વાતો કરતો દૂર દેશ નિકળી ગયો. એક ગાઢા જંગલમાંથી આંબળાં લીધાં હતાં તેમાંથી ભક્ષણ કરતાં ચાર આંબળાં તેની પાસે બાકી વધ્યાં હતાં.

રાજા શિકારે નિકળેલો. એક વરાહની પાછળ પડતાં તે માણ-સોથી જુદો પડી ગયો અને ગાઢ જંગલમાં ચઢી આવ્યો. વરાહ એવો ચપળ હતો કે ઘડીકમાં તીર વેગે હોય, રાજા કમાન ઉપર તીર ચડાવે ત્યાં ભાલા વેગે આવે, અને ભાલો બે આંગળી ઉપર ચકર ચકર ફેરવી ઘા કરવા જાય ત્યાં દૂર નિકળી જાય. આવી રીતે રાજાને રમાડતો જંગલમાં આંટીઘુંટી ખાતો તે અદષ્ય થયો. રાજા ભુખ અને થાકથી લોથપોથ થયો હતો. પ્રખર તાપથી તપીત થયો હતો. વરાહ મળી શકે તેમ ન હોવાથી—વળી ઘોડાને પણ થાક લાગ્યો હોવાથી સરોવર જોઈ પાણીમાં વૃત્તિ ગઈ. ઘોડાને પાણી પાઈ ધમાર્યો અને શિતળ છાયા તળે બાંધી પોતે હાથ પગ મ્હોં ધોઇ, પાણી પી, ધાંસીઓ નાખી વડ વૃક્ષ નીચે સુતો.

---

મારા સ્કંધ ઉપર બેસ. સોમણ છે તેમ પચાસ વધારે. ભાવાર્થ એ કે દુઃખ હોય તેમાં દુઃખ આવેજ.

જ્યારે પૃથ્વીરાજ ગીજનીમાં બંદીવાન થયો ત્યારે સો મણ લોઢાનો તોહ તેના ગળામાં નાખ્યો હતો. કેટલેક દિવસે ચંદ બારોટ મળવા આવ્યા. તેણે પૃથ્વિરાજને બીરદાંવ્યા ત્યારે પૃથ્વિરાજ ઉભા થઈને તેમને મળ્યા. આ જોઇને ગોરી શાહે બીજો પચાસ મણનો તોહ નાખ્યો. ચંદ અફસોસ કરવા લાગ્યો. એ વખતે પૃથ્વિરાજે ચંદને ઉપરનો દોહરો કહી સંભળાવ્યો હતો.

રાજાને ક્ષુધા કકડીને લાગી હતી. પોતા પાસે ભક્ષણુ કરવા લાયક કાંઈ હતું નહીં, તેમ આસપાસથી ફળાહાર કાંઈ મળી શકે તેમ ન હોવાથી ભુખના દુઃખથી પીડાવા લાગ્યો. પોતાનું શહેર ઘણું દૂર હતું, તેમ માણસો જુદા પડી ગએલા ભેગા થઈ શકે તેમ નહોતું. ભૂખને લઈને ગાત્રો શિથિલ થઈ ગયા હતા, શક્તિ હરાઈ ગઈ હતી. શું થશે તેમ ચિંતા કરવા લાગ્યો.

હવે દિવસ એક પ્રહર અવશેષ રહ્યો હતો. જેમ જેમ વખત જતો તેમ તેમ ભુખનું દુઃખ અસહ્ય થઇ ગયું હતું. કદિ નહીં અનુભવેલું તેવું દુઃખ આજે અનુભવાતું હતું. રાજાને એમ પણ થઈ આવ્યું કે આહાર વિના અહીંજ પ્રાણુ નીકળી જશે.

મોતીશાહ પણ આ જંગલમાં ભુલો પડયો હતો. અથડાતો પીટાતો તે જ્યાં રાજા હતો ત્યાં આવી ચડયો. મોતીશાહને જોતાં રાજાએ અકળાઇને પ્રશ્ન કર્યો કે " મુસાફર ! તારા પાસે કાંઇ ભોજન સામગ્રી છે ? " આ સાંભળી મોતીશાહ પાસે ચાર આંબળાં હતાં તે આગળ ધર્યાં એટલે રાજા તેનું ભક્ષણુ કરી પાણી પીને તૃપ્ત થયો.

પોતાને વિપત્તિમાં આંબળાં આપનારનો શું પ્રત્યુપકાર કરવો ? તેને જલદી પોતા જેવો બનાવવો તેવો નિશ્ચય કરીને નામઠામ પુછીને ઘોડાને ખેલાડ લીધો અને એક પ્રહર રાત્રિ થઇ ત્યારે શહેરમાં આવ્યો. રાજાથી વિખુટા પડી ગએલા માણસોએ રાજાની શોધખોળ ઘણી જ કરી પણ જ્યારે પત્તો લાગ્યો નહીં ત્યારે રાજા શહેરમાં ગયા હશે તેમ માની શહેરમાં તેઓ આવ્યા, પણ રાજાજી આવ્યા નહોતા. રાજા જંગલમાંથી પાછા ફર્યા નથી તેવા સમાચાર શહેરમાં ફરી વળતાં બધે ગમગીની ફેલાઈ ગઇ હતી. સૈનિકો શોધ કરવા અહીંતહીં ગયા હતા. બધાંની સ્થિતિ ચિંતાજનક હતી.

રાજા જેવા શહેરમાં દાખલ થયા કે તુરત બધાને હર્ષ થયો.

રાજાએ **મોતીશાહ**ને ઉતારો આપ્યો અને સારી પેઠે સરભરા કરી સંતોષ આપ્યો.

બીજે દિવસે **મોતીશાહ**ને ક્ષૌર કરાવી ઉત્તમ કપડાં પહેરાવી કચેરીમાં આણ્યો અને પોતા ઉપર કરેલા ઉપકારના બદલામાં પ્રધાનપદ આપી પોતાના જેવું સુખ ભોગવે તેમ કર્યું.

**મોતીશાહ**નાં લગ્ન કરવા રાજાએ આગ્રહ કર્યો. હવે **મોતીશાહ**ને એ બે સ્વાલ ખરીદ્યા હતા તેની પરિક્ષા કરવાનું મન થયું એટલે તેણે પોતાની જ્ઞાતિની પણ હલકા કુટુંબની કન્યા સાથે લગ્ન કર્યું. આ કન્યાને બહુ જ સારી પેઠે રાખવા લાગ્યો. તેની ઇચ્છા થાય તે લાવી આપતો હતો.

શહેરમાં એક ગુનકા રહેતી હતી. ગુનકા હોવા છતાં સંગીત ઉપર જ રહીને પવિત્ર જીવન ગાળતી હતી. **મોતીશાહે** આ ગુનકાને માસિક રકમ ઠરાવી આપી અને પવિત્ર વ્યવહાર રાખવાની શરત કરી, ને સાથે એટલું ઠરાવ્યું કે પોતાને પતિ તરિકે માને. ગુનકા સદ્‌ગુણી હતી અને પવિત્ર જીવનને ઇચ્છિતી હતી તેથી **મોતીશાહ**ની સરત સ્વિકારી.

**મોતીશાહ** ગુનકાને ઘેર જાય. બોલ્યા ચાલ્યા વિના સાત સોટી મારીને પાછો વળી આવે. મહીનો પુરો થાય ત્યારે પગાર ચુકતે મોકલી આપે. કદિ વાત પણ કરે નહીં. છતાં ગુનકા એક નિષ્ઠાથી રહેતી હતી.

પોતાની પરણેતર સ્ત્રી તરફ એટલી બધી પ્રીતિ રાખતો કે તેનું વર્ણન કરી શકાય નહીં. રાજા પણ **મોતીશાહ**ને હૃદયથી ચાહતો. તેના બોલને ઉથાપતો નહીં. **મોતીશાહ** રાજકાર્યમાં એટલી બધી દક્ષતા બતાવતો કે રાજા અને પ્રજા બંનેને સંતોષ થતો.

ઘણાં દિવસ વ્યતિત થઇ ગયા પછી **મોતીશાહ**ને પરિક્ષા

લેવાનો વિચાર થયો એટલે તેણે રાજાના કુંવરને સંતાડી દીધો અને પોતાની પરણેતર સ્ત્રીને વાત કરી કે 'મેં રાજાના કુંવરને માર્યો છે, હવે રાજાને મારીશ અને પછી ગાદી હું ભોગવીશ. તને રાણી બનાવીશ.' આમ વાત કરી ને બીજે દિવસે કાંઇક બ્હાનું શોધી સ્ત્રીને માર માર્યો. કદિ પણ તુંકારો કરેલ નહીં, વળી બધી ઇચ્છાઓ પાર પાડેલી, તેમાં આજે માર મારવાથી સ્ત્રી ક્રોધમાં આવીને પોતાને પિયર ચાલી ગઇ. પીયરીયાંને રાજાના કુંવર મારવાની વાત કહી તેથી પીયરીયાં વઢવા આવ્યાં અને કુંવર મરવાની વાત જાહેર કરવા લાગ્યાં. કુંવરની શોધ ખોળ થતી હતી; 'દિવાને કુંવરને માર્યો છે અને હવે રાજાને મારી રાજ પચાવી પાડવાની દાનતવાળો દિવાન થયો છે' તેમ મોતીશાહની સ્ત્રી અને તેના સાસરીયાં તરફથી હકીકત સાંભળીને રાજાના માણસોએ **મો**તીશાહને બંધીવાન બનાવ્યો.

**મો**તીશાહને બાંધીને ગુનકાના ઘર પાસેથી નિકળ્યા એ વખતે ગુનકા **મો**તીશાહને બંધન કરેલો જોઇને દોડી આવી અને પોતાની જેટલી સમૃદ્ધિ છે એટલી આપવાનું કહ્યું, અને તેના બદલામાં ફક્ત બંધીવાન કર્યા વિના **મો**તીશાહને લઈ જવો એવી સરત કરી. ગુનકાની સરત રાજાના માણસોએ સ્વિકારી એટલે પોતાની સઘળી મીલકત હતી તે બધી આપીને **મો**તીશાહને છુટો લઇ જવાનું કર્યું.

રાજાને ખબર આપ્યા કે દિવાને કુંવરને માર્યો છે એટલે રાજાએ **મો**તીશાહને પોતાની પાસે બોલાવ્યો. 'શા કારણથી કુંવરને માર્યો?' આ પ્રશ્નના ઉત્તરમાં **મો**તીશાહે કહ્યું કે મારી તેવી બુદ્ધિ થઇ તેથી માર્યો.

રાજાઃ-"**મો**તીશાહ! તમે મને ચાર આંબળાં આપ્યાં હતાં. તમે મારો એક કુંવર માર્યો એટલે એક આંબળાનો બદલો વળ્યો. હજી ત્રણ આંબળાં તમારા બાકી રહ્યાં તે પુરા થાય પછી પ્રત્યુપકાર બાકી રહેશે."

રાજાની આવી ઉદારતા સાંભળી કુંવરને સંતાડયો હતો ત્યાંથી મંગાવવા કહ્યું અને રાજાની અજાયબી વચ્ચે કુંવરને હાજર કર્યો.

રાજાઃ—“ મોતીશાહ ! આમ શા કારણથી કરવું પડયું ? ”

**મોતીશાહઃ**—“ માણસનું પારખું કરવા આમ કરવું પડયું. ‘હલકા માણસને ઉપકાર કર્યો હોય છતાં ભયરૂપ છે’. તેનો પ્રત્યક્ષ દાખલો મારી પરણેતર સ્ત્રી છે. મારા મરણથી તે વિધવા થાય, આપનો ગુન્હો કરવાથી આપ ઘરબાર લૂંટી લ્યો તેથી પણ તે દુઃખી થાય, તેનો વિચાર પણ ન કર્યો. વળી આટલા દિવસ સુધી તેને બહુજ સારી પેઠે રાખી છે. તેની દરેક ઈચ્છાઓ પાર પાડી છે. વળી મારા સાસરીયાને સારી રીતે મદદ કરીને પૈસાદાર બનાવ્યા છે. આ બધો ઉપકાર ભુલી જઇને મારી સ્ત્રીને થોડો માર મારવાના બદલામાં મને શૂળીએ ચડાવો તે ઇચ્છાથી મારો ગુન્હો જાહેર કરી તેઓએ મને પકડાવ્યો.

“ ગુનકા જાહેરમાં હલકી જાતિ ગણાય છે. તેને હું માસિક વેતન આપુ છું અને રોજ સાત સોટી મારવાનો નિયમ રાખ્યો છે. સોટી મારવા શિવાય ગુનકા સાથે બીજો પરિચય નથી, છતાં જ્યારે મને બંધન કરીને લાવતા હતા ત્યારે પોતાની જેટલી સ્મૃદ્ધિ હતી તેટલી આપીને તેણે મારૂં બંધન છોડાવ્યું. હું આપનો ગુન્હેગાર હતો. મને શૂળી મળવાની હતી. ફરીને મારૂં મુખ જુવે તેમ નહોતી છતાં મને છુટો લઇ જાય એટલા માટે પોતે લક્ષ્મીવાન મટીને નિર્ધન બની. આ ઉપરથી શ્રેષ્ઠ કોણ અને હલકું કોણ તે જણાઇ આવે છે. વળી આપને મેં ફકત ચારજ આંબળાં આપ્યાં હતાં તેના બદલામાં આપે આપના કુંવરનો ઘાત થએલો સાંભળીને ક્રોધ ન કર્યો અને કહ્યું કે ચાર આંબળાં પૈકી એક આંબળાનો બદલો વળ્યો.

“ આથી સિદ્ધ થાય છે કે શ્રેષ્ઠ માણસ થોડા ઉપકારનો મોટો બદલો આપે છે. મેં બે લાખ રૂપીઆ આપીને આ બે

સ્વાલ ખરીદી લીધા હતા. તેની પરિક્ષા કરવાનો સમય પ્રાપ્ત થતાં પરિક્ષા કરી તો તે બંને સ્વાલ બરોબર જણાયા."

મોતીચંદની પરણેતર સ્ત્રી અને તેના પીયરીયાંને રાજાએ પોતાની હદ છોડીને ચાલ્યા જવાની શિક્ષા કરી. તે સાથે ઘરબાર લૂંટી લેવાની આજ્ઞા કરી. પણ મોતીશાહના વચ્ચે પડવાથી ફક્ત હદ છોડી ચાલ્યા જાય અને મિલ્કત પણ લેતા જાય તેવો હુકમ કર્યો. જે ગુનકાએ બંધન છોડાવવા બધી સ્મૃદ્ધિ ઓવારી નાખી હતી તેને રાજાએ સારૂં વર્ષાસન કરી આપ્યું. તે ઉપરાંત મોતીશાહે પણ માસિક પગાર બમણો કરી આપ્યો.

મોતીશાહના ઉપર રાજાની પ્રીતિ બમણી થઇ અને તેને સારો પુરસ્કાર આપી માન સાથે તેને ઘેર પહોંચાડયો.



# કરમાણંદ અને કંકાલણ.

કંકાલણ નામની ભાટ જાતની સ્ત્રી કાવ્યકળામાં કુશળ હતી અને એક સંથી એટલે એક વખત સાંભળેલું યાદ રહે તેવી હતી. તેનો દીકરો બે સંથો-બે વખત સાંભળે તો યાદ રહે તેવો, તેની દીકરી ત્રણ સંથી અને જમાઇ ચાર સંથો હતો.

કંકાલણ ભાટ દરેક રાજકવિઓ ઉપર દિગ્વિજય કરવા નીકળીને રાજકવિઓને કહેતી કે નવું કાવ્ય બનાવો. રાજકવિ ઉત્તમ કવિતા બનાવે ત્યારે કહે કે 'આ તો જુની છે-મને પણ આવડે છે' તેમ કહીને કંકાલણ એક સંથી હોવાથી બોલી બતાવતી અને પોતાના દીકરા પાસે બોલાવતી, કારણ કે તે બે સંથો હોવાથી એક રાજકવિ અને બીજી વખત કંકાલણ પાસેથી સાંભળતાં શીખી લેતો. તેની દીકરી ત્રણ સંથી હોવાથી રાજકવિ, કંકાલણ અને તેનો ભાઈ બોલે એટલે શીખી લેતી. કંકાલણનો જમાઈ ચાર સંથો હોવાથી તે પણ બોલી બતાવતો એટલે એ જુનું કાવ્ય છે તેમ ઠરતું અને રાજકવિને રાજાના નામનું સવાશેર સોનાનું પુતળું કંકાલણને આપવું પડતું.

કંકાલણ ભાટ શિઘ્ર કવિત્રિ છે, તેના સામે કોઇ કવિ સંવાદ કરી શકતો નથી, આમ સર્વત્ર વાર્તા પ્રસરી ગઇ.

દરેક રાજકવિને જીતીને છેવટે તે સિદ્ધપુર તરફ આવે છે. સધરા જેસિંહ (સિદ્ધરાજ) નું પૂતળું લેવાની ઇન્તેજાર છે. આ વાત સાંભળતાં રાજકવિ થથરી ગયો. 'રાજાના નામનું પૂતળું આપવું પડે તો ઇજ્જત જાય માટે કંકાલણ આવે તે પહેલાં આત્મઘાત કરવો સારો છે' એમ તેણે મનમાં વિચાર્યું.

સાંજે રાજકવિ ઘરે આવ્યો પણ એક પણ કળા રહી નહિં. કોઈની સાથે વાત કરે નહીં. મોટી આપત્તિમાં સપડાયો હોય તેમ જોનારને તુરત દેખાઈ આવતું. રાજકવિની પુત્રી ચતુર હતી. કવિ તેને ઘણાજ લાડથી ઉછેરતો હતો. ગમે તેવી ગમગીની પુત્રીને દેખતાંજ દૂર થતી, પણ આજે તે પુત્રીને બોલાવતો પણ નહોતો.

પુત્રીઃ—"પિતાજી ! આજે કોઇ ઊંડા વિચારમાં હો તેમ જણાઓ છો. માટે એવી તે શી આપત્તિ આવી છે ?"

રાજકવિઃ—"પુત્રી ! આજે મહાન્ આપત્તિ છે. તેમાં તું શું સમજે ? તું બાળક છે. રાજના કામમાં તને ગમ પડે નહીં."

પુત્રીઃ—"હું બાળક છું પણ આપનું બાળક. મને વાત કરો તો મારી બુદ્ધિ પ્રમાણે સલાહ આપું. ડાહ્યા માણસો કહે છે કે ઘરના ઊંદરને પણ વાત કરવી. તો હું તમારી પુત્રી છું, મને વાત કરવામાં હરકત શું છે ?

રાજકવિ—"તારો આગ્રહ છે ત્યારે કહું છું. કંકાલણ ભાટ કાવ્યકળામાં પ્રવીણ છે, બધા રાજ્યોમાં ફરીને રાજકવિઓને જીતીને રાજાના નામનું સવાશેર સોનાનું પૂતળું લે છે. આપણે રાજાનું અન્ન ખાધું છે. આપણે હાથે પૂતળું આપવા કરતાં મરવું વધારે ઉત્તમ છે. માટે મેં તો આત્મઘાત કરવાનો વિચાર કર્યો છે."

પુત્રીઃ—"પિતાજી ! આપનો વિચાર ઉત્તમ છે. હું પણ એ સલાહ આપું છું કે પૂતળું આપવા કરતાં તો મરવું ઉત્તમ છે; પણ

હજી કંકાલણુને આવવાની થોડા દિવસની વાર છે. માટે ડૂબતો માણુસ તણખલું પકડે તેમ એક વાત માનશો? પંચાળમાં આણંદ કરમાણંદ નામના પરજીયા ચારણુ છે, તેમની જીભાગ્રે સરસ્વતી છે તેમ મેં સાંભળ્યું છે. તેને તેડાવો તો જરૂર કંકાલણુને જીતશે."

રાજકવિઃ—" વાત ખરી છે. પણુ આણંદ કરમાણંદ દૂર રહે છે, વળી આવે કે ન આવે! કદાચ આવે ને હારી જાય તો શું કરવું?"

પુત્રી—" જ્ઞાતિના માણુસને દુઃખમાંથી છોડાવવા તેઓ બંને તત્પર રહે છે તેથી જરૂર આવશે અને કદાચ હારી જાય તો ઘેરે આવીને આત્મઘાત કરજો."

પુત્રીના કહેવાથી રાજકવિએ વિચાર કર્યો કે ' યુક્તિયુક્ત બાળકનું વચન હોય તે માનવાની શાસ્ત્રાજ્ઞા છે. તો પુત્રીનું કહેવું કરવું.' આમ વિચારી સાંઢડીસ્વારને પત્ર લખી આપીને આણંદ, કરમાણંદ પાસે પંચાળમાં મોકલ્યો.

સાંઢડીસ્વાર ગુજરાતમાંથી સૌરાષ્ટ્રના ભાગ પંચાલમાં આવ્યો અને આણંદ કરમાણંદને મળ્યો. આણંદ કરમાણંદ એક તો પરજીયા ચારણુ, ઢોર ચારવાનો ધંધો કરતા તેથી હજામત ચડેલી, લૂગડાં મેલાં, પુરા પાંચ હાથ ઉંચા અને દેખાવે બેડોળ. સાંઢડીસ્વારે કાગળ આપ્યો એટલે સિદ્ધપુર જવા તૈયાર થયા. આણંદ કરમાણંદ શીઘ્ર કવિ હતા. તેની સાથે વિનોદી પણુ હતા. તેના વિનોદી દોહરા ઘણા છે. આણંદ ગમે તે તર્કમાં દોહરાના પૂર્વાર્ધમાં પ્રશ્ન પૂછતો, કરમાણંદ ઉદાહરણાલંકારમાં જવાબ આપતો. આ સ્થળે એકાદ બે દોહરા અસ્થાને નહીં ગણાય.

**' આણંદ કહે કરમાણંદ! માણુસે માણુસે ફેર ? '**

કરમાણંદ કહેઃ હા,

**' એક લાખો ખર્ચતા ના મળે, એક ત્રાંબીયાના તેર. '**

**' આણંદ કહે કરમાણંદ! ગણુ કર્યો કાંઇ જાય ? '**

કરમાણંદ કહેઃ હા,

**'સિંહ પડયો અજાડીએ, કાઢે તેને ખાયૂ.'**

આવા તો તેમના ઘણા દોહરા છે.

**આણંદ** કરમાણંદ **સિદ્ધપુર** જવા, તૈઆર થયા. **આણંદનો** નાનો છોકરો કજીઓ કરીને સાથે થયો. બધા **સિદ્ધપુર** આવ્યા.

**સિદ્ધપુરના** રાજકવિને **આણંદ** કરમાણંદ આવ્યાના ખબર મળ્યા કે તુરત નવું જીવન આવ્યું હોય તેવો હર્ષ થયો અને બહારના બગીચામાં ઉતારો આપ્યો હતો ત્યાં ઉતાવળે મળવા ગયો. **આણંદ** કરમાણંદને દેખતાંજ તેનો હર્ષ શોકમાં ફેરવાઇ ગયો. મેલાં લુગડાં, વરવો વેશ, ગામડીયા અને દેખતાંજ ભૂત ભડકે તેવા હોવાથી કચેરીમાં લઇ શી રીતે જવા અને આ કરશે શું? એ વિચાર થઈ પડયો.

રાજકવિ પોતાનો ભાવ દબાવી કૃત્રિમ હર્ષ બતાવી મળ્યો. કૃત્રિમતા **આણંદ** કરમાણંદ કળી ગયા તેથી **આણંદે** કહ્યું કેઃ—

**'આણંદ કહે કરમાણંદ! આવો ડોળ કેમ રાખે?**

કરમાણંદ કહેઃ

**'અંતરમાં નૈ ઉમળકો ને મોઢે મીઠું ભાખે.'**

રાજકવિ આ ચતુરાઇથી મુગ્ધ થયો અને પોતાનું કામ થશે તેમ આશા બંધાણી, તેથી **આણંદ** કરમાણંદને હજામત કરાવી, નહાઇ ધોઈ, નવાં લૂગડાં પહેરવા વિનવવા લાગ્યો. પણ **આણંદ** કરમાણંદ માન્યા નહીં.

ત્રીજે દિવસે કંકાલણુ સાથે સંવાદ કરવાનો હતો તેથી રાજકવિ **સિદ્ધરાજ** પાસે ગયો અને બે કવિ આવ્યા છે તે સંવાદ કરશે તેમ કહ્યું. તે સાથે તેના વેશ વગેરેની વાત કરી. ઉદાર હૃદયી **સિદ્ધરાજે** ગમે તેવા પણ કવિ છે એટલે કચેરીમાં જગા આપવાનું કહ્યું.

ત્રીજે દિવસે **આણંદ કરમાણંદ** અને તેના છોકરાને સાથે લઈ રાજકવિ કચેરીમાં આવ્યા. **આણંદ** કરમાણંદને જોઈ કચેરી મૂછમાં હસવા લાગી. કંકાલણ પણ પડદાની અંદર રહીને સંવાદ કરવા લાગી. રસ, અલંકાર વગેરે પ્રથમ કાવ્યશાસ્ત્રની ચર્ચા થવા લાગી. કરમાણંદ બધા જવાબો આપી કચેરીને મુગ્ધ બનાવતો હતો. છેવટે કરમાણંદે કહ્યું કે:

"કંકાલણ ! આ ચર્ચા તો શાસ્ત્રીય છે. ભણેલા બધા કરી શકે પણ કલ્પિત અને અસંભવીય સંભવીય બનાવવાનું પૂછ."

કંકાલણ—"કે'દી ચંદ નેપૂર મળ્યો" હે કરમાણંદ ! નેપૂર અને ચંદ્રમા કે'દી મળ્યા ?

આનો ઉત્તર કરમાણંદે છાપય છંદમાં આપ્યો.

પારવતીને ઈશ, કંક[1] લગા કસ[2] કારણ
જટા મુગટ મે ગંગ, એસિ અરધંગ[3] વિહારણ
કલહ કરવે નારદ, કોપ ઉમૈયા કીજે
ભરડા ભગત ભરથાર, કમણ[5] તો સાચ પતિ જે
શિવશક્ત રૂઠા[6] ફરે, શંકર મનાવણ[7] ટળવળ્યો
શિવશિર શક્ત ચરણે ધર્યો, તે'દી ચંદ નેપૂર મળ્યો*

કરમાણંદ કહે છે કે—"હે કંકાલણ! એક દિવસે **નારદજી પાર્વતી** પાસે આવ્યા અને કહ્યું કે **શંકરને** એક **ગંગા** નામની સ્ત્રી છે અને તેને માથાના મુગટમાં રાખે છે. આ સાંભળી ઉમૈયાએ કોપ કર્યો. **શંકરને** કહે કે તમે ખોટા ભક્ત છો અને ભરડા—ઠગારા—છો. તમે મારા પતિ કે ગંગાના ? આમ કહી રૂસણું

* ૧ કંકાસ, ૨ કશા કારણ વિના, ૩ અર્ધાંગના, ૪ ઠગારા, ૫ કોના, ૬ રીસાયલા, ૭ મનાવવા.



૮

લીધું. શંકર ઘણાં સમજાવે પણ સમજે નહી, તેથી ઉમૈયાને પગે લાગ્યા. તે દી શંકરના લલાટનો ચંદ્રમા અને પગનું નૂપુર એકઠા થયા."

આ સાંભળી કંકાલણ કહે કે "કે'દી એક પગ નાચ્યો હરણ?" કરમાણંદ બોલ્યો કે—

માન[1] પિયુસે માન[2], તજી ઘર અંગણ સોતી[3]
અડચંદ જ્યું આકાશ, ચંદ[4] જ્યું ચંદકી[5] જ્યોતી
ચંદ ઉધર[6] ચંદ ઇધર[7] વડી વિમાસણ હોઈ
ગ્રસન[8] યોગ ચંદ્રન ભયો, રાહુ ભુલ્યો મુખ જોઈ
ટળ્યો[9] સંજોગ ગ્રસન[10] તણો, રેન[11] તુટત છુટત હરણ
કહે કરમાણંદ સુણ કંકાલણ, તહીં એક પગ નાચ્યો હરણ*

કરમાણંદ કહે "હે કંકાલણ! એ વખત રાધાજી શ્રી કૃષ્ણથી રીસાઇને ઘરના આંગણામાં સુતા. પૂનમ હોવાથી ગૃહણ હતું. ચંદ્રમા માથે આવ્યો એ વખતે કપાળના ચંદ્ર અને આકાશનાં ચંદ્રનું તેજ એક થયું. બંને સ્થળે ચંદ્ર દેખાવા લાગ્યો. રાહુ આવ્યો તો પૃથ્વી ઉપર અને આકાશમાં આમ બે ચંદ્ર જોયા તેથી વિમાસણમાં પડયો. કોને ગળવો આમ વિચાર કરતાં ગૃહણનો જોગ વહ્યો ગયો તેથી ચંદ્ર આનંદ પામવા લાગ્યો. ચંદ્રનું વાહન હર્ષમાં આવ્યો ત્યાં એક રેન તુટી ગઇ તેથી એક પગે દોડવા લાગ્યો અને આનંદથી નાચવા લાગ્યો.

કંકાલણ પૂછે છે કે "કે'દિ ચંદ કીડી ચડી?" ચંદ્રમા ઉપર કીડીઓ કેદી ચડી?

---

* ૧ માનુનિ, ૨ રીસાઈને, ૩ સુવી, ૪ ચાંદલો, ૫ ચંદ્ર, ૬ ઉપર, ૭ નીચે, ૮ ગ્રહણ, ૯ ગયો, ૧૦ ગ્રહણ કરવાનો, ૧૧ લગામ.

કરમાણંદ કહે છે કેઃ—

કરશન[1] ઉદધ[2] મથ્યો, રતન લીધા ચૌદે ચટ[3]
તેર ભાગ ત્રિગોકી,[4] વાટી કીઆ[5] જજુવટ[6]
હરિ હરને યહ કિયો, ઝેર પીઓ અંતરજામી
તે ધધુરસ[7] ઘુંટીઓ,[8] સોંપીઓ શંકર સ્વામી
ધડહડે[9] અંબર[10] ધરા[11] ધ્રુજી, ઇસર[12] પડ[13] રહ્યો દન[14] અઢી
કહે કરમાણંદ સુણ કંકાલણ, તેહી ચંદ કીડી ચઢી.*

હે કંકાલણ! જ્યારે વિષ્ણુ ભગવાને સમુદ્રમંથન કર્યું ત્યારે ચૌદ રત્ન નિકળ્યાં તેમાં તેર રત્ન જૂદા જૂદા વ્હેંચી દીધા. ચૌદમું ઝેર નિકળ્યું તે શંકરને પીવાનું કહ્યું. ઝેરને ઘોળાને શંકરે પીધું ત્યારે આકાશ અને પૃથ્વિ ધ્રુજવા લાગી. કેફમાં શંકર અઢી દિવસ બેશુદ્ધ પડયા રહ્યા, ત્યારે શંકરના શરીર ઉપર કીડીઓ ચડી. કપાળ ઉપર ચંદ્રમા હતો તે ઉપર પણ ચડી.

કંકાલણ કહેઃ "કે'દી ડાંગ અંબર અડી?" લાકડી કે દી આકાશને અડી?

કરમાણંદ કહે કેઃ

વામન રૂપ લહંત,[1] આપ યજન પધારે
ઓંકાર મુખ જપત, વેદ ચારે વિસ્તારે
બળ રાજા શું[2] બોલ,[3] દાન માગું તે દીજે
ત્રે[4] કરમ[5] ધર[6] અરધ,[7] ઉપર જઈ આસન કીજે
ભગવાન કરમ[8] ત્રેયું[9] ભરે, અરધ્ય[10] કરમ[11] આપો વડી
સોંપત કમળ[12] વશ કરય[13], તેહી ડાંગ[14] અંબર[15] અડી+

---

* ૧ કૃષ્ણ–વિષ્ણુ, ૨ ઉદધી–સમુદ્ર, ૩ બધા. ૪ વિષ્ણુ, ૫ વ્હેંચીને કર્યાં, ૬ જુદા જુદા ભાગ, ૭ ઝેર, ૮ વાટીને પ્રવાહી બનાવ્યો, ૯ ગર્જે, ૧૦ આકાશ, ૧૧ પૃથ્વિ, ૧૨ ઈશ્વર–શંકર, ૧૩ પડી, ૧૪ દિન.

+ લીધું, ૨ પ્રત્યે, ૩ બોલ્યા, ૪ ત્રણ, ૫ કદમ–ડગલા, ૬ ધરા–ભૂમિ, ૭ અર્ધ, ૮ કદમ, ૯ ત્રણ, ૧૦ અર્ધું, ૧૧ કદમ, ૧૨ હૃદયકમળ, ૧૩ કર્યાં, ૧૪ લાકડી, ૧૫ આકાશ.

કરમાણંદ કહે છે કે હે કંકાલણ ! બળીરાજાના યજ્ઞમાં ભગવાન વામન રૂપ લઇ આવ્યા, ચારે વેદથી આશિર્વાદ આપ્યો, તેથી પ્રસન્ન થઇ દાન માગવા કહ્યું. સાડા ત્રણ ડગલાં પૃથ્વી લીધી, અરધા ડગલામાં શરીરને પાતાળમાં પહોંચાડયું ત્યારે વામનના હાથમાં લાકડી હતી તે આકાશમાં વિરાટ રૂપ લેતાં અડી.

કંકાલણ પુછે છે કે "કેંદિ મત્સ ગિરીવર તરી ?" માછલી કેદી પર્વતરાજ ઉપર તરી ?

આ સાંભળી કરમાણંદ બોલ્યો કેઃ—

અવધ છોડ શ્રી રામ, જાય વનવાસ રહંતા
હરી સીત[૧] દસકંધ,[૨] હુવા[૩] સીગરામ[૪] નીરંતા[૫]
ભડ[૬] અનેક ભડલખ[૭] ભડે,[૮] પંડ[૯] લખમણ ધર[૧૦] પર પડી[૧૧]
પવન પૂત્ર હનુમાન, ધૂન[૧૨] લાએ ઉપાડી
આયે ધૂન ગર[૧૩] ગરજીયો,[૧૪] લેર[૧૫] નીર[૧૬] ઉપર ફરી[૧૭]
કહે કરમાણંદ સુણ કંકાલણ, તેહી મત્સ ગીરીવર તરી.*

હે કંકાલણ ! અયોધ્યા છોડી શ્રીરામ વનમાં ગયા ત્યાં સીતાજીનું રાવણે હરણ કર્યું. તેથી શ્રીરામ ચડી આવ્યા. લાખો યોદ્ધા લડવા લાગ્યા અને જ્યારે લક્ષ્મણજીને મૂર્છા થઈ ત્યારે હનુમાનજી દ્રોણાચળ ઉપાડી લાવ્યા. યુદ્ધ ચાલે ત્યાં સુધી રાખવા સમૂદ્રમાં નાખ્યો એટલે પાણી પર્વત ઉપર ફરી વળ્યું ત્યારે સાગરનાં માછલાં પર્વત ઉપર તર્યાં.

* ૧ સીતા, ૨ રાવણ, ૩ થયો, ૪ સંગ્રામ, ૫ નિરંતર, ૬ યોદ્ધા, ૭ લાખો શુરવીરો, ૮ લડે, ૯ શરીર, ૧૦ પૃથ્વિ, ૧૧ ઉપર પડયું, ૧૨ ધુનાચળ–દ્રોણાચળ, ૧૩ રત્નાગર–સાગર, ૧૪ ગર્જના, ૧૫ મોજા, ૧૬ પાણી, ૧૭ ધુનાચળ ઉપર પાણી ફર્યું.

આવી રીતે કંકાલણે ચૌદ પ્રશ્ન પુછયા તેના કરમાણંદે જવાબ આપ્યા. પછી કરમાણંદે છોકરાને કંકાલણ જોવા મોકલ્યો. છોકરો હોવાથી નજર ચુકાવી પડદાની અંદર ગયો તો કંકાલણનો ઉપલો હોઠ કપાએલ જણાયો. તેણે આવીને કરમાણંદને વાત કરી. તેથી કરમાણંદ કહે કે હે કંકાજી! હું નવું કાવ્ય બનાવું છું. એમ કહી નીચે પ્રમાણે બોલ્યો:—

દપં દપં શ્રી મહાજળ દપં,
ધીધી કટ કટ કટ જળરો;
પપ થનગન પપ થનગંન,
દીનદકું દીનદકું જેશંગ ભડંતે યુ ભજીયા
બ્રે ભ્રીંખ દળાં બ્રે ભ્રીંખ દળાં,
બ્રે ભ્રીંખ દળાં બ્રે ભ્રીંખ દળાં

કંકાલણનો હોઠ કપાએલ હોવાથી તે શુદ્ધ ઉચ્ચાર કરી શકી નહી. ઉપરનું કાવ્ય અધુરૂં છે. તેમાં એવો પણ ભાવ આપ્યો છે કે સધરા જેશંગના પિતાએ તારા પીતાને લાખો રૂપીઆ ખાતે ધીર્યા છે તે આપી દે.

આ કાવ્ય જુનું કહેતો રૂપીઆ આપવા પડે તેથી નવું કહેવું પડયું અને કંકાલણે પોતાની હાર કબુલ કરી. બીજેથી આણેલા પૂતળાં તેણે રાજકવિને આપી દીધાં અને પછી કોઈ કવિ સાથે વાદ કરવાનું છોડી દીધું.



# અફીણની યારીમાં સર્વસ્વની ખુવારી.

સુજાનપુરના રાજમહાલયમાં યુવરાજ અને યુવરાજ્ઞીના હૃદયો શોકથી છવાઇ રહ્યા છે. યુવરાજ્ઞી રાજકુંવરબાને પિયર જવાનું છે. જૂદા પડતા હૃદયના કટકા થઈ જાય છે. પણ જૂદા પડયા શિવાય છુટકો નથી.

યુવરાજ્ઞીઃ—" આપનો વિયોગ મારાથી સહન થઈ શકશે નહીં. અને પાર્વતીતૃતિયાને દિવસે નહીં મળો તો મારો પ્રાણ રાખીશ નહિં. આપ નિશ્ચયથી માનજો કે પાર્વતીતૃતિયા વિતી જશે તો જરૂર મારો પ્રાણ ત્યાગ કરીશ. "

કુમારે તે વાત કબુલ રાખી અને 'પાર્વતીતૃતિયા પહેલાં તેડાવી લઇશ અગર તે દિવસે આવીને મળીશ' તેવું વચન આપ્યું. ભટ્ટીઆણી રાજકુંવરબાએ પોતાના પતિની રજા લઇ વિયોગના અસહ્ય દુઃખથી ઘેરાયલી સ્થિતિમાં પિયર તરફ પ્રયાણ કર્યું.

ગ્રીષ્મ ઋતુ પસાર થઈ, ચોમાસાના દિવસો જવા લાગ્યા. એક તો મારવાડનો પ્રદેશ અને તેમાં વર્ષાદ નહિ થવાથી ઢોરોને નિભાવવાનો વિકટ પ્રશ્ન ઉભો થયો.

## અફીણની યારીમાં સર્વસ્વની ખુવારી

યુવરાજ સજ્જનસિંહને ઢોરોનો વધારે શોખ હતો. પોતાની વ્હાલી ગાયો લઇને સુજાનપુરથી એંસી ગાઉ દૂર પોતાના રાજનું એક નાનું ગામડું હતું ત્યાં પાણી અને ઘાસ ચારાની વિપુલતા હોવાથી ઢોરો સાથે જવાની ઇચ્છા કરી, અને પોતાના પિતાની આજ્ઞા મેળવી ઢોરો લઈ પોતાના નાના ગામમાં આવ્યા.

ઢોરો વગેરેની વ્યવસ્થા કરવામાં અઠવાડિયું વિતાવ્યું. પોતાને કાંઇ કામ ન હોવાથી દિવસ કાઢવા કઠિન લાગ્યા. તેથી પાસેનું ગામ રાજપૂતનું હોવાથી ત્યાંના વૃદ્ધોને આનંદ કરવા પોતા પાસે બોલાવવા લાગ્યો.

બાપુ, દાજી, રાજભા, જીભા, ભાદાદા, જી, જીજી, વગેરેનો ડાયરો જામવા લાગ્યો. ખરલના ખખડાટો, હોકાના ગગડાટો સાથે અણદેખી અણસાંભળી વાતોનાં હિલોળા લાગવા માંડયા. કસુંબા વખતે અપાતા સોગન, 'હું નહિ પીઉં, મરી જાઉં.' વગેરે ધખ-સાળો બોલે તેથી કુંવરને આનંદ પડવા લાગ્યો.

હવે ડાયરા વિના કુંવર સજ્જનસિંહને ચાલતું નહોતું. વેલા મોડા આવે કે કોઈ ન આવે ત્યારે માણસ મોકલી બધાને બોલાવે. અફીણ ઉપર બારભંજણું (નાસ્તો) કુંવર તરફથી મળે, તે ઉપરાંત બીજી મદદ પણ મળે તેથી ડાયરો હેકડાઠઠ્ઠ જામ્યોજ રહે.

કુંવરની સાથે બધાનો જીવ મળ્યો એટલે કુંવરને કસુંબાનો આગ્રહ કરવા લાગ્યા. કુંવર આનાકાની કરે તો પણ આગ્રહ કરીને મારા સમ તમારા સમ આપીને પાવા લાગ્યા. આવી રીતે દરરોજ કુંવરને કસુંબો પાવાનો આગ્રહ ચાલે. કોઇ હાથ પકડીને કે સોગન આપીને કસુંબો પાય. આમ થોડા દિવસ ખોબે ને ,ધોબે પીવાથી બંધાણ થયું. તે સાથે એવી આદત પડી કે કોઇ અત્યાગ્રહ કરીને પાય તોજ કસુંબાનો કેફ આવે.

વર્ષાદ પુષ્કળ થયો. સુજાનપુરથી કુંવરને બોલાવવા માણસો ઉપર માણસો આવવા લાગ્યા, પણ ડાયરાનો આનંદ અને કસુંબાની લ્હેર છોડીને કુંવર સુજાનપુર જવાનું લંબાવ્યા કરે. કુંવરની ગેરહાજરી હોવાથી પાર્વતીતૃતિયા ઉપર ભટ્ટીઆણીજીને તેડવા મોકલ્યા નહોતા. કુંવર કસુંબાની મોજમાં ભટ્ટીઆણીજીને આપેલું વચન ભૂલી ગયો, અને કુંવરના પિતાએ કુંવર આવશે ત્યારે તેડાવશું તેમ વિચાર કરીને શાંતી ધારણ કરી.

એક દિવસ સાંજે કુંવર ઘોડો ફેરવવા નિકળ્યો. આ વખતે એક વેલડું જતું હતું તેને પુછ્યું કે તમે કયાં ગયા હતા? વળાવીઆએ જવાબ આપ્યો કે પાર્વતીતૃતિયા ઉપર વહુને પીયરથી તેડી આવ્યા. આ સાંભળતાંજ ભટ્ટીઆણીજીને આપેલું વચન કુંવરને યાદ આવ્યું. પાર્વતીતૃતિયાની રાત્રે ભટ્ટીઆણીજીને નહિ મળાય તો ભટ્ટીઆણીજી પ્રાણ ત્યાગ કરશે. હવે શું કરવું? ભટ્ટીઆણીજીનું પીયર અહીંથી એંસી ગાઉ દૂર રહ્યું. ત્યાં એક દિવસ અને એક રાતમાં કેવી રીતે પહોંચાય? આમ વિચાર કરતાં પોતાનો ઉંટ યાદ આવ્યો એટલે સાથે થોડા કપડાં અને ખડીયામાં અફીણ લીધું. સવારે ડાયરો આવે તો તેની સરભરા કરવા કહ્યું. પોતે ક્યાં જાય છે તે કહ્યા વિના ચાલતા થયા.

ઊંટ ઉપર આખી રાત્રિ પસાર કરી એટલે અર્ધે રસ્તે દિવસ ઉગ્યો. એક તો આખી રાતનો ઉજાગરો, ઉંટ ઉપરનો સાડીકો, તેથી અફીણનો ઉતાર આવ્યો. નસેનસ તુટવા લાગી. ઊંટ ઉપર બેસી શકાય તેવું રહ્યું નહીં. આગળ જતાં એક નાનું ગામ આવ્યું. તે ગામના વચમાં થઇને રસ્તો જતો હોવાથી ચોરા પાસે નીકળતા ડાયરાને જોયો, તેથી ઊંટ ઝુકારી નીચે ઉતર્યો અને ડાયરાને રામ રામ કરી ચોરા ઉપર ગયો. પોતું પાસેજ હતું તેમાંથી અફીણનો ડાબલો અને ખરલ કાઢી ડાયરાને કસુંબો કરવા કહ્યું.

## અફીણની ચોરીમાં સર્વસ્વની ખુવારી

એક તરફ કસુંબો નિકળવા લાગ્યો, બીજી તરફ ક્યાં રહેવું? અને ક્યાં જવું? તેમ ખબર અંતર પૂછાવા લાગ્યા. પોતાનું ખરૂં નામ ઠેકાણું છુપાવીં સાધારણ ઘરધણી છે તેમ કહી વાત પતાવી. ડાયરાને ભાળી કસુંબો પાવા ઉતર્યો છું તેમ કહ્યું. કસુંબો તૈયાર થયો. કુંવરને પાવા ડાયરાએ આગ્રહ કર્યો એટલે કુંવર કહે હું તો કડવું દાતણ પણ કરતો નથી. મારે બંધાણ નથી. કોઇ દિવસ લેતો પણ નથી. આવી રીતે મનમાં પૂર્ણ ભાવ હોવા છતાં મોઢેથી કસુંબો ન લેવા મક્કમતા બતાવી, તેથી ડાયરાએ અજાણ્યા માણસને વધારે આગ્રહ કરવાનું ઉચિત ધાર્યું નહીં. કુંવરને કાંડા મરડીને મોઢું પકડીને પાય, હાકલા થાય અને અત્યાગ્રહથી પાય તોજ કેફ આવે, નહીંતો પીધેલો કસુંબો નકામો જાય. ડાયરો કસુંબો પી રહ્યો. કુંવર મનમાં ગુસ્સે થયો અને હતાશ થઈ ચાલતો થયો. બીજી જગ્યાએ ડાયરો મળે અને આગ્રહથી કસુંબો પાય તેવી આશાએ ઊંટ હંકાર્યો.

મધ્યાન્હનો સમય થયો. હવે તો અફીણનો ઉતાર અસહ્ય થયો. પણ ભટ્ટીઆણીનો પ્રેમ અને પ્રાણ ત્યાગ કરવાની ધાસ્તિથી જ તેણે ઊંટને આગળ હંકાર્યો. જેમ જેમ ઊંટ આગળ ચાલવા લાગ્યો તેમ તેમ અફીણનો વિયોગ અને ભટ્ટીઆણીજીને મળવાની ઉત્કંઠા આ બે વચ્ચે તુમુલ્લ થવા લાગ્યું. આમ ચાલતાં ચાલતાં દિવસ થોડો રહ્યો. એક ગામને પાદર પાણી શેરડે ડાયરાને જોયો. ( સાંજે પાણી શેરડે ડાયરો દરેક ગામે થતો, કારણ કે તે વખતે પાણીઆરીઓને લૂંટાવાનો ભય હતો. પાણીઆરીઓનાં રક્ષણ માટે વૃદ્ધો બેસતા. ) ડાયરાની પાસે આવી ઊંટ ઝુકારી ડાયરાને રામ રામ કર્યા. ડાયરો હડુડુડુ કરતોકને ઉભો થયો. ક્યાં રે'વું બા ? ક્યાં જવું છે ? આમ પ્રશ્નો પૂછાયા. તેને પણ જેમ તેમ ઉત્તર આપી કસુંબો તૈયાર કરવા અફીણ આપ્યું. કસુંબો તૈયાર થયો એટલે

એક ગઢવો બેઠો હતો તેને મીઠો કરવા કહ્યું. (એવો નિયમ છે કે ડાયરામાં ચારણ હોય તેને પ્રથમ કસુંબો પાવો જોઇએ. પછી બીજાને અપાય. તેને કસુંબો મીઠો કર્યો કહે છે.)

ગઢવાએ ખોંખારો કર્યો. જેણે કસુંબાની અંજળી સામે ધરી હતી તેની સાથે જઇને બેઠો અને અંજળીવાળા હાથને ડાબો હાથ અડાડી જમણા હાથની આંગળીઓ બોળી જમીન ઉપર છાંટણા નાખવા લાગ્યો-કે જેને રંગ દેવાના નામથી ઓળખાય છે.

**રંગ છે રંગીલાકું દશરથકા છબીલાકું**
**રંગ છે રમૈયાકું નંદકે કનૈયાકું.**
**અમલ અટંકા જે ન પીયા, પીયા ન ચંબડ પોષ;**
**રાણી જાયા રજપૂતડા, જણ રણ ચડી કીયા ન રોષ.**
**અડધો માવ અમલરો, ચપટી ભાંગ ન પાય;**
**તે નર કોઠી સરીખડા, ધાને ધાન સમાય.**
**અમલ બાટણ જોગપંથ, ઈ શૂરા સંધા કામ;**
**કાયર ખડગ ન વાપરે, કંજુસ દીએ ન દામ.**

આવી રીતે રંગ દઈ 'પીજો ફલાણા ભાઈ' વગેરે કહીને ગઢવીએ કસુંબો પીધો. પછી કુંવરને આગ્રહ કર્યો, પણ સાધારણ આગ્રહથી કુંવરે ના પાડી, તેથી ડાયરાએ કસુંબો પી લીધો. કુંવર મનમાં બડબડતો ચાલતો થયો. દિવસ અસ્ત થયો. પોતાના સસરાનું ગામ પાંચ ગાઉ દૂર રહ્યું. થાક, ઉતાર અને ઉજાગરાથી ઊંટ હાંકવાની શકિત રહી નહી. ઊંટ પણ થાકયો હતો. છતાં ભટ્ટીઆણી પ્રાણ ત્યાગશે એ ભયથી ઊંટને ચલાવવા લાગ્યો. સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો.. ચાલતાં ચાલતાં સિમાડે પહોંચ્યો. આ વખતે વાદળ ચડી આવ્યું. આકાશ ઘટાટોપ થઇ ગયું. ગર્જના અને વિજળીના ચમકારા થવા લાગ્યા. વર્ષાદ પણ શરૂ થયો.

## અફીણની ચોરીમાં સર્વસ્વની ખુવારી

અહીં ભટ્ટીઆણીએ તેડવા આવવાની વાટ બહુ જોઈ. કોઇ આવ્યું નહિં તેથી, ચિંતા થવા લાગી. કોઇ તેડવા ન આવ્યું પણ યુવરાજ પોતે પધારશે તેવી ખાત્રી હતી. આજે મળવાનો વાયદો હતો, પણ કાંઇ સમાચાર નહિ હોવાથી આખો દિવસ ઉચાટમાં કાઢ્યો. રાત્રિ પડી. કોઇ આવ્યું નહિં તેથી પ્રાણ ત્યાગવાનો વિચાર કર્યો.

ભટ્ટીઆણીજીના પિતાનો દરબારગઢ ઉંચી ટેકરી ઉપર ડુંગરના ધકકામાં અગાસી પડે તેમ બાંધ્યો હતો. ભટ્ટીઆણીજીએ પ્રાણ ત્યાગવાનો વિચાર કર્યો. કટાર ઉપાડી પેટમાં મારવાની તૈયારી કરે છે ત્યાં એક વખત અગાસીમાં જઇ યુવરાજ આવે છે કે નહિ તે જોવાનો વિચાર થયો. ધમધોકાર વર્ષાદ વરસતો હતો, છતાં અગાસીમાં આવી અંધકારમાં પણ તાકીને જોવા લાગી. વિદ્યુતના ચમકારા ઉપર ચમકારા થતા હતા. આ વખતે ડુંગરમાંથી સાવઝ નિકળીને અગાસી પાસે આવ્યો હતો. તેણે છલંગ મારી ભટ્ટીઆણીજીને પકડી અને ઉભી બજારે ચાલ્યો. બજાર ઢોળાણ વાળી હતી. પાણીથી બજાર ભરાઇ ગઇ હતી. 'સિંહે પોતાને પકડી છે, હવે મારી નાખશે તેથી આત્મહત્યા કરવી પડશે નહિં,' એવા વિચાર ભટ્ટીઆણીજીને આવ્યા. ભટ્ટીઆણીજીના પગના ઝાંઝરનો અવાજ થવા લાગ્યો. આવી વખતે ઉંટ ઉપર સ્વાર થએલો કુંવર ગામમાં આવ્યો. બજારમાં ઉંચે ચડવાનું હોવાથી ઊંટ ઉપરથી ઉતરી ઊંટને દોરીને ચાલતો હતો. થોડે દૂર જતાં ઝાંઝરનો અવાજ સંભળાયો, વિજળીને અજવાળે સિંહના મોઢામાં માણસ જણાયું. તેજ વખતે સમય સૂચકતા વાપરી માણસને ઈજા ન આવે તેવી રીતે **તરવારનો ઘા કરી સિંહને માર્યો, અને ભટ્ટીઆણીજીને છોડાવી,***

---

* જુઓ ચિત્ર

પણ આશ્ચર્ય જેવું તો એ હતું કે ભટ્ટીઆણીજીને બીલકુલ ઇજા થઇ નહોતી. ભટ્ટીઆણી જેવી સિંહના મોઢામાંથી નીચે પડી કે તુરત કુંવરે ઉપાડી લીધી અને એ કોણ છે તેં જોવા લાગ્યો. આ વખતે નેત્રો ઉઘાડી કુંવરીએ પણ સામું જોયું. વિજળીને અજવાળે એક બીજાને ઓળખ્યા, એટલે—

જેની જોતા વાટ, તે શેરીએ સામા મળ્યા;
ઉઘડયા ઉરના કપાટ, નયણે સજ્જન નિરખતા.

ભટ્ટીઆણીજીએ બધી વાત કરી એટલે ઊંટ ઝુકાવી તેના ઉપર ભટ્ટીઆણીને બેસાડી અગાસી ઉપર પહોંચાડી. પછી કુંવર એકલો બજાર ફરી દરવાજે આવ્યો.

જમાઇ આવ્યા તેમ જાણ થતાં બધાને આશ્ચર્ય થયું. પ્રશ્નની પરંપરા ચાલી. બધાને ઘટતા જવાબો આપ્યા. થાક, અફીણનો ઉતાર અને વરસાદથી ભીંજાએલ હોવાથી કુંવરને વધારે વાત કરવાની ઇચ્છા નહોતી. તેથી તે વસ્ત્રો બદલાવી પોતાને અપાએલ ઉતારે ગયો અને શિથિલ થએલાં શરીર સાથે ઢોલીઆમાં પડતું મુકયું.

ભટ્ટીઆણીજી થાળ જમાડવા આવ્યા. ખાવાનું કાંઇ ભાવ્યું નહિં. શરીરની નસેનસ ખેંચાવા લાગી. આખા શરીરમાં ત્રોડ અને કાળા કળતર થવા લાગ્યા. ઉંઘ આવે નહીં. તરફડીઆ મારતાં આખી રાત્રિ પસાર કરી.

'અમલ પીડા આઠ દિ, આઠ પહોર અતપાત.'

આવી રીતે આખી રાત્રિ મહાન દુઃખમાં વિતાવી. સવારે ડાયરો થયો. જમાઇનો કસુંબો પીવા ઠાહરે ઠાહરે ડાયરો એકઠો થયો. હેકડાઠઠ ડાયરો જામ્યો. કસુંબો નિકળ્યો. કુંવરને વિવેકની ખાતર તાણ ફરી, પણ કોઇ અત્યાગ્રહ કરી શકયું નહિ.

કુંવરનો સાળો અફીણનો શોખિન હતો તેથી એક ઓરડામાં જઇ કસુંબો કાઢયો. પોતાની ઉમરનાને એકઠા કર્યા. કુંવરને બોલાવી

કાંકું મરડી પરાણે કસુંબો પાવાનું કર્યું. કુંવર આનંદમાં આવ્યો. કસુંબાની અંજળીમાં જેવો મોઢું માંડવાની તૈયારી કરે છે ત્યાં તો ફરતાં ફરતાં કુંવરના સસરા આવ્યા અને કુંવરને કસુંબો આપે છે તે જોઇ ગુસ્સે થયા. કુંવરને ત્યાંથી તેડીને ડાયરામાં ગયા. આ વખતે કુંવરને ઘણું ખોટું લાગ્યું. પણ શરમથી કાંઈ બોલી શકાયું નહિં.

દિવસે પણ ભોજન ભાવ્યું નહિં. ઉદાસીનતા, બેચેની અને દર્દ વગેરેથી કુંવર ગભરાઇ ગયો. રાત્રે જ્યારે ભટ્ટીઆણીજી થાળી જમાડવા આવ્યાં ત્યારે વિચાર કર્યો કે અત્યારે ઊંટ ઉપર ચડીને ચાલવા માંડયું હોય તો બીજે દિવસે પોતાના ડાયરા ભેગા થવાય. પોતાનો ડાયરો આગ્રહથી કસુંબો પાય તોજ આનંદ આવે એમ વિચાર કરી ભટ્ટીઆણીજીને આગ્રહ કર્યો. પ્રથમ તો ભટ્ટીઆણીજીએ આમ છુપી રીતે સાથે આવવા આનાકાની કરી, પણ પોતાનો પતિ એકલો જાય, તેની તબીયત સારી નથી અને રસ્તામાં જરા વધારે તબીયત બગડે તો ઉપાધી થઇ પડે, માટે સાથે જવું સારૂં છે, આમ વિચાર કરીને સાથે જવા તૈયાર થઈ.

કુંવરે ઊંટ પલાણ્યો, અને બંને સ્વાર થઈ ચાલવા લાગ્યા. સિમાડે જતાં કુંવરને ઉતારને લીધે જુલાબ ઉપર જુલાબ થવા લાગ્યા. ઊંટને એક વડના વૃક્ષ નીચે ઝુકાર્યો હતો. ધાંસીયો પાથરીને તેના ઉપર કુંવરને સુવાડયો. કુંવર બેભાન થઈ પડયો હતો. કુંવરીને આ સાહસ માટે પસ્તાવો થતો હતો, તેવામાં બીજી આપત્તી આવી. રાજના બારવટીઆ નજીકમાંજ હતા. તેમના હલનચલનથી કુંવરીને બારવટીઆનો વ્હેમ આવ્યો. તે સાથે વિચાર આવ્યો કે અફીણ જુલાબને બંધ કરે છે. આમ વિચારી ખડીઆમાંથી પોતું કાઢી તેમાંથી અફીણ લઈ પુંમડામાં નાખી કસુંબો બનાવી કુંવરના મોઢામાં રેડયો. બીજાના હાથથી કસુંબો મોઢામાં ગયો કે તુરત ચેતન

આવ્યું. એટલે વધારે અફીણ ઘોળીને પાયું. જેમ જેમ ચેતન આવતું ગયું તેમ તેમ ભટ્ટીઆણીજીને ખાત્રી થઈ કે, યુવરાજને અફીણનું ધીંગાણું છે અને ઉતાર આવવાથી આમ' થયું છે. કસુંબો અંજળીમાં લઇ હાથ થોભી પરાણે પાયું એટલે કુંવરનું બધું દર્દ જતું રહ્યું. આ તરફ બારવટીઆ આવી મ્હોંચ્યા એટલે કુંવર હાથમાં ઢાલ તરવાર લઈને સામે થયો અને બારવટીઆને નસાડયા. ભટ્ટીઆણીએ અફીણનું બંધાણ હોવાનું પુછયું. પ્રથમ તો આનાકાની કરી, પણ છેવટે કબુલ થયો, અને અફીણ પીવાની આદત કેવી રીતે પડી છે તે કહી સંભળાવ્યું. એટલે ભટ્ટીઆણીજીએ પાછા ફરવા આગ્રહ કર્યો. પોતાનો ભાઇ કસુંબાની વ્યવસ્થા કરશે તેમ કહી છુપી રીતે બંને પાછા આવ્યા. ભટ્ટીઆણીએ પોતાના ભાઇને હકીકતથી વાકેફ કર્યો. તેથી કસુંબાની ચિંતા ટળી.

કુંવર થોડા દિવસ રહીને ભટ્ટીઆણીજીને સાથે લઇને પોતાના નાના ગામડામાં આવ્યો. પોતાને જે જે વિત્યું તે પોતાને બંધાણ કરાવનાર ડાયરાને કહી બતાવ્યું.

સુજાનપુરથી કુંવરના પિતાની માંદગીના ખબર આવ્યા તેથી ભટ્ટીઆણી અને પોતાનાં ડાયરાનાં પ્રિય બાપુઓને સાથે લઇને કુંવર સુજાનપુર આવ્યો. થોડા દિવસમાં કુંવરના પિતાનું મૃત્યુ થતાં પોતે ગાદી ઉપર આવ્યો. હવે સ્વતંત્ર થવાથી **સજ્જનસિંહ** કસુંબામાંજ દિવસ ગાળવા લાગ્યો. તેથી રાજ્યની અવ્યવસ્થા થવા લાગી, પ્રજા પીડાવા લાગી, પણ કોઇ ધ્યાન દેતું નહોતું. **સજ્જનસિંહને** રાત્રિ દિવસ અફીણની સાથે પ્રીતિ હતી તેથી બીજું કાંઈ સુજતું નહોતું. આ સંધિનો લાભ લઇ શત્રુએ **સુજાનપુર** ઉપર ચઢાઈ કરીને રાજ લઇ લીધું. ભટ્ટીઆણી સાથે **સજ્જનસિંહ** ઊંટ ઉપર ચઢી નહાસી ગયો અને પોતાને સાસરે આવ્યો.

દિવસો ઉપર દિવસો ગયા. હવે સાસરામાં **સજ્જનસિંહનું** અપમાન થવા લાગ્યું. આ જોઈ પતિપરાયણ ભટ્ટીઆણીજીને લાગી આવતું, પણ કાંઈ ઉપાય નહોતો. જ્યારે હદ ઉપરાંત અપમાન થવા લાગ્યું ત્યારે **સજ્જનસિંહને** લઈ ભટ્ટીઆણીજી ચાલતાં થયાં અને એક નાના ગામડામાં નિવાસ કર્યો.

હવે **સજ્જનસિંહ** રાત્રિ દિવસ અફીણના ઘેનમાં પડયો રહેતો. દિવસ કયાં ઉગે છે અને કયાં આથમે છે તેનું પણ ભાન રહેતું નહિં. ભટ્ટીઆણી રાજાની રાણી મટીને સાધારણ સ્થિતિમાં આવી પડવા માટે અત્યંત દીલગીર થતી હતી તે સાથે પોતાના પતિની આવી સ્થિતિથી તો દુઃખની પરંમપરા થવા લાગી. અફીણનું બંધાણ જાય તોજ દુઃખનો નિવેડો આવે. આવા વિચારમાંને વિચારમાં સ્ફૂરણા થઇ કે અફીણથી કાળજામાં શું અસર થતી હશે ? તે તપાસવું જોઈએ. તે જોવાની તીવ્ર ઇચ્છા થઇ, તેથી તીરકામઠું લઇ નર અને વાનરના શરીરનું બંધારણ એકજ હોય છે તેમ માની વાનરને મારી તેનું કાળજું કાઢયું અને કસુંબામાં બોળ્યું કે તુરતજ તે સંકોચાઈ ગયું, અને પછી ભેંસના દુધને કાઢીને તેમાં બોળ્યું એટલે પ્રફુલ્લિત થયું. આથી ખાત્રી થઇ કે ભેંસના દુધથી અફીણની થોડી અસર થાય છે.

**સજ્જનસિંહને** અફીણનો જેટલો માવો હતો તેના વજન પ્રમાણે સુતરની દડી કરી. દડી બરોબર અફીણ તોળીને કસુંબો કરે. કસુંબો પાઇને ઉપર થોડું કઢેલું દુધ પાય. દરરોજ દડીમાંથી બે આંગળ દોરો કાપી નાખે અને દુધનો ખોરાક વધારે. આવી રીતે થોડે થોડે અફીણ ઓછું થતું ગયું. દુધનો ખોરાક વધતો ગયો. એટલે શરીરમાં તાજગી આવી. નવું લોહી ચડવા લાગ્યું. બાર માસમાં તો અફીણનું બંધાણ નિમૂળ થયું. હવે **સજ્જનસિંહને** પોતાનું રાજ યાદ આવ્યું તેથી બારવટું કરી રાજ મેળવવાની

ઇચ્છા ભટ્ટીઆણી આગળ પ્રદર્શિત કરી, અને સારા ઘોડાની ખરીદી કરવા કહ્યું.

ભટ્ટીઆણીજી ઘોડાના સોદાગર આવે તેના ઘોડા જુવે, પણ બારવટામાં કસ પુરે તેવા ઘોડા જણાય નહિં. એક ઘોડો પસંદ પડયો તેને રાખ્યો. સરત એવી કરી કે અઠવાડિઆ પછી પસંદ પડશે તો મોઢે માગ્યા નાણાં આપશું.

કુંવર ઘોડાને સાચવવા લાગ્યો. સજ્જનસિંહે ત્રણ દિવસ સુધી સાચવ્યો. પછી ભટ્ટીઆણીજીએ પલાણ માંડયું, તેના ઉપર બનાવટી પુરુષ બનાવીને બેસાર્યો. પછી ઘોડાને છુટો કરી ચાબુક માર્યો. ઘોડો બહાર દોડી ગયો. પીઠ ઉપરથી બનાવટી પુરુષ પડી ગયો છતાં ઘોડો ભાગીને પાછો આવ્યો એટલે આ ઘોડો નકામો છે એમ કહી પાછો આપ્યો.

થોડા દિવસ પછી બીજો સોદાગર આવ્યો. તેનો એક ઘોડો પસંદ કર્યો. તે ત્રણ ચાર દિવસ સારી પેઠે સાચવ્યો. પાંચમે દિવસે ઘોડાને ઘોડારમાંથી છુટો કરી બે ચાબૂક માર્યા એટલે ઘોડો બ્હાર દોડી ગયો અને શિમાડા સુધી જઇને પાછો આવ્યો એટલે ઘોડારમાં બાંધ્યો. ત્રણ દિવસ સુધી રાતબ કે ચંદી આપ્યું નહિ, એટલું જ નહિ, પરંતુ ઘાસ પણ આપ્યું નહિં. પછી કૃત્રિમ મનુષ્ય બનાવી ઘોડા ઉપર સ્વાર કરાવી ઘોડાને ચાબુક મારી કાઢી મુકયો. ઘોડો નહાસી ગયો. શિમાડે જતાં બનાવટી સ્વાર પડી ગયો એટલે ઘોડો દોડાદોડ ઢાંણમાં (બાંધવાની જગ્યાએ) આવી હણહણવા લાગ્યો, ઉશ્કેરાઇ ગયલો ડાબલા પછાડતો ઉધમાટ કરવા લાગ્યો. ભટ્ટીઆણી બ્હાર આવ્યાં કે તુરત વધારે ઉશ્કેરાઇ ગયો અને દોડીને બ્હાર જ્યાં બનાવટી સ્વાર પડયો હતો ત્યાં દોડયો ગયો અને સ્વારની ફરતો આંટા મારવા લાગ્યો. સજ્જનસિંહ પાછળ ગયો. બનાવટી સ્વારને બેલાડ

નાખી ઘોડા ઉપર સ્વાર થઈ ઘેર આવ્યો કે તુરત ભટ્ટીઆણીજીએ સોદાગરને બોલાવી ઘોડાને ખરીદી લીધો.

થોડાક દિવસ ઘોડાને વેઠયો (સાચવ્યો). પછી સજ્જનસિંહ બ્હારવટે નિકળ્યો. આસપાસના ભાયાતોને ખબર પડયા કે સજ્જન-સિંહ પોતાનું રાજ મેળવવા બારવટે નિકળ્યો છે, એટલે બધા આવીને સાથે મળ્યા. જેમ જેમ ભાયાતો અને બીજા રજપૂતો એકત્ર થતા ગયા તેમ તેમ સજ્જનસિંહનામાં હિમ્મત આવતી ગઇ. જોત-જોતામાં તો લશ્કરનો જમાવ થઇ ગયો. આવા વફાદાર રજપૂતોની સહાયથી બારવટું બંધ કરી ચઢાઈ કરી અને દુશ્મનને હરાવી ગાદી પાછી મેળવી. ભટ્ટીઆણી જેવી ચતુર પતિવ્રતા પત્નીને લીધે કુંવ-રનું અફીણનું બંધાણ સદાને માટે છુટયું, અને ગુમાવેલું રાજપાટ પાછું મેળવી પતીપત્ની સુખી થયાં.



# મોજદીન અને મહેતાબ.

શાહજાદો **મોજદીન** યુવાવસ્થામાં આવ્યો છતાં તેના **હૃદયમાં** સંસારિક વાંચ્છનાએ વાસ કર્યો નહોતો, તેમ કોઈ પરાંગના પ્રત્યે દૃષ્ટિ સરખી ફેંકી નહોતી. બાદશાહ અને પ્રજાજન યુવાન શાહજાદાના સરલ સ્વભાવ નીતિ અને ધર્મભાવની પ્રશંસા કરતા હતા.

બાદશાહે પોતાના રાજ્યમાં એવો કાયદો કર્યો હતો કે જે પુરૂષ પરસ્ત્રીલંપટ હોય તેને દેહાંતદંડની શિક્ષા કરવી. નીતિપ્રિય બાદશાહ આ કાયદાનો કડક રીતે અમલ કરતો હતો. બાદશાહની ન્યાયપ્રિયતાની ઊંચી છાપ પડી હતી અને આખા ઇરાનમાં બાદશાહનાં ગુણગાન થતા હતા.

બાદશાહનો ઉમરાવ **રસુલખાન** ખાનદાન હતો. તેને **મહેતાબ** નામની એક પુત્રી હતી. **મહેતાબ** ઉમરલાયક થઇ છતાં શાદી કરવાને ઇચ્છતી નહોતી. રાત્રિ દિવસ ખુદાની બંદગી કરવામાંજ ગુજારતી હતી. નહોતી' તેને સંસાર સુખની ઇચ્છા કે નહોતું કોઈ યુવકે તેના હૃદયમાં મેળવેલું સ્થાન. નહોતું અસંયમીપણું કે નહોતી મનની મલિનતા. તેના સૌન્દર્ય વિષે કવિએ કહ્યું છે કેઃ—



બંનેના નેત્રો એક થયાં.　　　　[પૃ. ૧૩

નેંન પદારથ નેંન રસ, નેંને નેંન મિલંત,
અજાણ્યા શું પ્રીતડી. પ્રથમ નેંન કરંત.

બેટી રસુલખાનરી, પરી ખરી મહેતાબ;
સબ સખીયનકો હર લીનો, જોબન રૂપ રસાલ,
રૂપ દીયો મહેતાબને, બીના ચંદકો અંશ;
કાશમેરકી મૃગલી, પાબાસરકો હંસ.

એક વખત **મોજદીન** ફરવા નિકળ્યો હતો. **મહેતાબ** દાતણ કરવા માટે ઝરૂખામાં આવી હતી. દાતણ કરી લઇને ઝરૂખામાં બેઠી બેઠી તે સૃષ્ટિ સૌન્દર્ય જોવા લાગી. એટલામાં **મોજદીન** ઝરૂખા આગળથી નિકળ્યો. તેની નજર ઝરૂખા તરફ ખેંચાઇ. **બંનેના નેત્રો એક થયાં*** અને

**નેંન પદારથ નેંન રસ, નેંને નેંન મિલંત,**
**અજાણ્યા શું પ્રીતડી, પ્રથમ નેંન કરંત.**

આ પ્રમાણે બંનેને તારામૈત્રિક થઇ. પ્રથમ દષ્ટિએજ હૃદયો હરાઇ ગયાં. એક બીજાને વશ થયાં. પણ સાવ અપરિચિત હોવાથી પ્રેમબીજને પોષણ મળે ત્યાં સુધી નયનથીજ મુક વાર્તા કરી શાહજાદો છુટો પડયો અને ચાલતો થયો.

એકબીજાની મૂર્તિ હૃદયમાં ચિત્રાઇ ગઇ. આખો દિવસ અને રાત્રિ એકબીજાના ચિંતવનમાં કાઢયો. બીજે દિવસે **મહેતાબ** ઝરૂખે આવી દાતણ કરવા બેઠી અને શાહજાદાની રાહ જોવા લાગી. શાહજાદો પણ **મહેતાબને** જોવા આતુર હતો એટલે ફરવાને બ્હાને નિકળ્યો, અને **મહેતાબને** જોઇ ભાન ભુલ્યો. **મહેતાબ** પણ **મોજદીનને** જોઈ સ્વચ્છંદ દષ્ટિથી જોવા લાગી. આમ દષ્ટિમિલનમાં ઘણો સમય ગયો ત્યારે પોતાની સ્થિતિનું ભાન થયું અને લોકલજ્જાને લઇ **મોજદીને** ચાલતી પકડી.

ત્રીજે દિવસે સવારે પણ **મોજદીન** અને **મહેતાબનું** દષ્ટિમિલન થયું. જેમ જેમ દષ્ટિમિલન થતું ગયું તેમ તેમ પ્રેમ વધતો ગયો, હૃદય એક થતા ગયા, અને અરસપરસ વિશ્વાસ ઉત્પન્ન થતો ગયો.

* જુઓ ચિત્ર.

હવે એક બીજા વિના ઘડી પણ રહી શકાય તેમ નહોતું, તેથી શાહજાદો મોજદીન જેવો સવારમાં નિકળ્યો કે તુરત મહેતાબે પોતાની પાસે બોલાવ્યો.

શાહજાદો ત્રણ દિવસથી મહેતાબ પાસે છે. નીચે ઉતરતો નથી. આ સમાચાર બાદશાહને પડતાંજ તે ક્રોધે ભરાયો. પોતે કરેલા કાયદાનો અમલ પોતાના એકના એક શાહજાદા ઉપર શા માટે ન કરવો ? આ પ્રશ્નનો મનમાંજ નિશ્ચય કર્યો કે શાહજાદા ઉપર કડકમાં કડક અમલ કરવો. આ વિચારથી મહેતાબ પાસેથી શાહજાદાને પકડી મંગાવ્યો અને શિરચ્છેદની શિક્ષા ફરમાવી.

મહેતાબને ખબર મળ્યા કે મોજદીનને શિરચ્છેદની શિક્ષા થઈ છે. પોતાના પ્રિયકરને શિક્ષા થાય અને પોતે ઘરમાં બેસી રહે તે કોઈ રીતે રૂચ્યું નહીં. તેથી બાદશાહ પાસે મોજદીનનો બચાવ કરવા તે તૈયાર થઈ. એટલે મહેતાબની માતા બોલી કે "પુત્રી! એકતો આપણો ફજેતો થયો, દુનિયાની દૃષ્ટિએ તિરસ્કારને પાત્ર થયા, વળી તું તૈયાર થઈને વધારે લાજ ગુમાવવા કેમ જાય છે ?"

માતાના વચનો સાંભળી મહેતાબ બોલી કે:—

લાજ તજું સબ જગતકી, પ્રાણ તજું પલમાંય;
બાળ સનેહી સાયબો, મોપેં તજ્યો ન જાય.

"હે માતા ! આખા જગતની લાજને તજી શકું, એક પલમાં પ્રાણને પણ તજી શકું, પણ જેની સાથે સ્નેહ થયો છે તેવો મારો પ્રિયતમ મારાથી તજ્યો જાય નહી." આમ કહી મહેતાબ બાદશાહ પાસે આવીને બોલી કે:—

હઝરત એઠી ન કીજીએ, બડી ગજબકી બાત;
તાર પીયારી કારણે, ઘર લડકે શું ઘાત.

હે બાદશાહ ! આવી વાત ન કરો. આતો મોટો ગજબ થાય છે, પારકી સ્ત્રી માટે પોતાના પુત્રની ઘાત કરો નહીં."

આ વાત સાંભળી બાદશાહે હુકમ કર્યો કે "આ **મહેતાબનો** શિરચ્છેદ કરો, કારણ કે તેનોજ વાંક છે."

શાહજાદાએ જ્યારે **મહેતાબનો** શિરચ્છેદ સાંભળ્યો ત્યારે ગભ; રાઈ ગયો. **મહેતાબને** બદલે પોતાનો શિરચ્છેદ થાય તો સારૂં એમ વિચારી આજીજી કરી **મોજદીન** બોલ્યો કે:—

મેરી કું કયા મારના, જાકી અબળા જાત;
મારો તો મોઈ મરદ કું, બડે બડાઈ બાત.

"હે પિતાજી! **મહેતાબ** તો સ્ત્રી જાતિ છે તેનો ઘાત કરી શકાય નહીં, કારણ કે તે અબળા છે. અબળાને મારવાથી બડાઇ થશે નહીં. પણ હું મરદ છું, મને મારો એટલે તમારો યશ વધશે, કેમકે ન્યાય માટે પોતાના શાહજાદાને શિક્ષા કરી તેમ કહેવાશે."

શાહજાદા **મોજદીનની** વાતથી બાદશાહને એમ થયું કે, અબળાનો શિરચ્છેદ થઈ શકે નહીં, વળી **મહેતાબને** મારીને **મોજદીનને** ઉગારવામાં અપયશ છે, અને **મોજદીનને** શિક્ષા કરવામાં યશ છે. આમ વિચાર કરી શાહજાદા **મોજદીનનો** શિરચ્છેદ કરવાનો હુકમ આપ્યો. આ જોઈ **મહેતાબ** આજીજી કરીને બોલી કે:—

ગુન્હેગાર હે મેરીયા, મર્દ ગુન્હો નાઇ;
નેંન મિસાલા ભેજ કર, ઘર ભીંતર બોલવાઇ.

"હે બાદશાહ સલામત! સ્ત્રીઓજ ગુન્હેગાર છે, મરદ નથી, કારણ કે હાવ ભાવ અને નયનબાણ મારી પોતાનાં ઘરમાં બોલાવે છે. મેં પણ આવીજ રીતે શાહજાદાને મોહીત કરી ઘરમાં બોલાવેલ છે તેથી હુંજ ગુન્હેગાર છું. શાહજાદો ગુન્હેગાર નથી. માટે મનેજ શિક્ષા થવી જોઈએ.

આ બંનેનો પ્રેમ, એકબીજા માટે પ્રાણ આપવાની પ્રબળ ઇચ્છા અને સચોટ દલીલોથી કોને ગુન્હેગાર ગણવા તે વિચાર થઈ પડયો એટલે બાદશાહે મુંઝાઈને કાજીને બોલાવ્યા, અને બંનેની

હકીકત કહી સંભળાવી. તે સાથે ન્યાય આપવાનું કામ પણ સોંપ્યું. હકીકત સાંભળી કાજી બોલ્યા કે:—

જલકો ડુબ્યો નીકસે, જો કુછ તારા હોય;
ડુબ્યો જેહ સનેહમે, નીકસો સુન્યો ન કોય.

"હે બાદશાહ! જળમાં ડુબેલો માણસ જો તરીયા (તરનારા) મળે તો નીકળે છે, પણ જે સાચા સ્નેહમાં ડુબ્યો હોય તે કદી પણ બહાર નીકળી શકતો નથી. આનો ન્યાય આપવો કઠિન છે. એકને શિક્ષા કરતાં બીજાનો આત્મઘાત વ્હોરી લેવો પડશે. છતાં પણ મારી બુદ્ધિ પ્રમાણે ઈન્સાફ આપું છું." આમ કહી શાહજાદાને સંબોધીને કાજી બોલ્યા કે:—

કાજીશાએ કર દીયો, દો બાતનકો જવાબ;
કાં રખો તખત ઈરાનકા, કાં મેરી મહેતાબ.

"હે શાહજાદા! મારો ઇન્સાફ સાંભળો. કાંતો ઇરાનનું તખ્ત રાખો, અને કાં મહેતાબ રાખો. આ બેમાંથી એક વસ્તુ છોડી દો."

કાજીનો ઈન્સાફ સાંભળી શાહજાદો બોલ્યો કે:—

બાંઉ પકડકે લે ચલ્યો, મોજદીન મહેતાબ;
મહેતાબ શીર ઉપરે, તખત કરૂં કુરબાન.

શાહજાદાએ તુરત મહેતાબનું બાવડું પકડયું અને બોલ્યો કે, "આ મહેતાબ ઉપર ઇરાનનું તખ્ત કુરબાન કરૂં છું. આમ કહીને ઇરાનની હદમાં ન રહેવા માટે ત્યાંથી ચાલી નિકળ્યો, અને ચાલતાં ચાલતાં કહેતો ગયો કે:—

યારો યારી ન કરની, પરનારીસેં પ્રીત;
કરો તો કર જાનીયો, મોજદીનકી રીત,

"હે ભાઇઓ! કોઈ પ્રીત કરશો નહીં. તેમાંય પણ પરસ્ત્રી સાથે તો કદીં પ્રીત કરશો નહીં. જો પ્રીત કરો તો મારી પેઠે કરજો કે જેના માટે થઇને હું ઈરાનનું તખ્ત છોડી દઉં છું."

# લક્ષ્મિ અને પ્રારબ્ધ.

એક વખત લક્ષ્મિજી સોળે શણુગાર સજી ચાલ્યા જતાં હતાં. પોતાની શક્તિ, મનુષ્યો ઉપરનો પ્રભાવ, વગેરે જોઇને મનમાં ગર્વ કરતાં હતાં. 'મનુષ્યો મારા વડે જ છે, હું જેના ઉપર પ્રસન્ન થાઉં તે માણુસ ગુણુવાન, ડાહ્યો, અને સર્વમાં શ્રેષ્ઠ ગણાય, અને જેના ઉપર મારી અવકૃપા થાય તે માણુસ ગમે તેવો વિદ્વાન હોય તો પણુ દારિદ્રીમાં ગણાય, ડાહ્યો હોય તો ચાવળામાં ખપે, ગુણુવાન હોય તો પણુ ગુણુહિનમાં તેની ગણત્રી થાય. મારા પ્રભાવની અવધિ છે.' આમ વિચાર કરતા ચાલ્યા જતાં હતાં ત્યાં સાધારણુ કપડાં પહેરેલા–દેખાવમાં પણુ આકર્ષણુ નહિં–તેવો પ્રારબ્ધ સામે મળ્યો. લક્ષ્મિજીના મુખ ઉપર આનંદ અને ગર્વના ચિન્હ જોઇ પ્રારબ્ધ ગંભીર મુખમૂદ્રા ધારણુ કરીને બોલ્યો કેઃ–

"લક્ષ્મિજી ! આજે કાંઇ નવા ઉત્સાહમાં જણાઓ છો ! આજે કંઇ વિજય કર્યો છે કે આટલા બધા આનંદમાં છો ?"

લક્ષ્મિજીઃ–" ભાઇ પ્રારબ્ધ ! તમે તો આવા ને આવા રહ્યા. તમારામાં તો કાંઈ આવડત પણુ નહિં, તેમ મનુષ્યો ઉપર તમારો

કાંઇ પ્રભાવ પણ નહિં. જુવોને મારો કેટલો બધો પ્રભાવ છે? હું જેના પાસે હોઉં તેની જગતમાં કેવી કીર્તિ થાય છે? મને લોકો કેટલા બધા ચહાય છે? મને મેળવવા રાત્રિ દિવસ જંપતા પણ નથી. આવો મારો પ્રભાવ છે. તેથી મારો તો મોટામાં મોટો વિજય થયેલો ગણાય. જેને દુનિઆ આટલી બધી ચાહતી હોય તેને આનંદ કેમ ન હોય! મને તો આ વિચારથી આનંદ આનંદ થાય છે!"

પ્રારબ્ધઃ–" બ્હેન! તમને મિથ્યાભિમાન આવ્યું છે. એ તમારો પ્રભાવ નથી, પણ એ મારો જ પ્રભાવ છે. મારી કૃપા વિના તમે કોઇને પ્રાપ્ત થઈ શકતા નથી. હુંજ બધાને સુખ અને દુઃખ આપી શકુ છું. તમે કોઈના ઉપર પ્રસન્ન થાઓ અને મારી અવકૃપા હોય તો તેને ધનસમ્પત્તિનું સુખ મળી શકતું નથી.

લક્ષ્મિઃ–" ભાઈ! એ તમારો ભ્રમ છે. મારા આગળ તમારૂં કાંઇ પણ ચાલતું નથી. તમને એમજ હોય કે મારે લઇને બધું છે તો આપણે એક બીજાનો પ્રભાવ અજમાવીએ. કોણ કોનાથી શ્રેષ્ઠ છે તે તુરત જણાઈ આવશે. મારી શક્તિની તમને ખબર નથી તેથી જ તમે અભિમાન કરો છો. પણ હવે તમને મારી શક્તિ બતાવી આપીને મારી શ્રેષ્ઠતા સિદ્ધ કરી બતાવું તોજ હું લક્ષ્મી ખરી. બોલો તમારો શું વિચાર છે?"

પ્રારબ્ધઃ–" હું ખુશી છું, અને તમારા તથા મારા પ્રભાવની તુલના કરવા તૈયાર છું. જુઓ, પેલો સામે આવે તે એક રાજપૂત છે. તેનું નામ રૂપસિંહ છે. મારી તેના ઉપર અવકૃપા છે. હવે તમારી કૃપા તેના ઉપર કરો અને મારા વિના તે કેટલું સુખ પામે છે તે જુવો."

લક્ષ્મિજી આગળ ચાલ્યા. ચીંથરેહાલ રૂપસિંહ હાથમાં કોદાળી

લઇને ખેતરમાં કામ કરવા જતો હતો તેના સામે આવીને લક્ષ્મિજીએ કહ્યું કે, "ભાઈ! આમ દુ:ખી કેમ છો ? આ લે, તને આ એક અંગુઠી આપુ છું. આ અંગુઠીનો એવો પ્રભાવ છે કે તારા મનમાં જે ચિંતવન કરીશ તે તને આવી મળશે." આમ કહીને અંગુઠી આપી, અને હવે શું થાય છે તે જોવા લક્ષ્મિ અને પ્રારબ્ધ અદ્રષ્ય રહ્યા.

રૂપસિંહને અંગુઠી મળી. મનમાં તે વિચાર કરવા લાગ્યો કે હું જે ચિંતવન કરીશ તે મળશે. ઘરે જઇને એક મોટો મહેલ ચીંતવું, સારા ઘોડા ચીંતવું અને બધો વૈભવ ચીંતવું. હવે મારા પ્રારબ્ધ ખીલ્યા છે. આમ મનમાં અનેક જાતના તરંગો કરતો આગળ ચાલ્યો. રસ્તામાં એક નદી આવી એટલે વિચાર થયો કે આ અંગુઠી ચીંતવીએ તે આપે છે તે વાત સાચી હશે કે જુઠી હશે? જો સાચી હોય તો હું ખાઉં તેટલી મીઠાઈ થઈ જાય! આમ ચીંતન કર્યું કે તુરત મીઠાઇનો પડીઓ હાજર થયો. રૂપસિંહના હર્ષનો પાર રહ્યો નહીં. મીઠાઇ પેટ ભરીને ખાધી. પછી પાણી પીવા પાણીને આરે ગયો. હાથ ધોવા માટે વીંટી એક છીપરા ઉપર મૂકીને હાથ ધોવા લાગ્યો. ત્યાં એક માછલી આવી અને વીંટીને ગળી ગઈ. રૂપસિંહ વિચાર કરે છે ત્યાં ઊંડા જળમાં ઉતરી ગઈ.

પોતાને મળેલી અમૂલ્ય અંગુઠી આમ ચાલી ગઇ તેથી રૂપસિંહને દુ:ખ થયું. અંતે તે ઘેર આવ્યો. દિવસ આખો ચેન પડયું નહીં. પારાવાર દુ:ખનો અનુભવ કરવા લાગ્યો. ચિંતામાં ને ચિંતામાં અરધા ગાંડા જેવો થઇ ગયો. રાત્રે નિદ્રા પણ આવી નહિં.

બીજે દિવસે હાથમાં કોદાળી લઈ ખિન્ન વદને, તે ખેતર તરફ ચાલ્યો. જોનારને પણ જણાઇ આવતું કે આ કોઈ દુ:ખી માણસ છે. પ્રારબ્ધે રૂપસિંહને દુ:ખી જોઇ લક્ષ્મિજીને કહ્યું કે "જોયું

બ્હેન ! આ માણસને તમે અમૂલ્ય વસ્તુ આપી હતી, પણ તેને હું અનુકુળ ન હોવાથી તે તેની પાસે રહી નહિં એટલું જ નહિં, પણ ઉલ્ટી રીતે તે કેટલો બધો દુ:ખી થયો છે તે તેના મુખ ઉપરથી તમે જોઇ શકો તેમ છો. વધારે ખાત્રી કરવી હોય તો તેને પુછીને ખાત્રી કરો. તેને પુછશો તો તે એમજ કહેશે કે, મારૂં પ્રારબ્ધ પાંસરૂં નથી."

લક્ષ્મિજી આગળ આવ્યાં અને બોલ્યા કે, "ભાઇ ! તને કાલે અમૂલ્ય અંગુઠી આપી હતી તેનાથી જેનું ચિંતવન કરે તે મળી શકે તેમ છે છતાં હજી તું ચીંથરેહાલ કેમ છો ? તું ખેતરમાં મજુરી કરવા જાય છે તેનું કારણ કાંઇ સમજાતું નથી."

રૂપસિંહ:—"શું કહું બાઈ ! તમે તો મારા ઉપર ઘણી દયા કરીને મને મોટો શ્રીમંત અને સુખી જોવાની ઇચ્છા રાખી હતી પણ મારા પ્રારબ્ધ જ વાંકા છે. પ્રારબ્ધમાં ન હોય તો ક્યાંથી રહે ? તેમાં તમે શું કરો ? મારા પ્રારબ્ધનો જ વાંક છે. અંગુઠી ન મળી હોત તો આટલો બધો પરિતાપ થાત નહિં. આખો દિવસ અને રાત મેં દુ:ખમાં જ કાઢ્યો છે."

લક્ષ્મિજી આ વાત સાંભળીને જંખવાણા પડી ગયા. પ્રારબ્ધ હવે ગર્વ કરશે તેવો વિચાર આવવાથી એક અમૂલ્ય હાર તેને આપીને બોલ્યા કે, "અંગુઠી ગઈ તો ભલે ગઇ. આ હાર લે. તેની કિંમત ઘણી આવશે. તેમાંથી તારા છોકરાંનાં છોકરાં ખાશે તોય ખુટશે નહીં."

રૂપસિંહ દરરોજ મજુરીએ જતો, અને મજુરી કરીને થોડા પૈસા લાવતો તેનાથી પોતાનો નિર્વાહ ચલાવતો. જે દિવસે મજુરી ન મળે તે દિવસે ભુખ્યા રહેવું પડતું. આવી સ્થિતિ હોવાથી અમૂલ્ય હાર મળતાં તેને આનંદ થયો, અને આ હાર વેચીને મારો વૈભવ વધારીશ તેમ મનસુબા બાંધતો ઘર તરફ ચાલ્યો.



હાર લઈને આકાશમાં ઉડી ગઇ. [પૃ. ૧૩૯.

રૂપસિંહે વિચાર કર્યો કે આ હારને ઘડીયે વેગળો કરવો નહિં. તેને સાચવી રાખીને બીજે ગામ જઇ ઝવેરીને ત્યાં વેચીને પૈસા લઇ આવું. આવા હર્ષમાંને હર્ષમાં હાર હાથમાં રાખીને તે જોવા લાગ્યો. હાર જોવામાં તે એટલો બધો તલ્લિન થયો હતો કે આસપાસનું ભાન રહ્યું નહિં. આ વખતે એક સમળી ઉડતી હતી. તેના બચ્ચાંએ આંખ્યો ઉઘાડી નહોતી. સોનાનો સ્પર્શ કરાવે તોજ બચ્ચાં આંખો ઉઘાડે તેમ હતું. તેથી તે સોનાની શોધમાં ઉડતી હતી. તેવામાં રૂપસિંહને હાર જોવામાં તલ્લિન જોયો એટલે પાંખની ઝપટ મારી તેને ગભરાવી દીધો અને નોરમાં હાર ભરાવી આકાશમાં ઉડી ગઇ.

" રૂપસિંહ અફસોસ કરવા લાગ્યો કે, ગઇ કાલે તો એક ટંક મીઠાઈ ખાવા મળી હતી. આજે તો દિવસ આખો ભુખે મળવાનું થશે. અરેરે ! મજુરીએ પણ ન જવાયું, અને કોઈ દયાળુ બાઇએ એ વખત કિંમતી ચીજો આપી તે પણ ન રહી !"

રૂપસિંહને આખા દિવસનો અપવાસ થયો. મજુરી કર્યા વિના શેર અનાજ પણ મળી શકે તેમ નહોતું, તેથી દિવસ અને રાત્રિ વિચાર અને ભુખમાં કાઢી.

બીજે દિવસે રૂપસિંહ એજ હાલતમાં મજુરીએ જવા નિકળ્યો. આજે નિશ્ચય કર્યો હતો કે, જો પેલી ભલીબાઇ મળે તો તેના તરફથી કાંઈ પણ ન લેવું, કારણ કે તેની કિંમતી ચીજ જાય છે અને મારે ભુખે મરવાનું થાય છે. આવો દૃઢ સંકલ્પ કરીને જે સ્થળે આગલે દિવસે લક્ષ્મિજી મળ્યા હતા તે સ્થળે આવ્યો. લક્ષ્મિજી તો ત્યાં વાટ જોઇને ઉભાંજ હતાં !

લક્ષ્મિજીઃ—" તને હું આવી આવી ચીજો આપું છું છતાં તેનો તું ઉપયોગ કરતો નથી અને મજુરીએ જવાની હોંશ રાખે છે ! મારો એવો વિચાર છે કે તને મજુર મટાડીને શ્રીમંત બનાવી દઉં."

રૂપસિંહઃ—"તમે ગમે એટલું આપશો પણ હું કર્મહિન છું, તેથી રહેશે નહિં. કારણ કે 'જેના પ્રારબ્ધ પાધરા, તેના વેરી આંધળા. પાંસરા પ્રારબ્ધ હોય તેનેજ બધું મળે છે. માટે હવે મારા ઉપર દયા લાવીને કાંઈ આપશો નહીં, કારણ કે ઉલ્ટું મને ખાવાનું પણ મળતું નથી.

લક્ષ્મિજીઃ—"આ લાકડી આપું છું. આ લાકડીમાં સોના મ્હોર ભરી છે. તેમાંથી એક એક સોના મ્હોર વટાવજે, અને તેનાથી સુખી થજે. આ લાકડી તો તારા હાથમાંથી જાય તેમ નથી. માટે તે લઇને પાછો ઘેર જા. મજુરી કરવાનું છોડી દે."

રૂપસિંહઃ—"તમારી વસ્તુ મારી પાસે રહેતી નથી માટે મને હવે આપવી રહેવા દ્યો. તમારી વસ્તુ જાય છે અને મારે ભુખ્યા રહેવું પડે છે. આખા દિવસનો હું ભુખ્યો છું. આજે મજુરીએ જઇશ. સાંજે પૈસા આવશે તેનું અનાજ લઈ રાંધીશ ત્યારે અન્ન ભેગો થઈશ."

લક્ષ્મિજીએ પોતાની પાસેથી ખાવાનું આપીને તેને ખવરાવ્યું અને સોનામ્હોરથી ભરેલી લાકડી આપીને પાછો ઘર તરફ મોકલ્યો. રૂપસિંહ જેવો અરધે પંથ ગયો કે તુરત એક ઊંટવાળો સામો મળ્યો. એક તરફથી ઊંટવાળો આવ્યો અને બીજી તરફથી એક માતેલા સાંઢે ઊંટ ઉપર હલ્લો કર્યો એટલે ઊંટવાળાએ સાંઢને દુર કરવા લાકડી માગી. રૂપસિંહ ગભરાઇ ગયો હતો. પોતા ઉપર હુમલો કરશે તેમ માન્યું હતું તેથી ઊંટવાળાને લાકડી આપી, અને સાંઢને દૂર કરી ઊંટવાળો પાછી આપશે તેમ વિચાર્યું. જેવી ઊંટવાળાના હાથમાં લાકડી આવી કે તુરત ઊંટ હાથ રહ્યું નહીં, અને નહાસવા લાગ્યું. જોત જોતામાં ઘણે દૂર નિકળી ગયું. સોનામ્હોરથી ભરેલી લાકડી પણ ગઇ.

હવે તો રૂપસિંહને ખાત્રી થઇ કે, ' આ બાઇ કોઇ જાદુગર છે. તેની આપેલી કોઇ પણ ચીજ હવે ન લેવી. મને હેરાન કરવાના ઇરાદાથી જ તે ચીજો આપે છે. હવે આપવા આવે તો તેના સાથે વાત પણ કરવી નહિં. નિરાશ બનીને તે ઘેર આવ્યો.

બીજે દિવસે રૂપસિંહ 'મજુરીએ જવા નીકળ્યો. પ્રારબ્ધે લક્ષ્મિજીને કહ્યું કે, હવે તમારી હાર કબુલ કરો. આ માણસને તમે આટલું આટલું આપ્યું પણ તેના પાસે રહ્યું નહિં અને હજી જેટલું આપશો તે રહેવાનું નથી. એટલુંજ નહિં, પણ હવે તમે કાંઇ આપશો તે એ લેશે નહિં. " આમ વાત કરે છે ત્યાં રૂપસિંહ નજીક આવ્યો. લક્ષ્મિજી સામે ચાલ્યા એટલે દૂરથીજ તે બોલ્યો કે, " તમે મારા પાસે આવશો નહીં. તમે કોઇ જાદુગર જણાઓ છો. મને દુઃખી કરવાજ મારી પાછળ પડયા છો. હું મજુરી કરીને પેટ ભરૂં છું તે પણ તમને ગમતું નહિ હોય! હવે તમારી વાત નહિં સાંભળું. " આમ કહીને આડે રસ્તે થઇને નહાસી ગયો.

લક્ષ્મિજીને હાર કબુલ કરવી ગમતી નહોતી. ' હજી એક વખત પોતાને પ્રયાસ કરવા દેવો. આ પ્રયાસમાં જો નિષ્ફળ જાય તો હાર કબુલ કરવી ' આવી સરત પ્રારબ્ધ સાથે કરી.

પાસેના રાજાનાં લક્ષ્મિજી કુળદેવી હતા, એટલે રાત્રે રાજાને સ્વપ્નામાં કહ્યું કે " હું તારી કુળદેવી તારા ઉપર કોપાયમાન થઈ છું. તારૂં રાજ લઇ લઈશ અને તને ભટકતો ભીખારી બનાવી દઈશ."

આવું કુળદેવીનું વચન સાંભળી ભયભીત થએલો રાજા બે હાથ જોડીને બોલ્યો કે, " માજી ! મારો કાંઇ ગુન્હો હોય તો માફ કરો આપ જે કહો તે કરવાને હું તૈયાર છું. પણ મારા ઉપર ક્રોધ ન કરો. કૃપા રાખો. હું તમારો ભક્ત છું. તમારે આધારે તો આ રાજ વૈભવ ભોગવું છું. "

લક્ષ્મિજી:–" તારા ઉપર મારી કૃપા ત્યારે ઉતરે કે જ્યારે આ પાસેના ગામમાં રૂપસિંહને તારી કુંવરી તું પરણાવ. રૂપસિંહ ગરીબ છે, તેને અત્યારે ગીરાસ નથી, પણ તારી કુંવરી તેને પરણાવવી પડશે. વળી તે લગ્ન કરવા આનાકાની કરે તો પણ જબ્બર-જસ્તિથી લગ્ન કરી આપવા પડશે. જો આ સરત કબુલ હોય તોજ તારા ઉપર મારી કૃપા ઉતરે."

રાજાએ લક્ષ્મિજીનું કહેવું કબુલ કર્યું અને રૂપસિંહને પોતાની કુંવરી પરણાવીને અરધું રાજ આપવાની હા પાડી.

લક્ષ્મિજીને થયું કે 'હવે મારી જીત થશે. રૂપસિંહને રાજકુંવરી અને રાજ મળશે એટલે તે સુખી થશે. આમાં હવે પ્રારબ્ધનું કાંઇ ચાલવાનું નથી.'

લક્ષ્મિજીના કહેવા પ્રમાણે રાજાએ રૂપસિંહને પોતાની પાસે બોલાવ્યો અને પોતાની કુંવરી પરણાવી અરધું રાજ આપવાની ઇચ્છા બતાવી. રૂપસિંહ આ બધી વાતને મશ્કરી સમજ્યો તેથી બોલ્યો કે " હું આપનો સેવક છું. આપ મારી આવી રીતે મશ્કરી શા માટે કરો છો? હું મજુરી કરી પેટ ભરૂં છું. મેં કદિ આવા કુતર્કો કર્યા નથી, તેમ કોઇની પાસે આવી વાત પણ કરી નથી. આપને કોઇએ મારા વિષે ખોટું સમજાવ્યું લાગે છે. મને હેરાન કરવા કોઇએ કહ્યું હોય કે રૂપસિંહ રાજકુંવરીની ઇચ્છા કરે છે અને તે ઉપરથી આપ મને બોલાવીને મારી મશ્કરી કરો છો એમ જણાય છે. મારો આવો કોઈ ગુન્હો થયો નથી અને કદાચ આપને લાગ્યું હોય કે મેં કાંઈ ગુન્હો કર્યો છે તો મને ક્ષમા કરો."

રાજા:–",તેં કાંઇ ગુન્હો કર્યો નથી. પણ મારી જ એવી ઇચ્છા છે કે મારી કુંવરી તને પરણાવવી અને અરધું રાજ આપવું. તું રજપૂત છો. રજપૂત રજપૂતનો સગો હોય તેમાં નવાઇ નથી.

અત્યારે તારા પાસે ગીરાસ નથી અને મારા પાસે ગીરાસ છે આટલોજ ફેર છે. બીજો તારામાં અને મારામાં શો ફેર છે?"

રાજાએ આવી રીતે સમજાવ્યો પણ રૂપસિંહે તો માન્યું કે આ બધી મશ્કરી જ કરે છે. મારા જેવા અદના માણસને રાજા પોતાની કુંવરી આપે અને તે ઉપરાંત અરધું રાજ આપે તે સબળ કારણ વિના બને જ નહિ. વળી આવું સબળ કારણ કાંઇ બન્યું નથી. તેથી આવી રીતે મશ્કરી કરીને મારા જેવા દુઃખીઆને નાહક દાઝયા ઉપર ડામ દે છે.

રાજાએ લગ્નની તૈયારી કરવા માંડી. રૂપસિંહને સારા સારા કપડા અને ઘરેણાં પહેરાવવામાં આવ્યા. છતાં રૂપસિંહના મગજમાં તો આ બધું મને મૂર્ખ બનાવવા અને મશ્કરી કરવા કરે છે તેમ લાગવા માંડયું. જો આમાંથી વખત મળે તો હું નહાસી જાઉં અને આ દેશ છોડીને કોઇ બીજા દેશમાં ચાલ્યો જાઉં એમ તેને થયા કરતું હતું, પણ હવે તે રાજાનો જમાઇ થયો હતો અને અરધા રાજનો માલિક થવાનો હતો, તેથી હજુરીઆ અને ખુશામતદારોનો સમૂહ તેની પાસે રહ્યા જ કરતો હતો.

લગ્નનો દિવસ આવ્યો. રૂપસિંહને વરનો પોશાક પહેરાવ્યો અને હાથી ઉપર વરઘોડો કાઢયો. આટલું બધું થવા છતાં રૂપસિંહ આ બધાંને ખોટું માનવા લાગ્યો, એટલું જ નહિ, પણ તેને ભય લાગ્યો કે 'લગ્ન કરવાને બદલે આટલો બધો ઉંચો ચડાવીને કાંતો મને મારી નાખશે. મારા કોઇ દુશ્મને રાજાને ખોટું સમજાવ્યું છે કે રૂપસિંહ તમારી કુંવરી પરણવાના મનસુબા કરે છે. આ વાત સાંભળીને રાજાએ મારો તાકડો કર્યો લાગે છે. વરઘોડો શહેરમાં ફરીને રાજમહેલમાં આવ્યો. લગ્ન કરાવનાર ગોર અને બીજા પ્રતિષ્ટિત માણસો એકઠા થયા. રૂપસિંહને લગ્નમંડપમાં લાવવામાં આવ્યો

અને વાજિંત્રોના નાદ વચ્ચે હસ્તમેળાપ કરવામાં આવ્યો. રૂપસિંહ તો યંત્રવત ગોર કહે તેમ કર્યે જતો હતો. આ શું થાય છે તેનું ભાન નહોતું. તેના મનથી આ બધી મશ્કરી જ હતી. સમય મળે તો નહાસી જવાનાજ વિચારમાં તે મશગુલ હતો.

લગ્ન થઇ ગયા. મહેલમાં ઉતારો મળ્યો. દાસીઓ રૂપસિંહને મહેલમાં લઈ ગઇ. કોઇ મશ્કરી કરતી, કોઇ ઇનામ માગતી. આવી રીતે રૂપસિંહને રીઝવવા પ્રયાસ કરતી, પણ રૂપસિંહના મનમાં તો અહીંથી કયારે નહાસી જાઉં એ વિચાર ઘોળાયા કરતો હતો, અને નહાસી જવાના સમયની રાહ જોતો હતો.

રાજકુંવરી સોળે શણગાર સજીને રૂપસિંહને થાળ જમાડવા આવી. રાજકુંવરીનું રૂપ અને રૂવાબ જોઇને રૂપસિંહ ગભરાઇ ગયો અને બેઠો હતો ત્યાંથી ઉભો થઇને તેણે ઝુકીને સલામ ભરી. પછી હાથ જોડીને ઉભો રહ્યો. 'રાજકુંવરી રૂપસિંહની આવી વર્તણુંકથી આશ્ચર્ય પામી. મારો પતિ આ શું કરે છે? હું તેને ચરણે નમું, હાથ જોડું' પણ ઉલ્ટી રીતે એ મને નમે છે! હાથ જોડે છે! તો આ કોઇ મૂર્ખ તો નહિં હોય ને! ના, ના, મારા પિતા મને મૂર્ખ સાથે શા માટે પરણાવે? હું તેમને વ્હાલામાં વ્હાલી છું. વળી એવો કોઇ મારો ગુન્હો થએલો નથી કે મૂર્ખને આપીને મને જિંદગી ભરની સજા કરે.

આવી રીતે કુંવરી વિમાસણમાં સ્તબ્ધ બની. રૂપસિંહ પણ 'આ બધું શું થાય છે, આતે સ્વપ્નું છે કે સાચું છે, મને રાજકુંવરી પરણાવે! એવું તો કદિ બને નહિં,' આવા વિચારે દિગ્મૂઢ જેવો થઈ ગયો.

અંતે રાજકુંવરીએ મૌનનો ભંગ કરીને કહ્યું કે, "નાથ! આપ આમ કેમ ઉભા છો? હું ક્યારની આપના સન્મુખ આવીને ઉભી છું. મને આવકાર આપતા નથી, તેમ પ્રેમથી બોલાવતા નથી.

પ્રથમ રાત્રિએ મને સ્ત્રીધન તરિકે આપવું જોઇએ તે પણ આપવાનું કહેતા નથી. તો પહેલા જ પરિચયમાં મારો કાંઈ અપરાધ થયો હોય તો માફ કરશો. મારે આવીને આપને નમન કરવું જોઇએ, પણ આપે મને નમન કર્યું એટલે મને આશ્ચર્ય થયું અને હું વિમાસણમાં પડી. તેથી પ્રથમ મેં આપને નમન કર્યું નથી તે મારી ભુલ થઈ છે. માટે આપ મારૂં નમન સ્વિકારો." આમ કહીને કુંવરીએ નમન કર્યું.

રૂપસિંહ તો આ બધું જોઇ જડવત્ થતો જતો હતો. કાંઇ પણ બોલતો નહોતો. રાજકુંવરીએ થાળી મોઢા આગળ મુકી અને ભોજન કરવાની પ્રાર્થના કરી. રૂપસિંહને ભુખ તો કકડીને લાગી હતી. રાજકુંવરીને જમવાનું ન કહેતાં પોતે જમવા બેઠો. આથી તો રાજકુંવરીને વધારે આશ્ચર્ય થયું. પણ કાંઇક કારણ હશે તેમ વિચારી મન મનાવ્યું.

રૂપસિંહ જમ્યા પછી રાજકુંવરી જમી.

રાજકુંવરીએ સોગઠે રમવાની ઇચ્છા બતાવી, પણ રૂપસિંહે મસ્તક ધુણાવી ના પાડી. રાજકુંવરીએ ચરણ સેવા કરવાની માગણી કરી ત્યારે પણ રૂપસિંહે મસ્તક ધુણાવીને ના પાડી. આવી રીતે રાજકુંવરી જેમ જેમ રીઝવવા અવનવી વાત કરે તેમ તેમ મુખથી ન બોલતાં મસ્તકથી હા કે ના કહે.

રાજકુંવરીને ખાત્રી થઇ કે આ કોઇ ગમાર છે. આવા ગમાર સાથે જિંદગી ગાળવી પડશે! પણ હવે ઉપાય શો? આવી રીતે વિચાર ચિંતા, અને ગ્લાનિ થતાં જાણે થાકી ગઇ હોય તેમ પલંગ ઉપર પડી અને વિચારવમળમાં ગોથા ખાવા લાગી.

રૂપસિંહ જમીન ઉપર બેઠો. રાજકુંવરી ઉંઘી જાય તો અહીંથી નહાસી જાઉં એવી તાલાવેલી જાગી. ક્ષણે ક્ષણે રાજકુંવરી સામે

જુવે પણ તે તો દુઃખમાં તડફડતી જ હોય ! એટલે વિચાર કર્યો કે હું ઊંઘવાનો ઢોંગ કરીશ એટલે રાજકુંવરી ઊંઘશે. આમ વિચારી તે જમીન ઉપર સુઈ ગયો.

રાત્રિ ઘણી વ્યતિત થઈ હતી. છેવટે રાજકુંવરીની આંખ મળી ગઇ એટલે રૂપસિંહ ઉભો થયો. રાજકુંવરીને ધારી ધારીને જોઇ તો ઊંઘતી માલમ પડી એટલે નહાસી જવાને તૈઆર થયો.

પાસેની બારી પાસે ગયો. બારી બજારમાં પડતી હતી, પણ બજાર ઘણી જ નીચી હતી. ત્યાંથી કુદી પડતાં જીવનું જોખમ થાય તેમ હતું. તેથી પોતાના માથે નવઘરૂં બાંધેલું હતું તેનો એક છેડો બારી સાથે બાંધ્યો, અને નવઘરાના આધારે બારીમાંથી શરીર સરતું મુકીને નીચે ઉતર્યો.

ઉઘાડે માથે બજારે દોટ મુકી. કોઇ દેખી જશે તો પકડી લેશે એ પણ બીતી હતી, તેથી લપાતો છુપાતો દરવાજે આવ્યો. આ વખતે દરવાજો બંધ હતો. જો દરવાજો ઉઘાડવાનું કહે તો પકડાઇ જાય ! આ ભયથી છુપાઇ રહ્યો અને છ ઘટીકા રાત્રિ રહી ત્યારે દરવાજો ઉઘડયો કે તુરત બહાર નિકળી દોડવા લાગ્યો.

પ્રારબ્ધે **લક્ષ્મિજી**ને કહ્યું કે, " જોયું બ્હેન ! આ માણસની તેં કેવી સ્થિતિ કરી છે ? તેં આપવામાં તો કાંઇ બાકી રાખ્યું નથી, છેવટ રાજ અને રાજકુંવરી આપ્યા, પણ જ્યાં સુધી મારી કૃપા ન હોય ત્યાં સુધી તેનાથી ભોગવી શકાય નહીં. હવે તારી તરકીબ એકે અજમાવવાની બાકી છે ? રાજાને ભય બતાવીને તેં રાજકુંવરી અપાવી ! હવે જો તે રાજકુંવરી અને રાજાને સંતોષ નહિં થાય તો તારી આબરૂ જશે. બોલ હવે શું કરવું છે ? "

**લક્ષ્મિજીઃ**–" ભાઇ ! હવે હું તો હારી. મારા કરતાં તારો પ્રભાવ મોટો છે. હું અત્યાર સુધી વૃથા ગર્વ કરતી હતી. પણ તારા

વિના ચાલી શકે તેમ નથી એ વાત હું હવે કબુલ કરૂં છું. છતાં તારી શ્રેષ્ઠતા તો ત્યારેજ સ્વિકારૂં કે જ્યારે આ રૂપસિંહને મેં જે જે આપ્યું છે તે બધું પાછું મેળવી દે અને તેને સુખી કર."

પ્રારબ્ધઃ-" હવે મારી શક્તિ જો. હું કેવી રીતે તેની સ્થિતિનો પલટો કરૂં છું! કેવો તેને સુખી કરૂં છું તે જોયા કર!"

રૂપસિંહ દોડયો જતો હતો ત્યાં પ્રારબ્ધ સામો મળ્યો અને બોલ્યો કે, " ભાઇ તું દુઃખી છો. અત્યારે મજુરીએ જઇ શકીશ નહિં. માટે ખાઇશ શું? માટે આ લે, આ એક ત્રાંબીઓ આપું છું. જે ચીજ તારા સામી વેચાતી મળે તે ખરીદી લેજે."

રૂપસિંહ આનંદમાં આવ્યો અને ત્રાંબીઓ લીધો. લઇને આગળ ચાલ્યો તો એક મચ્છીમાર સામો મળ્યો. તેને ત્રાંબીઆની મચ્છી આપવા કહ્યું એટલે એક મચ્છી આપી.

મચ્છી લઇ રૂપસિંહ ઘેર આવ્યો. અગ્નિમાં પકાવવાનો વિચાર કર્યો. પણ કાંઈ બળતણ નહોતું તેથી વિચારમાં પડયો. પોતાનાં ફળીમાં લીંબડો હતો. તેમાં કોઇ સુકાયલી ડાળ હોય તો જોવા લાગ્યો તો સમળીનો માળો દૃષ્ટિએ પડયો. એટલે ઝપાટાભેર લીંબડા ઉપર ચડયો તો માળામાં હાર પડેલો જોયો. તે લીધો અને નીચે ઉતર્યો. મચ્છીનો કાંટો ખેંચી કાઢવા લાગ્યો તો મચ્છીના પેટમાંથી મૂદ્રીકા નીકળી. તેથી પોતાના ભાગ્યને વખાણવા લાગ્યો. અંગુઠી આંગળીમાં પહેરી, હારને ભેટમાં સંતાડયો, અને વિચાર કરવા લાગ્યો કે, 'મેં કેવી મૂર્ખાઇ કરી. રાજકુંવરી જેવી સ્ત્રી મળી તેને છોડીને હું ચાલ્યો આવ્યો! હવે પાછો જઉં અને સુખી થઉં.' આમ વિચારી ગામ બ્હાર નિકળ્યો ત્યાં તો ઊંટવાળો મળ્યો. તે બોલ્યો કે, 'ભાઇ આ તારી લાકડી મારે સાચવવી કેટલાક દિવસ સુધી. આલે પાછી લે.'

મૂદ્રીકા, હાર અને સોનામ્હોરની ભરેલી લાકડી મળી તે લક્ષ્મી

હોંશભેર આગળ ચાલ્યો. રસ્તામાં વિચાર આવ્યો કે, 'આવી રીતે બેહાલ સ્થિતિમાં જવું યોગ્ય નથી. માટે રાજકુંવરીને યોગ્ય બનું. આમ વિચારી મૂદ્રીકાને સંબોધીને બોલ્યો કે, 'તારામાં જો શક્તિ હોય તો મારામાં બળ, બુદ્ધિ, વિદ્યા રૂપ વગેરે રાજકુંવરીને લાયક ગુણો આપ.' આમ ચીંતવન કરતાં બધું મળી આવ્યું. એક પાણીપંથો રેવત ચીંતવ્યો તે આવ્યો. તેના ઉપર ચઢી શહેર તરફ આવતો હતો તેવામાં તેની શોધ કરનાર મળી આવ્યા એટલે તેને કચેરીમાં લઈ ગયા. રૂપસિંહમાં બધા રાજવંશી ચિન્હો જોવામાં આવ્યા તેથી રાજાએ કાંઇ કહ્યું નહી.

રાત્રે મહેલમાં તેને ઉતારો આપ્યો. રાજકુંવરી થાળી જમાડવા આવી. પોતાના કરતાં રૂપસિંહનું તેજ વધારે જોઈ રાજકુંવરીએ નમન કર્યું એટલે તેણે અમુલ્ય હાર ભેટ આપ્યો, અને લાકડીમાંથી કાઢેલ સોનામ્હોરો દાસીઓને વ્હેંચી દીધી. 'ગઇ કાલે આપે મૌન સેવ્યું હતું અને રાત્રે ન્હાસી ગયા હતા તેનું કારણ શું હતું?' આમ કુંવરીએ પુછતાં જવાબ આપ્યો કે, 'અમારામાં કુળદેવીની એવી બાધા છે કે પરણ્યાની રાત્રે બોલાયજ નહિ. વળી સ્ત્રીને નમન કરવું જોઇએ, અને પછી રાતમાં નહાસી જવું જોઇએ. આવી કુળદેવીની આજ્ઞા હોવાથી મેં તેમ કર્યું હતું.'

રાજકુંવરી આનંદ પામી. બંને પ્રેમપૂર્વક સાથે જમ્યા, સોગઠા બાજી રમ્યા. અને આનંદ કરવા લાગ્યા. આવી રીતે બંનેને આનંદ કરતા જોઇને લક્ષ્મિજીએ પ્રારબ્ધને શ્રેષ્ઠપદ આપ્યું. પોતાનાથી એકલા કાંઇ બની ન શકે, પ્રારબ્ધ હોય તોજ પોતે છે, પ્રારબ્ધ વિના પોતાની હયાતી નકામી છે, તેમ ખુલ્લા દીલથી લક્ષ્મીજીએ કબુલ કર્યું.

લક્ષ્મીજીની કૃપા અને પ્રારબ્ધની સાનુકુળતાથી રૂપસિંહ રાજકુંવરી મેળવવા અને રાજવૈભવ સુખેથી ભોગવવા ભાગ્યશાળી થયો.



# માણસનું પારખું.

ઉજ્જેણનો **વીર વિક્રમ** રાજા પરદુઃખ ભંજન હતો. બીજાનું દુઃખ જોઇ પોતે દુઃખી થતો, અને તેનું દુઃખ ભાંગવા પોતે દુઃખ વ્હોરી લેતો. પોતાની પ્રજાને સુખ આપવા તો તે જહેમત ઉઠાવતો જ, પણ બીજી પ્રજા હોય અને તે દુઃખી હોય તો પણ તેનું દુઃખ ટાળી આશિષ લેતો. રાત્રે પ્રજા આનંદથી નિદ્રા લે ત્યારે પોતે અંધારપછેડો ઓઢી પ્રજાની ચોકી કરે.

એક વખત રાજા **વીર વિક્રમ** શિકાર ખેલવા નિકળ્યો હતો. શિકારની સહેલ ગાહમાં તે દૂર પ્રદેશમાં નિકળી ગયો, અને એક વરાહની પાછળ પડતા પોતાના માણસોથી વિખુટો પડી ગયો.

જંગલની ઘાટી ઘટા, પર્વતાવલ્લિની ભુલભુલવણી વાળી ગાળીઓ, અને અજાણ્યો રસ્તો; આથી તે ઘણે દૂર નિકળી ગયો.

જંગલની અટવીમાં અટવાતો, ભુખ અને તરસથી પીડાતો, રસ્તો કાપતો જંગલ પસાર કરી વસ્તિવાળા વિભાગમાં તે દાખલ થયો અને એક કુંભારને ત્યાં રાતવાસો રહેવા માટે ગયો.

કોઇ સારો માણસ ધારી કુંભારે બરદાસ્ત કરી. રાત્રે વાળુ પાણી કરી **વીર વિક્રમ** નિદ્રા લેવા સુતો. રાતનો થોડો વખત વિતતાં

કોઈ માણસની દુઃખાર્ત ચીસ સંભળાવા માંડી. જેમ જેમ રાત વધવા માંડી તેમ તેમ દુઃખમય કીકીઆરી વધવા લાગી. **વીર વિક્રમ** આ દુઃખી માણસનું દુઃખ ભાંગવા ઇન્તેજાર થયો.

પ્રાતઃકાળમાં **વીર વિક્રમ** નિદ્રાનો ત્યાગ કરી નાહી ધોઈ સ્વચ્છ થયો. કુંભારને બોલાવીને ' રાત્રે કોણ દુઃખની ચીચીઆરીઓ પાડતું હતું ? ' આવો પ્રશ્ન કર્યો.

કુંભાર કહેઃ—" એતો મારા પિતા છે. મારા બંધુના મરણના શોકથી આંખોમાં દર્દ થાય છે. આ દર્દ કોઇ રીતે મટે તેમ નથી, કારણ કે આ દર્દની દવા અહીં મળતી નથી. જો ચમત્કારી કમળ ફૂલ હોય તોજ આંખો સારી થાય."

**વીર વિક્રમઃ** " હું તેવું કમળફૂલ લાવી આપીશ અને તારા પિતાનું દુઃખ મટાડીશ ત્યારેજ મારે ઘેર જઇશ. "

**વીર વિક્રમ** આમ કહીને ચાલતો થયો. બીજાનું દુઃખ ભાંગવા પોતે ગમે તેવી આપત્તિ ભોગવવા અને સાહસ ખેડવા તૈઆર રહેતો.

**વીર વિક્રમ** પંથ કાપવા લાગ્યો. જ્યાં રાત્રિ પડે ત્યાં રાત વાસો કરી સ્હવારમાં આગળ ચાલતો. આવી રીતે ચાલતાં ચાલતાં એક પર્વત આવ્યો. આ પર્વત ઉપર ચડવું દુર્ઘટ હતું, છતાં સાહસ ખેડીને **વીર વિક્રમ** ઉપર ચડવા લાગ્યો. જેમ જેમ ઉપર ચડતો ગયો તેમ તેમ મુશ્કેલી વધતી ગઇ. આ મુશ્કેલીને નહિ ગણકારતાં તે ઉપર ચઢ્યો.

પર્વત ઉપર થોડે દૂર જતાં રમણિય સ્થાન દૃષ્ટિએ પડ્યું. જાણે કોઇનો વસવાટ હોય તેમ દેખાયું. ત્યાંથી આગળ ચાલતાં ભયંકર દષ્ય દેખાયું. જે સ્થળે **વીર વિક્રમ** પહોંચ્યો હતો તે સ્થળે માણસનાં હાડકાના ઢગલા દેખાયા. આથી તેણે અનુમાન કર્યું કે, ' આ સ્થળે કોઈ નરભક્ષક રાક્ષસનો નિવાસ છે અને તેના પંઝામાં સપડાવા માટેજ મારૂં ભાગ્ય મને અહીં ખેંચી લાવ્યું છે.'

**વીર વિક્રમ** જ્યાં વિચાર કરે છે ત્યાં દૂરથી પહાડ જેવા શરીરવાળો રાક્ષસ દેખાયો. રાક્ષસને દેખી **વીર વિક્રમ** અડગ ઉભો રહ્યો. અને મંદમંદ હસવા લાગ્યો. પોતાનો આહાર આવી રીતે નિડર અને આનંદમાં રહે—પોતાનાથી ભય ન પામે તે જોઇને રાક્ષસ અજાયબ થયો. છેક પાસે આવીને એક યંત્ર કાઢયું. તે યંત્ર આંખ ઉપર ચડાવી **વીર વિક્રમ**ને જોવા લાગ્યો. ધારી ધારીને જોયા પછી આંખેથી યંત્ર ઉતારીને તે આનંદમાં આવ્યો અને બોલ્યો કેઃ—

"અરે ભાઈ! તું ગભરાઇશ નહિ, હું તને મારીશ નહિ, કારણ કે તું માણસ છે. હું માણસને મારતો નથી પણ પશુને મારૂં છું. આ સ્થળે જે માણસના હાડકાં દેખાય છે તે માણસના રૂપમાં પશુના છે. એક યોગી તરફથી મને આ યંત્ર મળ્યું છે. તે યંત્રથી માણસ હોય તે માણસ અને માણસના રૂપમાં પશુ હોય તે પશુ દેખાય છે. બધા કરતાં તું શ્રેષ્ઠ માણસ દેખાય છે. તેથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું અને તને આ યંત્ર ભેટ આપું છું."

રાક્ષસે યંત્ર આપ્યું તેથી **વીર વિક્રમે** તેનો ઉપકાર માન્યો અને પોતે કોણ છે તેનો પરિચય આપ્યો, એટલે રાક્ષસ વધારે પ્રસન્ન થયો. પોતે શા કામે આવ્યો છે તે વાત કરવાથી રાક્ષસે **વીર વિક્રમ**ને ચમત્કારી કમળફુલ લાવી આપ્યાં અને કઠિન રસ્તો વટાવી વસવાટવાળી જગ્યોએ મુકી ગયો.

**વીર વિક્રમ** કુંભારને ઘેર આવ્યો. ચમત્કારી કમળફુલ આંખના દર્દીની આંખે બાંધ્યાં કે તુરત દર્દ નાશ પામ્યું. એટલે કુંભારે **વીર વિક્રમ**ને આશિષ આપવા માંડી. કુંભારની આશિષ લઇ તે પોતાની રાજધાનીમાં આવ્યો.

બીજે દિવસે કચેરી ભરાણી એટલે **વીર વિક્રમે** યંત્ર આંખે ચડાવ્યું તો પોતાનો પ્રધાન અને સેનાનાયકજ મનુષ્ય જણાયા. તે સિવાય શિઆળ, કુતરો, બિલાડો, પાડો, પોઠીઓ, ગધેડો વગેરે

દેખાવા લાગ્યા. આ ઉપરથી **વીર વિક્રમે** વિચાર કર્યો કે, ' મારી કચેરીમાં બધા મનુષ્યોજ હોય તો મારૂં રાજતંત્ર ઘણુંજ સારૂં ચાલે. માણસના રૂપમાં પશુ વગર વિચારે પ્રજાને પીડે તેમાં શંકા નહિં. કારણ કે જેનો જેવો સ્વભાવ તેવુંજ તેનું વર્તન હોય. હું ગમે તેટલી કાળજીથી પ્રજાપાલન કરૂં પણ મારા અમલદારો જો મનુષ્ય ન હોય તો મારો હેતુ બર આવે નહીં. ' આમ વિચાર કરી પોતાના પ્રધાનને બધી વાતથી માહેતગાર કરી યંત્ર આપ્યું અને દેશ વિદેશમાં જ્યાં જ્યાંથી ખરા મનુષ્ય નજરે પડે ત્યાં ત્યાંથી માન સાથે લાવવા આજ્ઞા કરી.

પ્રધાન મનુષ્યત્વની પૂર્ણતાવાળા રાજસભાના સભાસદ મેળવવા સ્થળે સ્થળે ફરવા લાગ્યો. જેને જેને તે જુએ તેને યંત્રની મદદથી મનુષ્ય છે કે મનુષ્યના રૂપમાં પશુ છે તે જાણી શકતો. જો મનુષ્ય દેખાય તો પછી તે ગમે તે વર્ણનો હોય તેને માન સાથે **વીર વિક્રમ** પાસે મોકલાવતો. આવા મનુષ્યો કોઈ ગામ કે શહેરમાંથી બહુજ ઓછા પ્રમાણમાં મળી આવતા.

પ્રધાન ફરતો ફરતો એક ગામને પાદર આવ્યો. ગામને પાદર આખા ગામના માણસો ભેગા થયા હતા અને જાણે મોટો ઉત્સવ હોય તેમ આનંદમાં આવ્યા હતા. એક તરફ છાણા–લાકડાનો મોટો ઢગ કરવામાં આવ્યો હતો. બીજી તરફ ઢોલ, શરણાઈ વિગેરે વાજીંત્રોનો ગગન ભેદી અવાજ થતો હતો. 'આપણા ગામને પાદર બ્રાહ્મણ 'સતો' થાય છે તેથી મોટા ભાગ્ય છે' તેમ કહીને લોકો આનંદ મગ્ન થઇ ડોલતા હતા.

પ્રધાન નજીક આવ્યો. એક બ્રાહ્મણ મ્લાન મુખથી બધા તરફ દયા ઉપજાવનારી દૃષ્ટિથી જોતો હતો, અને 'પોતાની અનિચ્છા છતાં અગ્નિપ્રવેશ કરવા વિના છુટકો નથી. આવા માણસો મળ્યા તેથી જીવતા બળી મરવું પડે છે' તેમ વિચાર કરતો હતો. ત્યાં પ્રધાન

નજીક આવ્યો અને બ્રાહ્મણુને પુછવા લાગ્યો કે " મહારાજ! આ બધું શું છે? હું કાંઈ સમજી શકતો નથી."

બ્રાહ્મણઃ–" મહાશય! મારી કથની લાંબી છે. હું અગ્નિપ્રવેશ કરૂં છું તેમાં ગામ લોકો આનંદમાં આવ્યા છે અને મોટો ઉત્સવ ઉજવે છે."

પ્રધાનઃ–" બળી મરવાનું કારણુ શું છે? મને તમારી હકીકત વિસ્તારથી કહેશો તો તમારૂં દુઃખ ઓછું કરવા માટે મારાથી બનતું કરીશ."

બ્રાહ્મણઃ–" આપ સજ્જન જણાઓ છો એટલે મારી આપત્તિ સાંભળો. હું નિર્ધન છું. મારા ઘરમાં પાંચ માણુસો ખાનાર છે. હું બે ગામનો લોટ માગું તો પણ એક રોટલાનો લોટ આવે, અને પાંચ ગામનો માગું તો પણ એક રોટલાનો લોટ આવે! આવી દુઃખી સ્થિતિમાં દિવસ પસાર કરૂં છું. આ શ્રાવણ માસમાં મારો વિચાર થયો કે 'કોઈ સારા ગામમાં જઈ કથા કરૂં તો બે માસ નિર્વાહ ચાલે તેટલું મળી શકે.' આમ વિચાર કરી બાઇડી છોકરાને ધીરજ આપી–કથા કરીને ખાવાનું લાવવાની આશા આપી–ઘેરથી નિકળ્યો. આ ગામ આગળ આવતાં ગામ સારૂં દેખાયું તેથી અહીંજ કથા કરી બે પૈસાની પ્રાપ્તિ કરવાનો વિચાર કર્યો.

" હું આ ગામને ચોરે આવ્યો. ચોરામાં માણુસો બેઠા હતા તેના પાસે ગયો. કોઈએ મને આવકાર આપ્યો નહિં તેમ હું ક્યાં રહુ છું તેમ પુછ્યું નહિં, છતાં મને શ્રદ્ધા બેઠી હતી કે હું અજાણ્યો છું એટલે કોઇ બોલાવતું નથી પણ કથા સાંભળશે ત્યારે તેઓને મારા ઉપર પ્રેમ આવશે. મેં ચોરામાં બેઠેલા વૃદ્ધોને કહ્યું કે 'મારે અહીં કથા કરવી છે.' આ સાંભળીને વૃદ્ધો કહે છે કે, 'અહીં કોઇ આપશે નહિં, કથા કરવી હોય તો કરો, અમારી ના નથી. બધા સાંભળવા આવશે.' 'બધા સાંભળવા આવશે' આ વાક્યથી મારી

આશામાં વધારો થયો. એટલે મેં કહ્યું કે, 'સોપારી નહિ ને સોપારીનો કટકો આપશો તો પણ મને સંતોષ થશે.' આ મારા વચનને લક્ષાર્થમાં ન લેતાં વાચ્યાર્થમાં લઈ બધા રાજી થયા અને મનમાં વિચાર કર્યો કે, 'આખો મહિનો કથા વાંચે ત્યારે સોપારીનો કટકો આપવો આપણને ભારે નહિ પડે.'

" મેં કથા શરૂ કરી. આખા ગામના માણસો સાંભળવા આવે અને મારી કથાથી પ્રસન્નતા બતાવે. વર્ષાદના દિવસોમાં માણસો પણ નવરા. કામકાજ નહિ તેથી દિવસ કાઢવાનું રહેલું થયું. મારા માટે સિધું લાવે નહિ; કે સોપારી, પૈસા કે દાણાંની મૂઠી પણ ન લાવે. મારે શું ખાવું, ક્યાં રહેવું, વગેરેનો કોઈ વિચાર ન કરે. પણ કથા સાંભળવા ઉપર ભાવ બતાવે. આથી મને એમ થયું કે ભલે અત્યારે કાંઇ ન આપે, પણ કથા વાંચીને બધાનું મન રીઝવીને સારી રકમ મેળવીશ. "

" એક વેપારીને ત્યાંથી સિધું સામાન લઈ મારો નિર્વાહ કરૂં અને કથા વાંચું. આખા મહિનામાં વેપારીનું નામું વધારે થયું. મહીનો પુરો થયો. 'કથાની પૂર્ણાહૂતિ છે માટે આવતી કાલે જેને જે આપવું હોય તે લેતા આવે' તેમ મેં કહ્યું એટલે બીજે દિવસે કોઇ સોપારીનો નાનો કટકો કે કોઈ મોટો કટકો લાવ્યા. આબરૂદાર હતા તે આખી સોપારી મુકીને પોતે મોટી સખાવત કરી તેમ માનવા લાગ્યા. મેં બધાને સમજાવ્યા અને કાંઈક નાણા આપવા વિનવ્યા. ત્યારે બધા કહે કે 'તમારી સરત પ્રમાણે આપ્યું છે. તમે તમારી મેળે સોપારી નહિ પણ સોપારીનો કટકો જે મળે તે આપજો તેમ કહેલું છતાં અમે સારા સારા માણસો તો તમારી સરત ઉપરાંત આખી સોપારી લાવ્યા છીએ માટે હવે વધારે લોભ કરશો નહિ'

" એક તરફ વેપારી ઉઘરાણી કરવા લાગ્યો. હું તેના નાણા ચુકવ્યા વિના રાતમાં નહાસી જાઉં તેમ માનીને મારી પોથી, કપડાં

અને બીજો જે સામાન હતો તે લઇ લીધો. હવે આવી સ્થિતિમાં મારે ઘરે જઇને શું કરવું ? આશા બાંધી બેઠેલા છોકરા નિરાશ થાય. વળી વાણીએ બધું લઈ લીધું. પહેરવાની એક પોતડી રહેવા દીધી. આ કરતાં મરવું સારૂં તેમ મને લાગ્યું તેથી ગામ લોકોને દયા આવે અને મને મરતો બચાવે તેમ ધારીને મેં કહ્યું કે 'મને છાણા લાકડાં આપો તો ગામને પાદર બળી મરવું છે.' મારી આ વાત સાંભળી ગામ લોકો રાજી થયા કે 'આપણા ગામના ભાગ્ય મોટા છે. આપણા ગામને પાદર બ્રાહ્મણ સતો થાય તેથી ગામની વેળા વળશે.' આવું સાંભળી મને ક્રોધ ચડ્યો અને બળી મરવાનો નિશ્ચય કર્યો. ગામ લોકો આનંદમાં આવ્યા. છાણાં લાકડાં ભેગા કરી આપ્યા અને જલદી હું અગ્નિપ્રવેશ કરૂં તેમ ઉતાવળ કરવા લાગ્યા. ત્યાં આ વેપારી કહે છે કે, 'મારાં નાણાં ચુકતે કર્યા પછીજ બળવા દઉં, ત્યાંસુધી બળવા દઉં નહીં.' ગામ લોકો તેને મનાવે છે પણ નાણા આપ્યા પછીજ બળવા દેવાની તે હઠ કરે છે. તેથી ગામ લોકો આ થતા મહાપૂણ્યનો લાભ લેવા ખરડો કરીને પૈસા એકઠા કરે છે. તેવામાં તમે આવી ગયા."

પ્રધાને પોતાની પાસેનું યંત્ર આપ્યું. બ્રાહ્મણ આંખ ઉપર ચડાવીને જુવે છે તો કોઈ માણસ દેખાયું નહિં. જુદી જુદી જાતના પશુઓ દેખાવા લાગ્યા. આ જોઈ તે આશ્ચર્યથી પુછવા લાગ્યો કે, 'આનું કારણ શું છે!' પ્રધાન કહે કે 'તું પશુ પાસે બળી મરે છે તેથી તેઓ આનંદ માનેજ. જો મનુષ્ય પાસે આમ કર્યું હોત તો જરૂર દયા આવત.' આમ કહી વેપારીના નાણા ચુકવી બ્રાહ્મણને સાથે લઈ પ્રધાન તેને ઘેર ગયો અને બધાને ઉજ્જેણ લઈ ગયો. **વીર વિક્રમે** બ્રાહ્મણનો સારો સત્કાર કર્યો અને તે મનુષ્યત્વ વાળો હોવાથી તેને પોતાની સભાનો સભાસદ બનાવ્યો.



# પૂર્વ જન્મનું વેર.

ઉજ્જેણુ પાસે નાના ગામડામાં એક બ્રાહ્મણને ત્યાં પુત્રનો પ્રસવ થયો. આ પુત્રનાં માતા પિતા વિદ્વાન અને સુંદર હતાં છતાં આ પુત્ર સ્યામ વર્ણનો થયો. સ્યામ છતાં પણ માતા પિતાને વ્હાલો હતો. જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ પુત્ર મોટો થતો ગયો. રંગે કાળો હોવાથી બધા કાળીયો કહીને બોલાવતા. બાળક જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેનામાં મૂર્ખતા વધવા લાગી. તે એટલી હદ સુધી કે માણુસ તરિકેની બીલકુલ સાન મળે નહિં.

બ્રાહ્મણ અને બ્રાહ્મણી આ પુત્રની મૂર્ખતાથી ખેદ પામતાં હતાં અને ચિંતાતુર રહેતાં હતાં. જેમ જેમ કાળીયો મોટો થયો તેમ તેમ માતા પિતાનો ખેદ અને ચિંતા વધતી ગઈ. તે એટલે સુધી કે થોડા દિવસમાં બંને મરણુને શરણુ થયા અને કાળીયો એકલો થઇ ગયો.

કાળીયો સોળ વર્ષનો હતો છતાં જાણે નાનો બાળક હોય તેમ બુદ્ધિશૂન્ય હતો. માતા પિતાના મરણનો શોક થયો નહિ, કે એ કયાં ગયા તેનું ભાન નહિં. કોઇ પુછે તો કહેતો કે મારા માતા પિતા ગામતરે ગયા છે અને આવશે ત્યારે મારા માટે ખાવાનું લાવશે. આવો મૂર્ખતા ભરેલો જવાબ આપતો.

ઘણા માણસ આ છોકરાની દયા ખાતા અને તેને ખવરાવતા. ઘણા માણસો તેને ખીજવતા-પજવતા અને માર પણ મારતા. છતાં કોણ શત્રુ છે અને કોણ મિત્ર છે તેની કાળીયાને ખબર નહોતી. બધા સાથે હસતો. ખાવાનું આપે તેના સાથે હસતો અને માર મારે તેના સાથે પણ હસતો. ક્રોધ જેવી કોઈ વસ્તુ તેના પાસે હતીજ નહિં.

ઉજ્જેણમાં એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. તેને એક પુત્રી હતી. પુત્રીને ભણાવીને વિદ્વાન બનાવી હતી. સર્વ શાસ્ત્રમાં પ્રવીણ અને વિદ્વાનો સાથે સંવાદ કરવામાં શ્રેષ્ઠ થઈ હતી. એક દિવસ પોતાની પુત્રીને સંબોધીને બ્રાહ્મણે કહ્યું કે, "મેં તને વિદ્વાન બનાવી છે તેવીજ રીતે વિદ્વાન પતિ સાથે લગ્ન કરીને તને સુખી કરીશ."

"પિતાજી! વિદ્યા, ધન, સુખ એ બધું પ્રારબ્ધથી મળે છે. પ્રારબ્ધ અને પુરુષાર્થ એકઠા થાય ત્યારેજ માણસને બધું પ્રાપ્ત થાય છે. તે સિવાય માણસ કોઇને કાંઈ આપી શકતો નથી. આપ વિદ્વાન હોવા છતાં કહો છો કે મેં તને વિદ્વાન બનાવી, પણ એ આપની ભ્રમણા છે. મારા પ્રારબ્ધમાં વિદ્યા હતી તેથી મને પુરુષાર્થ કરવાનું સુઝ્યું અને આપને વિદ્યા આપવાનું સુઝ્યું. તેવીજ રીતે મારા નસીબમાં વિદ્વાન પતિ હશે તો વિદ્વાનજ મળશે. તેમાં આપની સત્તાની વાત નથી. આપ વિદ્વાન પતિ આપવા ધારો અને નસીબમાં ન હોય તો મૂર્ખ પતિ મળે, અને આપ મૂર્ખ પતિ આપવા ધારો પણ નસીબમાં હોય તો વિદ્વાન મળે. એતો પૂર્વ જન્મનાં ઋણાનુબંધની વાત છે, માટે આપે કાંઇ ચિંતા કરવાની નથી."

આ સાંભળી બ્રાહ્મણને લાગી આવ્યું. પોતાની પુત્રી ભાગ્ય ઉપર ભરૂસો રાખનાર છે માટે મૂર્ખ પતિ તેને મેળવી આપવો કે જેથી તેને ખબર પડે કે વિદ્વાન પતિ મેળવી આપવો કે મૂર્ખ પતિ મેળવી આપવો તે મારા પિતાના હાથની વાત હતી. આમ વિચારી કોઇ મૂર્ખ બ્રાહ્મણનો છોકરો મળી આવે તો પરણાવવી આવા દૃઢ

નિશ્ચયથી મૂર્ખ બ્રાહ્મણનાં છોકરાની ખોળ કરવા માંડી, એટલે માલમ પડયું કે નજીકના ગામમાંજ એક બ્રાહ્મણનો છોકરો મૂર્ખ છે. આ સાંભળીને બ્રાહ્મણે માણસ મોકલી એ બ્રાહ્મણના છોકરાને બોલાવ્યો, અને પરિક્ષા કરી તો જણાયું કે તે ખરેખરો મૂર્ખ છે, વળી મૂર્ખના લક્ષણ પણ પુરા છે.

ઉદેરાજ મૂર્ખ જાકી, કહા હોત હે ખાન;
બિન મતલબ ખારો લગે, વોહી મૂરખ જાન;
અણુઘટતી ઈચ્છા કરે, અણદીઠી કહે વાત;
ઠાકર કહે સુણો ઠાકરો, એજ મૂરખની જાત.

આવી રીતે મૂર્ખતા જોઈ ખુશી થયો, અને પોતાની પુત્રી સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું. પોતાનો પિતા મૂર્ખ સાથે લગ્ન કરવાનો વિચાર કરે છે પણ પોતાના ભાગ્યમાંજ એવો પતિ કદાચ નિર્માણ થયો હશે, તેમ માનીને પુત્રી શાંત રહી.

મૂર્ખ બ્રાહ્મણપુત્ર સાથે વિદ્વાન પુત્રીનાં લગ્ન કરીને બ્રાહ્મણે જાણે મોટો વિજય કર્યો હોય તેમ આનંદ પામવા લાગ્યો. જે ગામે મૂર્ખ બ્રાહ્મણ રહેતો હતો તે ગામે પુત્રી અને જમાઇને મોકલી દીધા. એક તો મૂર્ખ, તેમાં ઘરમાં કાંઈ ખાવાનું મળે નહિં. ગામમાં ઈજ્જત નહિં. આવી સ્થિતિમાં વિદ્વાન કન્યાને પોતાનો સંસાર શી રીતે સુખી બનાવવો અને પોતાના પિતાને ભાગ્યની પ્રબળતા શી રીતે બતાવવી એ બાબત ચિંતા થવા લાગી.

મૂર્ખ બ્રાહ્મણ રખડતો ફરે. પોતાની સ્ત્રી છે તેનું પણ ભાન નહિં. કોઇ માણસ કહે કે આ તારી સ્ત્રી છે? તેને જવાબ આપે કે મારી સ્ત્રી નહિં પણ તારી સ્ત્રી છે! આવી આવી મૂર્ખતાની વાતો કર્યા કરે.

આ વિદ્વાન બ્રાહ્મણતનયાએ મૂર્ખાનંદને ભણાવવા ઘણો પ્રયાસ કર્યો, પણ એક અક્ષર સરખો યાદ રહે નહિં. વળી ભણવા માટે

વધારે કહેતો નહાસી જાય અને એક બે દિવસે ઘેર આવે. સંસાર સુખ શું? સ્ત્રી કોણ? વગેરે બાબતની બીલકુલ સમજ હતી નહિં. આવા મૂર્ખને શી રીતે સુધારવો તે મોટો પ્રશ્ન થઇ પડયો. હવે તો વધારે સખત થવું તેમ નિશ્ચય કર્યો. બ્રાહ્મણ મૂર્ખ હતો તે સાથે બ્રાહ્મણકન્યાથી બહુજ ભય પામતો. તેના સામે જોઇ શકતો નહિ તેથી પોતાની સ્ત્રીને કાંઈ કહી શકતો નહિં. એક દિવસ સ્ત્રીને ક્રોધ ચડયો તેથી કાળીયાને પછાડયો અને દાળનો વાટકો ભરીને છાતી ઉપર મુકયો. કાળીયો કાંઇ બોલી શકયો નહિ, પણ વધારે ભય પામવા લાગ્યો, અને 'કકકો' કહેતા નહોતો આવડતો તે તુરત આવડી ગયો. આ જોઈ સ્ત્રીને ખાત્રી થઇ કે દાળનાં વાટકામાં કાંઇ ગુણ છે! તેનાથી ભય પામીને ભણતર ચડે તેવો સંભવ છે.

દરરોજ કાળીયાને નીચે પછાડી છાતી ઉપર ઉની દાળ ભરેલો વાટકો મુકે અને પછી કકકો શિખવાડે. આવી રીતે થોડા દિવસમાં કકકો આવડયો, પણ છાતિમાં મોટો ડાઘ પડયો, અને પાશેર જેટલું લોહી બળી ગયું. આવી રીતે દરરોજ પજવણી થતી હોવાથી એક દિવસ કાળીયાએ વિચાર કર્યો કે, આ સ્ત્રીના દુઃખમાંથી છુટવા માટે મરવું સારૂં છે. પણ મરવું શી રીતે? વિચાર કરતાં એવું જણાયું કે આજ રાત્રે જઇને કુવામાં પડવું એટલે મરી જવાશે. મરવાના વિ-ચારને દૃઢ કરીને કાળીઓ રાતમાં નહાસી ગયો. તેની સ્ત્રીએ માન્યું કે નહાસી જવાની ટેવ છે, એકાદ દિવસ રખડશે, કયાંઈ ખાવા નહિ મળે ત્યારે પાછા આવશે. આવી રીતે નિઃશ્ચિંતતાથી તે પોતાનું કામ કરવા લાગી.

બ્રાહ્મણતનયા વિદ્વાન સાથે ગૃહ ઉદ્યોગ જાણવાવાળી હોવાથી ભરત ગુંથણ વગેરે નવા નવા હુન્નર કરીને સારી રીતે પૈસા પેદા કરતી અને પોતાનો તથા પોતાના પતિનો નિર્વાહ ચલાવતી. તે સાથે તેની માતા પણ સારી મદદ મોકલતી.

કાળીયો રાત્રે નહાસીને જંગલમાં ગયો અને એક કુવા પાસે જઇને અંદર કુદકો મારીને પડયો. પડતા તો પડયો પણ ડુબકા ખાતા પસ્તાવો થયો. હવે શી રીતે આમાંથી બ્હાર નિકળાય તે વિચાર થઇ પડયો. કોણ બચાવે, કોણ રક્ષા કરે તે વિચારવા લાગ્યો. પોતાની સ્ત્રી દરરોજ સરસ્વતિની પ્રાર્થના કરતી કે 'હે દેવી ! તું મારા પતિની જીવ્હાગ્રે આવીને વાસ કર.' આ પ્રાર્થના કાળીયો સાંભળતો. એ સરસ્વતી કોણ છે તે જાણતો નહોતો, પણ આવા સંકટના સમયમાં તેને લાગ્યું કે મારી સ્ત્રી સરસ્વતીને યાદ કરતી માટે હું પણ સરસ્તીને યાદ કરૂં. જો તે આવીને મને કુવામાંથી બહાર કાઢી બચાવે તો ! સરસ્વતી બચાવશેજ તેમ દૃઢ શ્રદ્ધા બંધાઇ અને 'હે સરસ્વતી મને સહાય કર !' તેમ ખરા દીલથી કહેવા લાગ્યો, અને આંખો મીંચી ગયો.

આંખો ખોલીને જુવે છે તો પોતે એક મહાલયમાં હોય તેમ જણાયું. સામેના સિંહાસન ઉપર વિણાધારીણી સરસ્વતી દેવી બેઠા છે! તેનું તેજ જોઇ કાળીઓ આંખો મીંચી ગયો. એટલે સરસ્વતી દેવીએ કહ્યું કે, "કાળીદાસ ! મારી સામે જો. તારી સ્ત્રીની ભક્તિથી હું તારા ઉપર પ્રસન્ન છું. માટે જીભ કાઢ !" સરસ્વતીના કહેવાથી કાળીયાએ જીભ કાઢી એટલે જીભ ઉપર સરસ્વતીએ શિઘ્ર કવિ એવા શબ્દો લખ્યા કે તુરત કાળીયાને જ્ઞાન થયું. પોતે મોટો પંડિત હોય તેમ ભાન થયું. તે સાથે પોતાની સ્ત્રીની વિદ્વતા યાદ આવી. મારી સ્ત્રી આવી પતિપરાયણ અને વિદ્વાન હોવા છતાં મારી છાતી બાળી તેનું કારણ શું હશે ? આવો સ્હેજ પ્રશ્ન ઉદ્દભવ્યો. આવી શંકા થઇ કે તુરત સરસ્વતી દેવી જાણી ગયા, તેથી બોલ્યા કેઃ—

"કાળીદાસ ! તને શંકા થઇ છે તે બરાબર છે. તારી વિદ્વાન પત્નિએ તારૂં પાશેર લોહી બાળ્યું તેટલું લોહી પૂર્વજન્મનું લહેણું હતું. હું તને તારા પૂર્વજન્મનાં વેરની વાત કહું તે સાંભળ. પૂર્વે તું

સિંહ હતો અને તારી સ્ત્રી બકરી હતી. એક વખત બકરાના ટોળામાંથી તે વિખુટી પડી ગઇ હતી ત્યાં તારો ભેટો થયો. તને સિંહના રૂપમાં ભાળી બકરી ભય પામી. પોતાને ન મારવા કરગરવા લાગી, પણ તેં માન્યું નહિં અને બકરીને મારી તેનો ભક્ષ કર્યો.

"બીજે જન્મે તું ઊંટ સરજાયો. લશ્કરમાં રાખીને તારા ઉપર નગારા મુકીને વગાડતાં. એક વખત લડાઇમાં તું જખમી થયો એટલે તને છોડીને લશ્કરીઓ ચાલ્યા ગયા. તને ઉભા થવાની શક્તિ પણ નહોતી. આ વખતે તારી સ્ત્રી કાગડીનો જન્મ પામી હતી. તે દરરોજ આવી તારૂં માંસ ખાતી. કાગડીથી બચવા જેટલી પણ તારામાં શક્તિ નહોતી, એટલે જ્યાં સુધી તારામાં જીવ હતો ત્યાં સુધી તારૂં માંસ ખાધું.

"તેં જેટલું બકરીનું માંસ ખાધું હતું તેટલો બદલો તેણે લીધો, પણ લોહીનો બદલો આપવો બાકી હતો, તેથી બીજે જન્મે તમે વણિક જાતિમાં જન્મ લીધો અને પતિ પત્નિ થયા. તમે પતિ પત્નિ થયા હોવા છતાં બંનેને મેળ હતો નહિં. તું તારી સ્ત્રીનો દેવાદાર હોવાથી સ્ત્રીથી બહુજ ભય પામતો. રાત્રિ દિવસ કમાઇને સ્ત્રીને આપતો. સ્ત્રી તને ઘડી પણ જંપવા દેતી નહિં. તારી સ્ત્રીની માગણીઓ પુરી કરવા માટે કમાવામાં ખાવાનું કે ઊંઘવાનું પણ બનતું નહિં. આવી રીતે લોહીનું પાણી કરીને પણ તારી સ્ત્રીને તું રાજી રાખતો.

"એક વખત ફરતાં ફરતાં એક મહાત્મા આવ્યા. તારી સ્ત્રીને આ મહાત્મા ઉપર પૂર્ણ શ્રદ્ધા બેઠી હતી તેથી ખરા દીલથી સેવા કરવા માંડી. તને શ્રદ્ધા નહોતી છતાં સ્ત્રીને કાંઇ પણ કહેવાને શક્તિવાન ન હોવાથી તેને રાજી રાખવાના ઇરાદાથી તું સેવા કરતો ખરો પણ મનમાં તો ક્રોધ કરતો હતો કે, 'હું કમાઈને લાવું છું, ખવરાવું છું, છતાં મારી સેવા કરતી નથી, મારૂં લોહી પી જાય છે અને આ ભગતડાની સેવા કરે છે!' આવી રીતે દરરોજ તું મનમાં બળ્યા કરતો.

"મહાત્મા એક વરસ સુધી તારે ત્યાં રહ્યા. તારી સ્ત્રીને અને તને જ્ઞાન આપવાનો ઘણો પ્રયાસ કર્યો પણ તને જ્ઞાન થયું નહિં. છેવટે મહાત્મા હતાશ થઇને ચાલ્યા ગયા, પણ જ્યાં સુધી તેઓ જીવ્યા ત્યાં સુધી તમો દંપતીને જ્ઞાન થાય તેવી શુભેચ્છા કરતા રહ્યા. આવી રીતે તારી સ્ત્રીના બળાપાથી તારૂં લોહી બળતું. આમ કરતાં તને વ્યાધિ થયો અને તેમાં તારો કાળ થયો. ત્યાર પછી તારી સ્ત્રીનો પણ કાળ થયો.

"તારી સ્ત્રીએ મહાત્માની પૂર્ણ શ્રદ્ધાથી સેવા કરી અને મહાત્માએ આશિર્વાદ આપ્યો તેથી તે વિદ્વાન થઇ. તેં કપટથી સેવા કરી તેથી તું મૂર્ખ થયો. પણ તારા પાસે તારી સ્ત્રીનું પાશેર લોહી લહેણું રહેલું હોવાથી તારી સાથે તેનો લગ્નસંબંધ થયો, અને તારી છાતી ઉપર ઉની દાળનો વાટકો મુકીને તારૂં પાશેર લોહી બાળ્યું. પણ વિદ્વતાને લઇને તે મારી પ્રાર્થના કરતી. તારા પ્રત્યે પૂર્વજન્મનું વેર હોવાથી અને તેમાંથી આટલું બાકી રહેલું હોવાથી તે વસુલ થયા પછી તારા ભાગ્ય ખુલ્લા થયા."

સરસ્વતીએ પૂર્વ જન્મની હકીકત કહી તેથી કાળીદાસની શંકા દૂર થઈ. સરસ્વતીની આજ્ઞા લઇને તે ત્યાંથી ચાલતો થયો અને પોતાની સ્ત્રીને આવીને મળ્યો.

આજે તે કાળીયો મટીને પંડિત કાળીદાસ થયો હતો. માતા સરસ્વતી આવીને જીવ્હાગ્રે બેઠા હતા તેથી તેના ચ્હેરા ઉપર પ્રતિભા અને સજ્જનતાની જ્યોતિ ઝળકી રહી હતી. મુખ ઉપર તેજની છટા જોઈ સ્ત્રીને અજાયબી થઇ કે મારા પતિનામાં આટલું બધું પરિવર્તન કયાંથી આવ્યું ? શું કોઇ દેવ સહાય થયા હશે કે મારા ભાગ્ય ખુલ્યા હશે ? આમ વિચાર કરે છે ત્યાં સ્ત્રીના શરીરનું અલંકારીક ભાષામાં ઉંચા પ્રકારે કાવ્યમાં વર્ણન કરીને કાળીદાસે પ્રેમની માગણી કરી. વળી પોતાની સ્ત્રીના અંગમાં નવ રસ કેવી રીતે અને

કયા સ્થળે વાસ કરીને રહ્યા છે તેનું પણ કાવ્યમાં વર્ણન કર્યું. પોતાનો પતિ મહા મૂર્ખ હોવા છતાં આવા વિદ્વતાપૂર્ણ કાવ્યમાં વર્ણન કરે છે તે અજાયબીની વાત છે એમ તેને લાગ્યું. હવે તેની ખાત્રી થઇ કે જરૂર કોઇ દેવ સહાય થયા જણાય છે. પણ વધારે ખાત્રી કરવા માટે કૃત્રિમ રોષ ધારણ કર્યો. તે જોઈને કાળીદાસ પંડિત બોલ્યા કેઃ—

હૃદય પ્રેમ મુખ રોષ હે, નેંન ચહત મિલ નેંન;
મૂર્ખનસેં પંડિત ભયો, આયો મિલન એંન.

આવી રીતે પંડિતનું કહેવું સાંભળી સ્ત્રીને હર્ષ થયો, અને આ વિદ્યા કયાંથી મેળવી તે પ્રશ્ન કર્યો. તેના જવાબમાં કાળીદાસે બનેલી બધી હકીકત કહી સંભળાવી.

પોતાનો પતિ પંડિત થયો તે જોઇને પત્નીને આનંદ થયો. હવે ભોજરાજાની કચેરીમાં જઇ ત્યાં પંડિતો સાથે શાસ્ત્રાર્થ કરીને બધા પંડિતોને જીતવાની વાત સમજાવી. તે સાથે પંડિતોમાં શ્રેષ્ઠ પોતાનો પિતા છે તેને વિદ્વતાનો પુરો પરિચય કરાવવા કહ્યું, અને કાળીદાસને ઉજ્જેણ મોકલ્યો.

કાળીદાસ ઉજ્જેણ ગયો. રાજાની કચેરીમાં પ્રવેશ કરવા જેટલી હિમ્મત કાળીદાસનામાં નહોતી. રાજાને શી રીતે મળવું તે વિચાર થઇ પડયો. પણ હવે તેનામાં મુશ્કેલીમાંથી માર્ગ કાઢવાની શક્તિ આવી હતી તેથી વિચાર આવ્યો કે જ્યારે રાજા મહાકાળેશ્વરના દર્શને જાય ત્યારે મિલાપ થશે. આમ વિચારી કાળીદાસ પંડિત ઓંમકાળેશ્વરમાં ગયા. ત્યાં રાજા ભોજ આવ્યા એટલે વિદ્વતા પૂર્ણ ઉંચા અર્થવાળી કવિતામાં આશિર્વાદ આપ્યો.

રાજાઃ—"તમારા આશિર્વાદથી હું પ્રસન્ન થયો છું. માટે તમારી ઇચ્છા હોય તે માગો."

કાળીદાસઃ—"મારી ઇચ્છા આપના વિદ્વાન પંડિતો સાથે

સંવાદ કરવાની છે. આપના મુખ્ય પંડિત મને જીતે તો હું તેને ચરણે નમું, અને હું જીતું તો તે મારા ચરણે નમે. આ સરતથી સંવાદ કરવાની ઇચ્છા છે."

રાજાએ તે વાત કબુલ રાખી, કારણકે વિદ્વાનોનાં સંવાદો સાંભળવાનો તેને ઘણો શોખ હતો, તેથી સંવાદ કરવાનો દિવસ નક્કી કર્યો. જે દિવસ સંવાદનો હતો તે દિવસે કાળીદાસે પોતાની પત્નિને તેડાવી રાખી અને રાણી પાસે કચેરીમાં રાખી. પછી મુખ્ય પંડિત–કાળીદાસના સસરા સાથે સંવાદ શરૂ થયો. પણ સરસ્વતી જેને પ્રસન્ન છે એવા કાળીદાસને જીતી શકાયો નહી અને છેવટે સસરાએ પોતાની હાર કબુલ કરી. હારી જાય તે ચરણે નમે એ સરત હોવા છતાં કાળીદાસ પંડિત મુખ્ય પંડિતને ચરણે નમ્યો. આ જોઇને રાજા કહે કે તમારે ચરણે પંડિતને નમવું તેને બદલે તમે કેમ નમ્યા? કાળીદાસ કહે કે આનો જવાબ મારી સ્ત્રી આપશે. આમ કહીને કાળીદાસની સ્ત્રીને કચેરીમાં બોલાવી. જેવી કાળીદાસની સ્ત્રી કચેરીમાં આવી કે તુરત પોતાની પુત્રીને મુખ્ય પંડિતે ઓળખી અને નિરખી જોતાં જણાયું કે જે મૂર્ખને મેં મારી કન્યા આપી હતી તેજ આ પંડિત છે! તેના મનમાં લજ્જા ઉત્પન્ન થઈ, છતાં પોતાની પુત્રીની બુદ્ધિને ધન્યવાદ આપીને પ્રસન્ન થયો, અને રાજાને કહ્યું કે, 'પંડિત મને પગે લાગ્યા તે યોગ્ય છે. ખરી રીતે મારી જીત થઇ છે, કારણકે, આ પંડિત મારા જમાઈ થાય છે. મેં પુત્રી આપીને પુત્ર ખરીદ્યો ગણાય. તેથી અત્યાર સુધી મારી હાર થઇ હતી પણ અત્યારથી મારી જીત થઇ છે!'

રાજાએ પ્રસન્ન થઇ કાળીદાસને મુખ્ય પંડિતની પદવી આપી અને સારૂં વર્ષાસન બાંધી આપ્યું.

*

# મારૂં મને ખાવા દે !

કનકાવટી નગરીમાં લોભીલાલ કરીને બ્રાહ્મણ રહેતો હતો. જન્મનું નામ તો બીજું હતું, પણ તેના લોભની સીમા ન હોવાથી આખું ગામ લોભીલાલના નામથી બોલાવતું હતું તેથી તે લોભીલાલ નામથીજ ઓળખાતો હતો. તેને ચાર પુત્રો, પોતે અને એક સ્ત્રી એટલા માણસો ખાનારાં હતાં. લોભીલાલ એટલો બધો લોભી હતો કે એક પૈસા માટે પચાસ ગાઉ સુધી ભુખ્યો તરસ્યો જતાં સંકોચાતો નહોતો.

લોભીલાલ પાસે અઢળક ધન હતું, પણ બધું ધન જમીનમાં દાટીને તે ઉપર પોતાની પથારી રાખતો હતો. કોઈને પૈસા ધીરે તો વધારે વ્યાજ લેતો અને મુદતને દિવસે પૈસા વસુલ કરતો. મુદતને દિવસે જેને પૈસા ધીર્યાં હોય તેને ત્યાં જતો અને પૈસા લીધા પછીજ પાછો આવતો. પછી ગમે તેટલા ટંક ભુખ્યા રહેવું પડે, ગમે તેટલું અપમાન સહન કરવું પડે, અગર સામો માણસ ગમે તેટલી કાકલૂદી કરે પણ વજ્ર હૃદયમાં કંઇ અસર થતી નહિં.

પહેરવાને જુનાં અને થીંગડાં દીધેલાં કપડાં, ખાવામાં માગી આણેલો પંચકણકીનો લોટ; ચારે દીકરાને જુદે જુદે ગામે લોટ માગવા મોકલે તેમાંથી લોટ વધારી વેચીને પૈસાનો સંગ્રહ કરે, વળી કાસદ તરિકે કામ કરીને પૈસા એકઠા કરે, તે ઉપરાંત વ્યાજ આવે!

લોભીલાલને સારો વારસો મળ્યો હતો, તેમાંથી પાઇ વાપર્યાની વાત શી? પણ ઉલટો ઉમેરો કરતો જતો હતો. કોઇને પૈસાની જરૂર હોય અને બીજું કોઇ ન આપે ત્યારે લોકો લોભીલાલનું કરજ કરવા જતા. પ્રભાતના પહોરમાં તેનું કોઈ નામ લેતું નહી. તે સામો મળ્યો હોય તો અપશુકન માનતા. કોઈ તેને લોઢીકપાળો કે એવા વિશેષણોથી પાછળથી સંબોધતા હતા.

એક વખતે કનકાવટીના નગરશેઠને લાંબી રકમની જરૂર પડી. આવી લાંબી રકમ કોઈશાહૂકાર પાસે લેવા જાય તો નગરશેઠની ઈજ્જત જાય. હુંડીઓ ઘણી એકઠી થઇ ગઇ. તે બધી બીજે દિવસે ભરપાઈ કરવાની હતી. જો ભરપાઇ ન કરે તો દિવાળું કાઢયું ગણાય. કેટલાક વિરોધીઓ નગરશેઠની ઇજ્જત લેવાને દરોડો પાડવાની પેરવીમાં હતા. આ બધા સંયોગો જોઇ ચાલાક નગરશેઠે બીજા કોઇને ન કહેતાં લોભીલાલને ઘેર જઇ બે લાખ રૂપીઆની માગણી કરી અને અઠવાડીઆમાં ભરપાઇ કરી આપવાની સરત કરી. નગરશેઠ જેવું માણસ પોતા પાસે કદી આવે નહીં એ વિચારથી અને તેમના તરફથી અવાર નવાર સિધાં મળતાં તેમજ શેઠાણી આ બ્રાહ્મણને ગરીબ જાણી મદદ કરતા તેથી લોભીલાલે નગરશેઠને અઠવાડીયાને વાયદે કાંઇ પણ વ્યાજ ન લેતાં રૂપિયા ઉછીના આપ્યા.

નગરશેઠે લોભીલાલ પાસેથી બે લાખ રૂપીઆ લઈ દુકાને આવી બધાની હુંડીઓ ભરપાઇ કરી દીધી અને પોતાના કામમાં લાગ્યા. અઠવાડીયું પુરૂં થયું. નગરશેઠને લોભીલાલના પૈસા મોકલા-

વવાનું યાદ આવ્યું નહીં. તેથી લોભીલાલે વિચાર કર્યો કે, 'નગરશેઠ ખુટયો દેખાય છે. મારા પૈસાનો વાયદો આજે બાર વાગ્યાનો હતો છતાં આપ્યા નહીં,' આમ વિચાર કરી પાછલા પહોરે લોભીલાલ નગરશેઠને ત્યાં આવ્યો. નગરશેઠ અંદર હતા. બારણે પહેરેગીરોની ચોકી હતી. લોભીલાલ દેખાવમાં બેહાલ સ્થિતિવાળો હોવાથી પહેરેગીરોએ તેને અટકાવ્યો, એટલે તે ખીજાઇને બોલ્યો કે તારા શેઠને કહે કે બે લાખ રૂપીઆનો લેણદાર આવ્યો છે.

પહેરેગીરોએ તેને ગાંડા જેવો ગણ્યો અને અંદર જઇ શેઠને કહેવા જવાની તસ્દિ લીધી નહિં.

લોભીલાલ આગ્રહ કરવા લાગ્યો, પહેરેગીરોને કંટાળો આપવા લાગ્યો, તેથી તેમણે અંદર જઈ શેઠની રજા મેળવી. શેઠને યાદ આવ્યું કે 'લોભીલાલની મુદત પુરી થઈ છતાં નાણા મોકલાવવા ચુકી ગયો છું.' માણસ મારફત તેને પોતાની બેઠકમાં બોલાવ્યો.

લોભીલાલ અંદર ગયો અને નગરશેઠનો વૈભવ જોયો એટલે આશ્ચર્ય પામ્યો. મનમાં બળવા લાગ્યો કે, "આવો ઉડાઉ માણસ પૈસા એકઠા કરી શકે નહીં. મારા પાસેથી નાણા લઇ ગયો અને આવી રીતે ફનાફાતીઆ કરી નાખ્યા. હવે મને આપશે કયાંથી?" અંદર જતાંજ ગાલીચાને જોઇને વિચારમાં પડયો કે આ ઉપર શી રીતે પગ મુકાય! ગાદીતકીઆ વગેરે જોઇને મનમાં વધારે બળ્યો. હારબંધ બેઠેલા ગુમાસ્તા મહેતાઓ વગેરે જોઇને વીચાર્યું કે આ બધો ખર્ચ શો?

શેઠે લોભીલાલને પાસે બોલાવ્યો. "આજે તમારા નાણા મોકલી શકયો નથી. આવતી કાલે જરૂર મોકલીશ." આમ કહીને લોભીલાલને સમજાવવાનો પ્રયાસ કર્યો.

લોભીલાલ:—"ઈ હું ન જાણું. મારે આજનો વદાડ છે. માટે અત્યારેજ નાણાં જોઇએ. નાણાં લીધા વિના હું જવાનો નથી."

નગરશેઠે તેને પોતાની પાસે આવીને બેસવાનું કહ્યું, પણ સુંદર ગાલીચા અને તેના ઉપર ગાદીતકીએ બેસવાનું ગમ્યું નહીં તેથી લોભીલાલે મકાનને દરવાજે લાકડાની પાટ પડી હતી ત્યાં બેસવાનું કહ્યું, અને ત્યાં જઇને બેઠો. રાત્રે જમવાનો સમય થયો એ વખતે પોતાની સાથે જમવા બોલાવ્યો. જમવાનો વિવિધ સામગ્રી, બેસવા માટે કિમતી પાટલા અને જમવાના ચાંદીના વાસણ હતાં. બ્રાહ્મણ રસોયાએ થાળી પીરસી. શેઠ સામા બેઠા. આ બધું જોઈ લોભીલાલ ડઘાઈ ગયો. વિવિધ જાતનું જમવાનું અને આવા કિંમતી વાસણો વાપરીને નગરશેઠ બધું ઉડાવી દે છે ! આવા માણસને નાણા આપીને તે મનમાં પસ્તાવા લાગ્યો, અને સ્થિર થઈ ઉભો રહ્યો.

શેઠે જમવા બેસવાનું કહ્યું. લોભીલાલ કહે, "આવું ખાવાનું મારે ગળે ઉતરે નહીં. મને તો પીતળની થાળીમાં મકાઇનો રોટલો અને મરચું જોઇએ. પાણી પીવાને તુંબડી જોઇએ." શેઠ આ ઉત્તરથી હસવા લાગ્યા. આટલા બધા પૈસા મળ્યા છતાં પાઈ વાપરી શકતો નથી. અહા ! ઈશ્વરી લીલા અગાધ છે !

રસોયાને કહીને મકાઇનો રોટલો કરાવ્યો અને લોભીલાલને ખવરાવ્યો. સુવાને માટે સારા બિછાનામાં ન સુતાં બ્હાર પાટ ઉપર જઇને પોતાનું ફાટલું ફાળીયું પાથરીને 'શેઠ આટલો બધો વૈભવ રાખી મૂર્ખતા કરે છે' તેવો વિચાર કરતો લોભીલાલ સુતો.

લોભીલાલને શેઠની બધી મૂર્ખતા લાગવા માંડી અને તર્ક વિતર્ક કરવા લાગ્યો. 'મારા પૈસા આપી શકશે નહીં. મારા પાસેથી પૈસા લઈ આવી રીતે વાપરી નાખ્યા, હવે કયાંથી આપશે ?' આમ વિચારમાં નિદ્રા આવી નહિ. મધ્યરાત્રિ થવા આવી. આ વખતે એક સુંદર અને યૌવનસમ્પન્ન સ્ત્રી ઉમદા વસ્ત્રો અને કિંમતી ઘરેણા પહેરીને તેના પાસે થઇને શેઠના મકાનમાં દાખલ થવા લાગી. આ

વખતે **લોભીલાલે** શેઠના ચારિત્ર ઉપર શંકા લાવીને તે સ્ત્રીને અટકાવી. આગંતુક સ્ત્રીને વેશ્યા માનીને તે બોલ્યો કે, "મારા રૂપીઆ શેઠ લઇ ગયો છે, તે ઉડાડી દેછે, તેમાં વળી તું જઈશ તો તને આપી દેશે એટલે મને આપશે શું ? તને અંદર નહીં જવા દઉં. હું પૈસા લઈ લઉં પછી જજે. મને હવે પસ્તાવો થાય છે કે આવા રંડીબાજ અને કૃતનદિવાળીઆ શેઠને નાણું ધીર્યાં."

સ્ત્રીઃ—"અરે **લોભીલાલ**! તું મને ઓળખતો નથી. હું **લક્ષ્મિ છું. આ વૈભવ બધો હું કરાવું છું.*** શેઠના ઘરમાં કાયમ રહું છું. તારા ઘરમાં પણ રહું છું પણ તું મને વાપરી શકતો નથી. શેઠ મને વાપરી શકે છે તેથી સુખ ભોગવે છે અને તું દુઃખ ભોગવે છે. તારી લક્ષ્મિ ઉપર નાગની ચોકી છે માટે તું વાપરી શકવાનો નથી. તું મેળવીને મરી જઇશ ત્યારે શેઠના જેવો કોઇ વાપરશે."

**લક્ષ્મિ**ના દર્શનથી **લોભીલાલ**ને જ્ઞાન થયું, અને બોલ્યો કે "શું મારી મેળવેલી લક્ષ્મિ હું ન વાપરી શકું ? મને કોણ અટકાવી શકનાર છે ? અહીંથી ઘેરે જઇને સારી પેઠે વાપરીશ. મારી મેળવેલી લક્ષ્મિ બીજો વાપરે તે કરતાં હુંજ કાં ન વાપરૂં ?"

લક્ષ્મિ કહે, "તારો દૈન નથી કે તું વાપરી શકે. તેમ કરતાં જો વાપરવા જા તો છાતીમાં ડામ ખા. કારણ કે તારા પાસે જે લક્ષ્મિ છે તે બીજાનાં રક્ષણમાં છે. તે જ્યાં સુધી તને આપે નહિં ત્યાં સુધી તું વાપરી શકીશ નહિં."

**લોભીલાલે** નિશ્ચય કર્યો કે સવારમાંજ મારા ધનનો ઉપયોગ કરીશ. સવાર પડયું. નગરશેઠે રૂપીઆ આપ્યા તે લઇને ઘેર જવા નિકળ્યો. બીજાના મકાન જોઈ પોતાને મકાન બનાવવાની ઇચ્છા થઈ. બીજાને સારા વસ્ત્રાભૂષણો પહેરેલા જોઈ પોતાના પુત્રો વગેરેને

* જુઓ ચિત્ર.

વસ્ત્રાભૂષણ પહેરાવવાની ઈચ્છા થઇ. અનેક જાતના તર્ક બાંધતો યે ઘેર આવ્યો એટલે પોતાની ઝુંપડી જોઇને ખેદ થયો.

તેણે પુત્રોને પાસે બોલાવ્યા અને 'બજારમાંથી સારો ખોરાક લાવો, કડીઆને બોલાવી બંગલા બનાવો, ઉત્તમ પ્રકારની વસ્તુઓ ખરીદો,' આમ કહેવા લાગ્યો. ત્યારે છોકરાઓએ વિચાર કર્યો કે, 'પિતાજી આજે રાત્રે બ્હાર ગયા હતા તેથી ભૂત વળગ્યું છે, માટે ભુવાને બોલાવી ભૂત કઢાવવું જોઇએ.' આમ વિચારી ભુવાને બોલાવ્યો. લોભીલાલ ઘણી રીતે સમજાવે પણ 'આ બધું ભૂત બોલે છે માટે છાતીમાં ડામ દેવાથી ભૂત ભાગી જાશે' એમ માનીને પુત્રોએ ડામ દેવાના કુંભારણા લાલ ધગાવ્યા અને ચારે જણાએ પકડીને છાતીમાં ડામ દીધા.

લોભીલાલ વિચારવા લાગ્યો કે લક્ષ્મિનું કહેવું સત્ય ઠર્યું. મારૂં છે તે હું ખાઈ શકીશ નહિં. હવે શું ઉપાય કરવો ? જંગલમાં જઈ કોઈ મહાત્માનું શરણ લઉં અને મારૂં છે તે મને ખાવા દે તેમ માગી લઉં.

લોભીલાલની છાતીમાં ડામ દેવાયા એટલે લોભીલાલ તેના પુત્રોને કહેવા લાગ્યો કે 'મને કાંઈક થઇ ગયું હતું. ખબરદાર એક પાઈ પણ વાપરશો નહીં. ચમડી તુટે પણ દમડી ન તુટે તેનો ખ્યાલ રાખજો. હવે મારૂં મન ઠેકાણે આવ્યું છે અને ભૂત ભાગી ગયું છે.'

છોકરા રાજી થયા અને તેનો પિતા હતો તેવો સાજો થઇ ગયો તેથી પ્રભુનો પાડ માનવા લાગ્યા. લોભીલાલે આ વાત વિસારે પડવા દીધી. પછી પોતે બ્હારગામ જાય છે તેમ કહીને ચાલ્યો. ઉન્હાળાનો તડકો છે તેથી લૂ લાગશે માટે સાથે થોડી સાકર લીધી. આખી જીંદગીમાં એ પૈસા ખર્ચવાનો આ પહેલોજ પ્રસંગ હતો. મધ્યાન્હનો સમય થયો. એક ઝાડ તળે બેસી સાકરને પાણીમાં નાખીને ગરમી ટાળવા શરબત બનાવ્યું. પણ તેના નસીબમાં વાપરવાનું હતું નહીં.

સાકરના પાણીની તુંબડી નીચે મુકીને તે પડીઓ બનાવવા વડના પાન તોડવા લાગ્યો. નજરચુકથી તુંબડીને પગનું ઠેબું લાગતાં તુંબડી ઢળી ગઇ. પાણી બધું જમીન ઉપર પડયું. આ સ્થળે સર્પની એક રાફડી હતી. ગરમીથી સર્પ અકળાઇ ગયો હતો. તેવામાં સાકરનું પાણી રાફડીમાં આવ્યું એટલે તે પીધું તેથી સર્પ પ્રસન્ન થયો અને બ્હાર નિકળ્યો. સર્પને બ્હાર આવેલો જોઇ ભય પામી લોભીલાલ ન્હાસવા લાગ્યો, પણ સર્પને વાચા આવી, અને તે પોતાને બોલાવતો હોવાથી લોભીલાલ ઉભો રહ્યો.

"બ્રાહ્મણ! તું મારાથી ડરીશ નહિ. હું તારા ઉપર પ્રસન્ન છું. માટે તારે જે જોઇએ તે માગી લે." સર્પે પોતાની પ્રસન્નતા બતાવી કહ્યું.

"હે નાગદેવ! તમે મારા ઉપર પ્રસન્ન થયા હો તો મને વરદાન આપો. મારે બીજું કાંઇ જોતું નથી, પણ 'મારૂં છે તે મને ખાવા દ્યો!" બ્રાહ્મણનું આ વચન સાંભળી નાગ બોલ્યો કે 'ભાઇ! તું મારા ભાગમાં નથી. તારી લક્ષ્મિનું રક્ષણ મારી માશીનો દીકરો તંબોળીઓ નાગ છે તેના કબજામાં છે. તંબોળીઓ તને રજા આપે તોજ તારી લક્ષ્મિ તું વાપરી શકે, નહિ તો નહિ."

"આપનો મને સાક્ષાત્કાર થયો. વળી તમે પ્રસન્ન થઇને વરદાન માગવાનું કહ્યું. માટે જો મારા ઉપર પ્રસન્ન હો તો મેં માગ્યું તે આપો."

નાગ ત્યાંથી ચાલતો થયો. પોતે આવે ત્યાં સુધી બ્રાહ્મણને તે સ્થળે રહેવાનું કહેતો ગયો. તે નાગ તંબોળીઆ નાગ પાસે ગયો અને પોતે જે વરદાન આપ્યું, વચનથી બંધાયો, તે બધી હકીકત કહી. તંબોળીએ કહ્યું, "લોભીલાલ જેવું 'કળ' કોઇને અપાય નહિ. જેટલાં કળ છે તેમાં લોભીલાલ વધારે સારો છે. તેને આપી શકાશ નહિ."

ચરમાળીઓ નાગ ઘણી રીતે સ્હમજાવવા લાગ્યો અને છેવટે જ્યારે સંબંધ તુટવા જેટલી વાત પહોંચી ત્યારે તંબોળીઓ માન્યો. લોભીલાલના બદલામાં બીજા બે 'કળ' લીધા અને લોભીલાલને આપ્યો.

ચરમાળીઓ લોભીલાલ પાસે આવી બોલ્યો કે, "તારૂં છે તે તને ખાવા આપું છું."

આવી રીતે વરદાન મેળવીને લોભીલાલ ઘેર આવ્યો. જેવો ઘરમાં પહોંચ્યો કે તુરત તેની સ્ત્રી કહેવા લાગી કે "મારા શા કમભાગ્યા કે તમને પરણી! કોઇ દિવસ સારાં કપડાં કે સારૂં ખાવાનું તો બાજુ ઉપર રહ્યું, પણ રહેવાને સારૂં ઘર નહિં. આ પૈસાની શું પછી ધૂણી કરવાની છે? દીકરા જેવા દીકરા ને 'ધોળી ધાર કે રાતો રેલો' જોવાનો નહીં, લાડ લડાવવાનું નહીં. બીજાના દીકરાની વહુઓ પહેરી ઓઢીને ફરે, આ વહુઓ બીચારી કયાં આપણે પનારે પડી."

લોભીલાલના ચારે દીકરાઓ આવ્યા. પોતાને ચીંથરેહાલ રહેવું પડે છે, રહેવા કાંઇ નથી તેથી હવે શરમ આવે છે, માટે સારા મકાન કરાવો અને શ્રીમંતના જેવો બધો વૈભવ વસાવો એમ કહેવા લાગ્યા. આવી રીતે બધાના વિચારો જોઇ લોભીલાલ આનંદ પામ્યો. પોતા પાસે અઢળક ધન છે તેનો હવે ઉપયોગ થઈ શકશે તેમ માનવા લાગ્યો. સ્ત્રી પુત્રોને આશ્વાસન દઇને કહેવા લાગ્યો કે, "તમારા જેવા વિચાર છે તેવા વિચાર મારા થયા છે. માટે જેવી મરજી હોય તે પ્રમાણે મકાનો બનાવો અને વસ્તુઓ ખરીદો."

પિતાની આજ્ઞા મળતાં ચારે પુત્રો મકાન બંધાવવાના કાર્યમાં ગુંથાયા. છુટે હાથે ખર્ચ કરીને રાજમહેલ જેવા મકાન બંધાવ્યા અને તેમાં શોભે તેવું રાચરચીલું ગોઠવ્યું. લોભીલાલ પણ લોભીમટીને ઉદાર બન્યો. ગરીબને સહાય કરવાની જ્યાં જ્યાં જરૂર દેખાય ત્યાં ત્યાં લોભીલાલની લક્ષ્મિ વપરાવા લાગી. આવી રીતે પરિવર્તન થવાથી મનુષ્યો

આશ્ચર્ય પામવા લાગ્યા. એકદમ હૃદયપલટો થવાથી ઇશ્વરી કળાના વખાણ કરવા લાગ્યા.

આજ દિવસ સુધી કંજુસ-મખ્ખીચુસની ઉપમાઓ મળતી, સહવારમાં કોઈ નામ લેતું નહીં, તે ધર્માત્મા, ગરીબનો બેલી અને સખી મર્દ ગણાવા લાગ્યો, બધા માણસોથી આદર પામવા લાગ્યો, અને સુખથી દિવસ નિર્ગમનકરવા લાગ્યો. જે નગરશેઠના ઘરથી પોતાના વિચારમાં પરિવર્તન થયું હતું તેના સાથે મિત્રતા કરીને લોભીલાલ તેની સલાહ પ્રમાણે સદ્‌માર્ગે લક્ષ્મિનો વ્યય કરવા લાગ્યો અને પોતાની લક્ષ્મિ હતી તે સુખથી ભોગવવા લાગ્યો.



# રાણો કુત્તીવાન.

મધ્યરાત્રિ વ્યતિત થઈ ગઈ હતી. મહારાણા પ્રતાપ ભરનિદ્રામાં પોઢયા હતા. આખો દિવસ જંગલમાં રખડી રઝળીને થાકથી લોથ-પોથ થયા હતા. મેવાડ ગયા પછી અરવલ્લીનાં પહાડોમાં ભૂશય્યા ઉપર પોતાનાં કોમળ અંગને કષ્ટ આપતા હતા. પણ ઘણા દિવસના મહા-વરાથી ભૂશય્યા પુષ્પ સમાન લાગતી હતી.

મહારાણાને નિદ્રામાં સ્વપ્ન લાધ્યું. જાણે બાદશાહ સામે રણભૂમિમાં ભેટો થયો. બાદશાહ પોતાના કબજામાં આવ્યો અને જાણે તેના ઉપર પોતે જોરથી પ્રહાર કરે છે તેમ હસ્ત ઉગામી પડકારો કર્યો. આ વખતે મહારાણી નિદ્રાનો ત્યાગ કરી જાગી ગયા અને મહારાણા પણ જાગી ગયા. જાગીને જુવે છે તો સૈન્ય સંગ્રામ કે બાદશાહ પૈકીનું કોઇ જોવામાં આવ્યું નહિ. મહારાણીએ પુછયું કે "આપને સ્વપ્ન આવ્યું?" મહારાણા કાંઈ બોલ્યા નહિં અને સ્વપ્નાની અસા-રતા જાણીને ફરીથી નિદ્રાધિન થયા.

પ્રાતઃકાળમાં મહારાણા દંતધાવન કરવા બેઠા હતા. મહારાણી પાસે ઉભા હતા. દંતધાવન કર્યા પછી મહારાણાએ મૂછ ઉપર હાથ નાખ્યો

અને જાણે મનમાં કાંઈ ઉત્સાહનો ઉભરો આવ્યો હોય તેમ મુખ ઉપર ઉલ્લાસ સ્ફુરી આવ્યો. તે સાથે મનમાં કાંઈ મક્કમ નિશ્ચય કર્યો હોય તેમ સ્પષ્ટ જણાયું.'

મહારાણી ચતુર અને મનના વિચારો જાણવાવાળા હતા. રાત્રિના સમયે ઝબકી જાગી જવાનો પ્રસંગ યાદ આવ્યો અને અત્યારે કાંઈ નિશ્ચય કર્યો હોય તેમ જણાયું તેથી તેણે અનુમાન કર્યું કે, 'રાત્રે બાદશાહ સ્વપ્નામાં આવ્યો હશે, તેથી અત્યારે બાદશાહને મારવાનો દૃઢ નિશ્ચય કર્યો હશે.' આમ અનુમાન કરી બંને હાથ જોડીને મહારાણી બોલ્યાં કે:–

"મહારાણા ! આપની પાસે હું એક વચન માગું છું."

"મેવાડ જેવું રાજ ગયું. હાલ જંગલમાં રખડવાનું છે. આ વખતે વચન માગવાનું કયાંથી સુજ્યું ? જ્યારે આપણા રાજમાં જઇશું ત્યારે જે માગવું હોય તે માગશો."

"આર્ય સ્ત્રીને પતિ એ સર્વસ્વ છે. પતિ ગમે તેવી સ્થિતિમાં હોય છતાં સ્ત્રીને માગવાનો હક છે."

"આર્ય સ્ત્રીએ પતિની મુશ્કેલી સમજવી જોઈએ અને મુશ્કેલીને વખતે સરલતા થાય તેમ વર્તવું જોઈએ. આવા દુઃખના સમયમાં તમે કાંઈ પણ માગણી કરો તેમને વધારે મુશ્કેલીમાં ઉતારવા જેવું થાય. માટે માગવાની ઈચ્છા હોય તો જ્યારે મેવાડ પાછું મેળવીએ ત્યારે ખુશીથી માગજો"

"મેં આપની પાસે અત્યાર સુધી કાંઈ માગ્યું નથી, અને આપને મુશ્કેલી પડે કે આપી ન શકો તેવું કાંઇ માગવાની નથી. માટે આપ વચન આપો, પછી આપની પાસે માગું."

"જ્યારે તમારો આગ્રહ જ છે ત્યારે હું વચન આપું છું કે, જે માગશો તે આપીશ."

"આપને રાત્રે સ્વપ્નામાં બાદશાહ આવેલો, અને તેને મારવા આપે હાથ ઉગામી પડકારો કર્યો. સ્વપ્ન ઉડી ગયું. બાદશાહ હાથમાંથી છટકી ગયો. અત્યારે આપે એવો નિશ્ચય કર્યો છે કે ગમે તેવે ભોગે બાદશાહને મારવો. આ ઉપરથી હું માગુ છું કે, 'લાખને મારવા પણ લાખના પાલનહારને ન મારવો.'

"તમારૂં અનુમાન સાચું છે. મેં બાદશાહને મારવાનો નિશ્ચય કર્યો છે ખરો, પણ હવે તમને વચન આપું છું કે બાદશાહને નહીં મારૂં."

## ૨

મહારાણા પાસે લશ્કર રહ્યું નહોતું. પોતે એકલા થઇ ગયા. સ્થળ છોડી દૂર રહેવા જવું પડ્યું. એટલે તેમણે વેશપલટો કરી કુત્તીવાન એવું નામ રાખ્યું, સારા શિકારી કુતરા પાળ્યા, જંગલમાં શિકારી કુતરાને સાથે લઇ દિવસ આખો ભટકવા લાગ્યા, અને બાદશાહની હીલચાલના સમાચાર મેળવવા લાગ્યા.

મહારાણા દેશ છોડી ચાલ્યા ગયા છે તેવા સમાચાર બાદશાહને મળતાં તે નિશ્ચિંત થયો. પોતાની જીત થઇ. પ્રતાપ જેવા મહાન શત્રુને દેશ છોડી ચાલ્યા જવું પડ્યું એ આનંદના ઉત્સવમાં બાદશાહે શિકારની સ્હેલગાહ ગોઠવી. જે જંગલમાં મહારાણા કુત્તીવાનના વેશે રહેતા હતા તે જંગલમાં શિકાર કરવા માટે બાદશાહ આવ્યો. મહારાણાને આ સમાચાર મળતાં હર્ષવાન થઇ શિકારી કુતરાને સાથે લઇ પોતે શિકારીઓ ભેગા ભળી ગયા.

**બાદશાહની પડખે પગવાળા પોતાના શિકારી કુતરાની સાથે રાણો શિકાર ખેલવા લાગ્યા.** શિકારની ધૂનમાં બાદશાહ અને રાણો કુત્તીવાન આગળને આગળ વધતા ગયા. જંગલ અને

* જુઓ ચિત્ર.



...પોતાના શિકારી કુતરા સાથે રાણો શિકાર ખેલવા લાગ્યા. [પૃ. ૧૭૬.

પહાડ ટેકરાની આંટીઘુંટીમાં બાદશાહ ભુલો પડયો. રાણો કુત્તીવાન પણ સાથે હોવાથી તેણે વધારે ભુલથાપ આપી.

મધ્યાન્હનો સમય. પ્રખર તાપ. થાકથી લોથપોથ થયેલો બાદશાહ આરામ લેવાની ઇચ્છાથી એક ઘાટા વૃક્ષ નીચે વિશ્રાંતિ લેવા અશ્વ ઉપરથી નીચે ઉતર્યો. રાણા કુત્તીવાનને બેસવાનું કહીને પોતે ઘાંસીયો નાખી પાંભરી ઓઢી સુતો. બાદશાહને કુત્તીવાન ઉપર વ્હેમ આવ્યો એટલે બેઠા થઇને પુછ્યું કે, "તારૂં નામ શું ?"

મહારાણાઃ—"મારૂં નામ રાણો છે અને બધા મને રાણો કુત્તીવાન એ નામથી ઓળખે છે."

લક્ષણ, આકૃતિ, બોલવાની છટા આ બધા ઉપરથી બાદશાહને લાગ્યું કે આવો શુભ ચિન્હવાળો કુત્તીવાનનો ધંધો કરે તે માની શકાય નહિં. આવી શંકા આવવાથી નિદ્રા ન લેતાં ઉંઘવાનો ખોટો ડોળ કરીને બાદશાહ સુતો.

થોડો સમય થયો એટલે રાણે વિચાર કર્યો કે દુશ્મન હાથમાં આવ્યો છે. આમ વિચારી તરવાર કાઢી સામે ચાલ્યા. ત્યાં વિચાર આવ્યો કે, 'ક્ષત્રિયનો ધર્મ સુતાને મારવાનો નથી એટલે બાદશાહને જગાડી તેનાં હાથમાં તરવાર આપી સામા લડીને તેને મારવો.' આવા વિચારથી રાણો બાદશાહ પાસે ગયા અને જગાડવાનો ઇરાદો કરે છે તેવામાં મહારાણીને પોતે આપેલું વચન યાદ આવ્યું. 'લાખને મારવા પણ લાખના પાલણહારને ન મારવો,' એ વિચારથી મહારાણા શાંત થયા અને તરવાર મિયાન કરી પોતાને સ્થળે બેઠા.

હાથમાં આવેલા દુશ્મનને જવા દેવો તે મુર્ખાઇ છે, દુશ્મન ફરી ફરીને હાથમાં આવતો નથી, માટે નિદ્રામાંથી જગાડી કાંતો તેને મારવો અગર મરવું આવો વિચાર આવતાં ફરી તરવાર લઇ રાણા બાદશાહ તરફ ચાલ્યા, પરંતુ રાણીજીને આપેલું વચન ફરીથી

યાદ આવ્યું તેથી ફરીથી શાંત થઇ પોતાને સ્થાને બેઠા.

આવી રીતે સાત વખત હુમલો કર્યો અને સાત વખત શાંત થયા. પાંભરીમાંથી બાદશાહ આ બધું જોઇ રહ્યો હતો. તેને પ્રથમથીજ શંકા હતી, તેવામાં આવું દશ્ય જોઇને ખાત્રી થઇ કે 'આ કોઇ મને મારવાને ઉત્તેજીત થયેલો દુશ્મન છે. તેને શાંત પાડવો જોઇએ.' આમ વિચાર કરી નિદ્રામાંથી જાગવાનો ડોળ કરી બાદશાહ બેઠો થયો અને રાણાને પાસે બોલાવીને બોલ્યો કે "હું તારો દુશ્મન હોઉં તેમ મને જણાય છે. મેં તને અન્યાય કર્યો હોય તેમ યાદ નથી, છતાં જાણ્યે અજાણ્યે મારાથી અન્યાય થયો હોય તો તેનો બદલો આપું. છતાં જો તારે મારો પ્રાણ લેવો હોય તો ખુશીથી લે."

મહારાણા:–"બાદશાહ! મને જે અન્યાય થયો છે તેનો બદલો તમારાથી આપી શકાય તેમ નથી. આખું મેવાડનું રાજ્ય લીધું, મને અને મારા બાળકોને ભટકતા ભિખારી બનાવ્યા, છેવટે મારે કૃત્તીવાન બનવું પડયું, આથી વધારે અન્યાય કયો હોઇ શકે ?"

"શું આપજ મહારાણા છો ?" બાદશાહે આશ્ચર્ય અને ભય પૂર્વક પુછ્યું.

"હા જી! હુંજ મહારાણો છું." મહારાણાએ ટુંકામાં જવાબ આપ્યો.

"આપે મારા ઉપર સાત વખત હુમલા કર્યાં છતાં મને માર્યો નહિં અને શાંત થયા તેનું કારણ શું?" બાદશાહે પ્રશ્ન કર્યો.

"ઉંઘતા માણસને મારવો તે ક્ષત્રિય ધર્મથી વિરૂદ્ધ છે. તમને લડવા તૈયાર કરી મારી શકું, પણ રાણીજીએ મારા પાસેથી વચન માગ્યું છે કે બાદશાહનો પ્રાણ લેવો નહિં, તેથી તમે સુરક્ષિત છો." મહારાણાએ મહારાણી સાથેની વાત કહી બતાવી.

"અત્યારથી મહારાણી મારા જીવનદાતા છે. હું તેમને મારા

ધર્મની વ્હેન માનું છું અને તમારૂં રાજ તમને પાછું આપવાની ગોઠવણ કરીશ તેવું વચન આપું છું."

બાદશાહે આભારી માન્યો, અને દિલ્હી જઈ મેવાડ સુપ્રત કરીશ એમ કહીને અશ્વારૂઢ થઇ ચાલતો થયો. મહારાણા પોતાને સ્થળે આવ્યા.

૩

બાદશાહ, મહારાણા જેવા દુશ્મનના પંઝામાંથી છુટીને પોતાને નવો જન્મ આવ્યો તેમ માનવા લાગ્યો. મહારાણા કુત્તીવાનના ગુપ્ત વેશથી રહે છે અને વૈર લેવા તલસી રહ્યા છે તેવી ખાત્રી થઈ. જ્યાં સુધી મહારાણાની હસ્તિ દૂર કરવામાં ન આવે ત્યાં સુધી તેને સુખે નિદ્રા આવે તેમ ન્હોતું. મેવાડ પાછું આપીને સંધી કરવાનાં વચનને વિસારી દઇ મહારાણાને કોઈ પણ ભોગે પકડી લેવા અગર તેનો નાશ કરવાના નિશ્ચય ઉપર બાદશાહ આવ્યો. તેથી મહારાણાની શોધ કરવા તેણે લશ્કર રવાના કર્યું.

મહારાણાને શોધવા બાદશાનું લશ્કર આવે છે. જીવનદાન દીધું તેના બદલામાં સુલેહ કરવાના વચનને ન પાળતાં ઉલ્ટી રીતનું વર્તન જોઈ મહારાણા વધારે ક્રોધે ભરાયા. સ્થળાંતર કરીને પોતાના વ્હાલા ફરજંદો તથા મહારાણીને સુરક્ષિત સ્થળે રાખી પોતે જાહેર થઈ બાદશાહી લશ્કર ઉપર છાપો મારવા લાગ્યા.

મહારાણા દેશ છોડી ગયા નથી, ગુપ્ત વેશે હતા તે પ્રસિદ્ધ થયા છે તેવા સમાચાર મળવાથી મહારાણાનાં ભક્તો સહાય માટે આવવા લાગ્યા અને તેની મદદથી મહારાણો મુકાબલો કરવા લાગ્યા.

બાદશાહે લશ્કર વગેરેથી ઘણો પ્રયાસ કર્યો પણ મહારાણા નતો પકડાયા કે નતો મરાયા. ઉલ્ટી રીતે લશ્કરની ખુવારી થવા લાગી. આ જોઇ મોટી ફોજ લઇ બાદશાહ પંડે ચડ્યો.

મહારાણાએ નિશ્ચય કર્યો કે, આ વખતે છેલ્લો હિસાબ ચુકવી હાર જીતનો નિર્ણય કરી નાખવો. આમ વિચાર કરી રાત્રે વેષ પલટો કરી રાણા બાદશાહના તંબુમાં ગયા. આ વખતે બાદશાહ ગાઢ નિદ્રામાં હતો. નિદ્રાધિન થએલા દુશ્મનને મારવો તે ક્ષત્રિય ધર્મ વિરુદ્ધ હોવાથી બાદશાહને લડવા તૈયાર કરીને મારવાનો વિચાર કર્યો, તેવામાં મહારાણીને આપેલું વચન યાદ આવ્યું એટલે પોતાની જાંઘ ચીરી લોહીથી લખ્યું કે, " જો મારૂં તો આટલી વાર લાગે, પણ અસાવધ ઉપર ક્ષત્રિયો પ્રહાર કરતા નથી, વળી રાણીજીને આપેલું વચન પણ મિથ્યા થઇ શકે નહિં. જંગલમાં જીવતદાન આપ્યા બદલનું વચન મારા ઉપર ચડાઇ કરીને પળાય છે તેવી રીતે હું વચનભ્રષ્ટ થતો નથી. "

આવી રીતે લખી પોતાની કટાર ખુલ્લી કરી બાદશાહ પાસે મુકી અને બાદશાહની કટાર, માથાનો તાજ વગેરે લઈ કોઇ ન જાણે તેમ પોતાના સ્થાનકે પાછા આવ્યા.

પ્રાતઃકાળમાં બાદશાહ પોતાનો તાજ સંભાળે તો ગુમ થએલો જણાયો. કટાર વગેરે હથિઆર પણ મળે નહિ, અને પડખામાં નગ્ન કટાર જોવામાં આવી તેથી ધાસ્તિ પડી કે આ કોઇ દુશ્મન તરફની ચેતવણી છે. આસપાસ નિહાળતાં તંબુના પડદા ઉપર અક્ષર લખેલા જોયા. તેથી 'મહારાણા રાત્રે શી રીતે આવ્યા ? અને આવ્યા તો મને ફક્ત ચેતવણી આપીને કેમ ગયા ? જો મને મારવો જ હોત તો એ વખતે મારૂં રક્ષણ કરે તેવું કોઈ હતું નહિં. આટલો બધો પહેરાનો બંદોબસ્ત હોવા છતાં જે માણસ મારા સુધી આવી શકે અને ચેતવણી આપીને ચાલ્યો જાય તે માણસ સાથે વધારે વખત સુધી વૈર લંબાવવું એ ઠીક નહિં. આમ વિચાર કરી બાદશાહે લસ્કરને પાછા ફરવાનો હુકમ ફરમાવ્યો.

બાદશાહ પોતે મોટું લશ્કર લઇ આવ્યો, છતાં લડાઇ કર્યાં વિના એકાએક પાછો ફર્યો તે જોઈ લશ્કરીઓને અજાયબી થઇ આવી. મજલ દર મજલ કરતી બાદશાહી ફોજ દિલ્હી પહોંચી.

બાદશાહે દિલ્હી જઇ જાહેર કર્યું કે, મહારાણા પ્રતાપ સાથેનું વેર આજથી બંધ કરી મિત્રતા જાહેર કરવામાં આવે છે અને મેવાડ તેમને પાછું સોંપવામાં આવે છે.

મહારાણાએ મેવાડ ઉપર પોતાની આણ વર્તાવી અને ઉજડ મેવાડને ફરી નવપલ્લવિત કર્યું.



## ભાગ્યની બલિહારી.

દારિદ્રી ચલે દરિયાવમે, કર્મ ચલે લે સાથ;
મરનેકુ કે ડુબ મરે, શંખ લગ ગયા હાથ.

'દુર્ભાગી મનુષ્ય દારિદ્રથી દુઃખી થઈને સમૂદ્રમાં ડુબવા ચાલ્યો અને વિચાર કર્યો કે ' કાં મરીશ અગર મોતી મેળવીશ. ' પણ કર્મ તો આગળ ચાલ્યું હતું. ડુબકી મારી એટલે શંખ હાથમાં આવ્યો. તેને મોતી ધારી બહાર નીકળ્યો તો શંખ દેખાયો. મરાયું નહિ તેમ મોતી પણ મળ્યા નહિ!'

એક બ્રાહ્મણ દારિદ્રમાં એટલો બધો ઘેરાએલો હતો કે ખાવા અન્ન કે પહેરવા વસ્ત્ર મળતાં નહોતાં. તેને એક પુત્ર અને એક સ્ત્રી હતી. ત્રણે જણા ભિક્ષાવૃત્તિ કરતાં, પણ ક્યાંયથી ભિક્ષા મળતી નહિ, અને કોઈ દયાની દષ્ટિથી જોતું નહિ. જ્યાં જ્યાં ભિક્ષા માટે જતાં ત્યાં ત્યાં—

દેખી દરિદ્રકું દુરસેં, લોક કરે અપમાન;
જાચકકું જ્યું દેખકે, ભસત હે બહુ સ્વાન.

દરિદ્રીને જોઈને દુરથીજ મનુષ્યો અપમાન કરે છે, જેમ માંગણ લોકને દેખતાંજ કુતરા ભસવા માંડે છે અને માગવાનો ધંધો તિરસ્કારવા યોગ્ય છે તેમ બતાવે છે.

બ્રાહ્મણ, તેની સ્ત્રી અને પુત્ર એક ગામ માગે તો પણ એટલો લોટ થાય, ત્રણ ગામ માગે તો પણ એટલો લોટ થાય, કે જેનાથી આખો દિવસ ગુજરાન ચાલી શકે નહિં. જ્યાં જાય ત્યાંથી નાકારોજ મળે. બ્રાહ્મણના દુઃખની પરાકાષ્ટા થઈ, આ જીવન કરતાં તો મરવું સારૂં એમ માનવા લાગ્યો. '• દેશમાં ચોરી અને પરદેશમાં ભીખ.' ભિક્ષા પરદેશમાં સારી મળે તેમ માનીને બ્રાહ્મણ પોતાની સ્ત્રી તથા પુત્રને સાથે લઇને નીકળ્યો.

ગામનાં મનુષ્યો કોઇ સહાય કરે તેમ હતું નહિં, તેમજ પોતાની જન્મભૂમિ ખાવા ધાય તેવી ભયંકર લાગતી હતી, છતાં જ્યારે તેને છોડીને પરદેશ જવાનો સમય આવી લાગ્યો ત્યારે બ્રાહ્મણને બહુ લાગી આવ્યું. આંખમાંથી અશ્રુ વહન થવા લાગ્યાં. ઘણો દુઃખી થયો. કારણ કે—

પોતાનું પત છોડીને, જાવું જુદે દેશ;
વરવો લાગે વેશ, પર ભૂમિમાં પેસતા.
નહિ નાણું નહિ નામના, નહિ સગા નહિ સાથ,
જનમ ભૂમિને છોડતા, હૈડું રહે કેમ હાથ ?

પોતાનું પત—સ્થળ છોડીને બીજા દેશમાં જાવું ગમે નહિ, કારણ કે બીજા દેશમાં જતાંજ પહેરવેશ આંખને ગમે નહિ તેવો વરવો–ખરાબ લાગે. ત્યાં જઈ રહેવું શી રીતે ? માટે ભલેને પાસે પૈસા ન હોય, કોઈ ઓળખતું પણ ન હોય, સગા કોઈ ન હોય, દુઃખમાં સાથ આપનાર પણ કોઈ ન હોય છતાં જન્મભૂમિ છોડી જતાં હૃદયમાં આઘાત લાગે છે.

બ્રાહ્મણ પોતાનાં સ્ત્રી પુત્ર સાથે જન્મભૂમિને છેલ્લી વંદના કરીને ચાલતો થયો. વસ્તિવાળો પ્રદેશ છોડી જંગલમાં આવ્યો. આ સ્થળે એક રમ્ય શિવાલય, આસપાસ ફળદ્રુપ વૃક્ષો, રમ્ય નદી અને કર્ણને મધુર લાગે તેવો કલરવ કરનાર પક્ષીઓ નજરે ચડતાં હતાં. આવો સુંદર પ્રદેશ કોઇ પણ મનુષ્યને આનંદ આપનાર અને આકર્ષણ કરનાર હતો.

બ્રાહ્મણે વિચાર કર્યો કે, 'આ રમણિય સ્થળમાં ફળફુલ વિપુલ છે. વળી આપણી દારિદ્રાવસ્થા છે. માટે આ સ્થળે તપ કરીએ તો શિવજી પ્રસન્ન થશે અને આપણું દુઃખ દૂર થશે. આમ વિચારી ત્રણે જણાં શિવજીનું તપ કરવા બેઠા.

બ્રાહ્મણને તપ કરતાં થોડા દિવસ વિત્યા તેવામાં એક વાણિયો બંને આંખે અંધ હતો તે રખડતો રખડતો આવી ચડયો. તે જંગલમાં ભુલો પડયો હતો. લાકડીને ટેકે અથડાતો કુટાતો તે બ્રાહ્મણ વગેરે તપ કરતા હતા તે સ્થળે આવ્યો. 'પોતે દુઃખી છે, ગમે ત્યાં ભટકે છે, કોઈ સહાય કરે તેમ નથી,' આવી બધી હકીકત તેણે જણાવી તેથી બ્રાહ્મણને દયા આવી. વાણિયો મિષ્ટભાષી હતો. પોતાની મીઠી વાણીથી તે બ્રાહ્મણ તથા તેની સ્ત્રી અને પુત્રને થોડા સમયમાં જ પ્રિય થઇ પડયો. કારણ કે—

**કવિત.**

બાતન સેં દેવી અરૂ, દેવતા પ્રસન્ન હોત,
બાતન સેં સિદ્ધ અરૂ, સાધુ પતિયાત હે;
બાતન સેં ખાન સુલતાન અરૂ નરેશ માને,
બાતન સેં મૂઢ લોક લાખન કમાત હે;
બાતન સેં ભૂત અરૂ દૂત સબ તાબે હોત,
બાતન સેં પુન્ય અરૂ પાપ હોત જાત હે;
બાતન સેં કીર્તિ અપકીર્તિ સબ બાતન સેં,
માનવી કે મુખકી બાત કરામાત હે.

'મીઠા વચનથી દેવી અને દેવતા પ્રસન્ન થાય છે, સિદ્ધ અને સાધુ પુરૂષો પ્રસન્ન થાય છે, ખાનના ઇલ્કાબ વાળા હોય—બાદશાહ કે રાજા હોય તે પણ વાત કરી જાણનારને આદર આપે છે. મૂઢ લોકો પણ સારી પેઠે વાત કરી જાણતા હોય તો લાખો રૂપીઆ કમાઈ શકે. ભૂત હોય કે દૂત—

રાજાનો સંદેશવાહક—હોય તે પણ વાતથી વશ થાય છે. વાત કરવાથી પુણ્ય અને પાપ થાય છે, કારણ કે ત્રણ પ્રકારનાં પાપ કહ્યાં છે—કાયિક, માનસિક અને વાચક. વાત કરવાથી કીર્તિ મેળવી શકાય છે, અપકીર્તિ પણ મેળવી શકાય છે, માટેજ મનુષ્યના મુખની વાણીમાં બધી કરામત રહેલી છે.

વાણિયાએ પોતાની વાતથી બ્રાહ્મણ અને તેના સ્ત્રી પુત્રને વશ કરી લીધા. બ્રાહ્મણ જેવી રીતે તપ કરે છે તેવી રીતે પોતે પણ તપ કરવા ઇચ્છે છે માટે પોતાને સાથે રાખે તેવી વિનંતી કરી. બ્રાહ્મણ બોલ્યો કે, 'ત્રણ કરતા ચાર ભલા, આ જંગલમાં વધારે મનુષ્યો હોય તો વધારે સારૂં છે.'

ચારે જણાં તપ કરતાં કરતાં ઘણો સમય વિતિ ગયો. એક દિવસે આ ચારેનાં તપ જોઇને શ્રી શંકર પ્રસન્ન થયા અને વરદાન માગવા કહ્યું. બ્રાહ્મણ અને તેના સ્ત્રી પુત્ર વિચાર કરવા લાગ્યા કે, 'શું માગવું? માગવાનું કાંઈ સુજતું નથી, જો રાજ માગશું તો આવરદા—આયૂષ્ય—ઓછી હશે તો શા કામનું? જો ધન માગશું તો રાજસત્તા વિના કોઇ તે છીનવી લે તો શું કરવું? આયૂષ્ય માગશું તો આવી નિર્ધનાવસ્થા શા કામની?' આવી રીતે કંઇ પણ માગવાનું સુજ્યું નહિં. તેથી બ્રાહ્મણે કહ્યું કે, "અત્યારે કાંઈ માગવાનું સુજતું નથી, પણ જ્યારે જરૂર પડશે ત્યારે માગી લેશું."

વાણિયો કહે છે કે "મારે તો આવો ઉધાર વેપાર કરવો નથી. હું તો અત્યારે જ માગી લઉ છું કે, 'મારા વચેટ દીકરાની વહુ સોનાની ગોળીએ વચલે માળે છાશ કરે અને હું નજરે ભાળું.'"

વાણીઆની બુદ્ધિ ઉપર શંકર પ્રસન્ન થયા અને 'તથાસ્તુ' કહી વરદાન આપ્યું. વાણિયાએ પોતાના એકજ વેણમાં ત્રણ દીકરા અને તેની સ્ત્રીઓ માગી તેમાં પોતાને સ્ત્રી મળશે તેનો સમાવેશ થઇ ગયો, વચલો માળ કહ્યો એટલે ત્રણ માળના મકાન આવી ગયા, અઢળક

ધન હોય ત્યારેજ છાશ કરવાની ગોળી સોનાની હોય; છાશ ત્યારેજ થઇ શકે કે જ્યારે ઘરે દુઝણાં હોય, અને છાશ તેજ કરી શકે કે જેની શારિરીક શક્તિ સારી હોય. આ બધું નજરે જોવાનું એટલે પોતાના નેત્ર પણ માગ્યા. આવી રીતે એક વચનમાં વાણિયાએ ઘણું માગ્યું. ત્યારે બ્રાહ્મણને ત્રણ જણાને ત્રણ વચન માગવાના હતા તેમાંથી તેઓ કાંઇ પણ મેળવી શકયા નહિં. કહ્યું છે કેઃ—

ઉદ્યમ તો સૌ આદરે, પામે કર્મ પ્રમાણ,
કર્મીને હીરા જડે, અકર્મીને પહાણ.

'ઉદ્યમ તો બધા કરે છે પણ જેના કર્મમાં જે હોય તેજ પામે છે. નશીબવાન હોય તેને હીરા મળે છે અને અકર્મી–દુર્ભાગીને પત્થર મળે છે.'

આવી રીતે વાણિયાને બધી બાબત માગવાની સુજી ત્યારે બ્રાહ્મણને કાંઈ સુજ્યું નહિં.

વાણિયાને નેત્ર આવ્યા તે સાથે યુવાવસ્થા પ્રાપ્ત થઈ. તેથી તેની હિમ્મત વધી. એક તો વરદાન મળેલું, તેના સાથે નેત્રપ્રાપ્તિ થઈ, એટલે તે પોતાને ગામ આવ્યો અને વેપાર ખેડવા લાગ્યો. તેમાં સારી પ્રાપ્તિ થઈ.

પછી તેણે વિચાર કર્યો કે, 'જે જાય જાવે તે પાછો ફરીને ન આવે, અને જો આવે તો છોકરાંનાં છોકરાં ચાવે તેટલું લાવે,' માટે જાવાની ખેપ કરવી. આવો વિચાર કરીને તેણે વ્હાણ તૈયાર કર્યાં, અને જાવાની મુસાફરી કરવા ચાલ્યો.

દરિયામાં વ્હાણ હંકાર્યું. રાત્રિ દિવસ ચાલતાં કેટલેક દિવસે એક બેટ નજીક આવી પહોંચ્યા. દૂરથી બેટ દેખાવા લાગ્યો. બેટ ઘણો રળીયામણો–જોવાની ઇચ્છા થાય તેવો આકર્ષક હતો. બેટમાં એક મોટો ચોતરો હતો અને ચોતરા ઉપર એક ઘોડેસ્વાર બનાવવામાં આવ્યો હતો. આ ઘોડેસ્વારમાં એવી કારીગરી કરવામાં

આવી હતી કે ઘોડા ઉપર બેસાડેલો સ્વાર પોતાના હાથની ઈસારતથી લોકોને ત્યાં આવવાની ના પાડતો. જેટલા વહાણવટિયા ત્યાંથી નીકળતા તેટલા પત્થરનો સ્વાર હાથની ઇસારતથી ના પાડતો તેથી ડરીને ત્યાં જતાજ નહોતા, અને માનતા કે આ સ્વાર કરામતી છે! ત્યાં જવાથી જીવનું જોખમ છે!

વાણિયો પોતાનું વ્હાણ લઇને નિકળ્યો ત્યારે તેણે આ ઘોડેસ્વારની વાત સાંભળી હતી. તે સાથે એમ પણ સાંભળ્યું હતું કે ત્યાં જનારનો પ્રાણ જાય છે. કોઇ જઈને પાછું આવતું નથી. વાણિયાએ વિચાર કર્યો કે 'મને તો વરદાન છે. મેં જેટલું જેટલું માગ્યું છે તે બધું થવાનું છે. જ્યાં સુધી બધું થાય નહિ ત્યાં સુધી હું જીવવાનો છું. માટે શા માટે મારે ડરવું જોઇએ? આ ઘોડેસ્વાર, બેટ વગેરે શું છે તે જોવું તો ખરૂંજ.' આવો નિશ્ચય કરી વ્હાણને હંકાર્યું. એક મછવો લઈને વાણિયો એકલો બેટમાં ગયો, અને ચારે તરફ ફરવા લાગ્યો.

જે ચોતરા ઉપર ઘોડેસ્વાર હતો તે ચોતરા પાસે તે ગયો. આસપાસ જોવા લાગ્યો તો કંઈ અક્ષરો લખેલા દ્રષ્ટિએ પડયા. ચોતરામાં લખેલું હતું કે 'જે માથું કાપે તે માલ કાઢે.' આ અક્ષરની શી મતલબ હશે તે પ્રથમ સમજાયું નહિ. ઘોડો અને સ્વાર સફેદ સંગેમરમરનાં બનાવેલાં હતાં. સ્વારનો એક હાથ 'અહીં આવશો નહિ' એવી ઇસારતથી હલ્યા કરતો હતો, તેથી વાણિયાએ વિચાર કર્યો કે સ્વાર પોલો હોવો જોઇએ અને તેમાં કાંઇક કળ ગોઠવી હોવી જોઇએ કે જેનાથી હાથ કાયમ હલ્યા કરે છે. આવી રીતે ચારે કોર ફરીને તપાસ કર્યો, અને વિચારવા લાગ્યો કે 'આ લખાણ વાંચનાર જો પોતાનું માથું કાપે તો પછી માયા ક્યાંથી ભોગવે? આ સંગેમરમરની મનુષ્યાકૃતિ છે તેનું માથું કાપવાનો સંકેત તો નહિ હોય?' આ વિચાર દૃઢ થયો એટલે

ઘોડા ઉપર ચડી પોતાના રક્ષણ માટે શસ્ત્ર હતું તેનાથી ઘોડેસ્વારનું માથું ઉડાવી દીધું.

જેવું ઘોડેસ્વારનું માથું હેઠું પડયું કે તરત સંગેમરમરનો ઘોડો એક તરફ ખસી ગયો, અને ભોયરૂં દેખાયું. ભોંયરામાં વાણિયો ઉતર્યો, અને જુવે છે તો અગણિત માથા નજરે પડી. તેથી તે હર્ષવાન થયો અને પોતાને મળેલું વરદાન ફળવાનો સમય આવ્યો તેમ માની હોડીયામાં બેસી વ્હાણ પાસે આવ્યો. વહાણ બેટ પાસે હંકારવાનું કહ્યું એટલે ખલાસીઓને પણ હિમ્મત આવી, અને વહાણને બેટ પાસે લઇ જઇને લંગર કર્યું.

વહાણમાં જેટલા ખલાસી વગેરે હતા તે બધાની મદદથી ભોંયરામાંથી બધું ધન કાઢીને વહાણમાં ભર્યું, અને વહાણને પાછું હંકાર્યું. હવે તો વાણિયો ધનાઢ્ય બન્યો હતો, અનગણ લક્ષ્મિ પ્રાપ્ત થઇ હતી, તેથી પોતાના બધા મનોરથો પાર પડશે તેમ માનવા લાગ્યો.

ધનનું વહાણ ભરીને પોતાને ગામ આવ્યો. અઢળક ધન લાવ્યો હોવાથી ઘણા માણસો સન્માન આપવા લાગ્યા. હવે તો તેની ગણત્રી શ્રીમંતમાં થતી હતી. તેણે મનપસંદ મહેલ બંધાવ્યો. એક શ્રીમંતની પુત્રી સાથે લગ્ન કર્યાં. થોડા સમયમાં પુત્રાદિથી ઘર શોભવા લાગ્યું. ત્રણ પુત્રો થયા તે યોગ્ય ઉમરનાં થતાં ત્રણેનાં લગ્ન કર્યાં. પુત્રવધુઓ શારિરીક શક્તિવાળી અને જાતે કામ કરવાવાળી હતી તેથી સોનાની ગોળીમાં છાશ કરવા લાગી અને આ વૃદ્ધ વણિક તે નજરે જોવા લાગ્યો. કેમકેઃ—

કોટી મીલે ન ભાગ બીન, હુન્નર કરો હજાર,
કયું નર પાવે સાહેબી, બિના લીખા કિર્તાર;
બિના લીખા કીર્તાર, સાત સમદર ફીરી આવે,
ભટક ભટક દિન રાત, ગાંઠકી લાજ ગુમાવે;

કથે સુકવિઆં કહાન, ભાગ બિન રહે ન લોંડી,
હુન્નર કરો હજાર, ભાગ બિન મીલે ન કોડી.

'ગમે તેટલો હુન્નર કરવામાં આવે પણ ભાગ્ય વિના કોડી–જુના વખતનું ચલણ–પણ મળતી નથી. તે વિના મનુષ્ય સાહેબી પામતો નથી. જો જગતકર્તાએ ભાગ્યમાં લખ્યું હોય તોજ વૈભવ મળે છે. રાતદિવસ ભટક્યા કરે છતાં ગાંઠની–ઉલ્ટી રીતે–લાજ ગુમાવે છે. માટે કહાન કવી કહે છે કે લક્ષ્મિ ચંચળ છે તેથી તેને લોંડી–દાસી કહી છે. તે ભાગ્ય વિના રહેતી નથી.'

વાણિયો પોતાના દિવસ સુખમાં ગુજારવા લાગ્યો. હવે કોઈ જાતની ચિંતા રહી નહિં. પોતાને આપેલું વરદાન બરોબર ફળ્યું. પોતે વિચાર કરતો હતો કે મારા મિત્ર બ્રાહ્મણને તો ત્રણ વરદાન હતા. મારે એક વરદાનથી આટલું બધું થયું ત્યારે ત્રણ વરદાનથી તેને કેટલું મળ્યું હશે? તે બ્રાહ્મણ હવે મને મળી શી રીતે શકે?

બ્રાહ્મણને મળવા વાણિયો આતુર હતો, દરરોજ યાદ કરતો હતો, પણ બ્રાહ્મણનો ફરીને પત્તો મળ્યો નહિં. વાણિયાએ ઘણી તપાસ કરાવી, ઘણા ધનાઢય બ્રાહ્મણો જોયા, પણ પોતાનો મિત્ર મળ્યો નહિ.

આ તરફ બ્રાહ્મણ અને તેની સ્ત્રી તથા પુત્ર ત્રણે વરદાન મેળવી ચાલતા થયા. ત્રણે વિચાર કરતાં હતાં કે, આપણે શું માગવું? કોઇનો વિચાર મળતો નહિ, તેથી 'જ્યારે માગવાનો નિર્ણય કરીશું ત્યારે માગશું, આવો વિચાર કરીને ચાલતા થયા. જે ગામે જાય ત્યાં બ્રાહ્મણ બાપ દીકરો માગીને લાવે અને સ્ત્રી રસોઇ કરી પતિ પુત્રને જમાડીને જમે. તપના પ્રભાવથી એટલું થયું હતું કે આટલા દિવસ માગ્યું મળતું નહોતું તે હવે માગવા જતાં સારી પેઠે મળતું હતું.

આમ ફરતાં ફરતાં છ મહિના વિત્યા. હવે પોતાને ગામ જઇને ત્રણે વરદાન માગી લેવાં તેવો નિર્ણય કર્યો હતો. વચમાં એક શહેર

આવ્યું. શહેરના પાદરમાં આવેલા એક વડ વૃક્ષની નીચે સ્ત્રીને બેસાડીને બ્રાહ્મણ તથા તેનો દીકરો ગામમાં ભિક્ષાન્ન લેવા ગયા. આજે ગામમાં તહેવાર હતો તેથી ગામનું સ્ત્રીવૃંદ ઉત્તમ પ્રકારનાં શણગારોથી પોતાનું સૌન્દર્ય વધારી ગામને પાદર આવ્યું હતું. એક તો સ્ત્રીઓ સૌન્દર્યયુકત હતી, તેમાં વળી વસ્ત્રાલંકારોથી વિભૂષિત થયેલી અને તહેવાર હોવાથી આનંદપ્રફુલ્લ હતી, તેથી દરેક સ્ત્રીનું સૌન્દર્ય દ્વિગુણિત ખીલી ઉઠયું હતું.

આવી સુખી અને સૌન્દર્યયુકત સ્ત્રીઓને જોઇ બ્રાહ્મણ સ્ત્રીને પણ વસ્ત્રાભૂષણવાળી સૌન્દર્યયુક્ત સોળ વર્ષની સુંદરી થવાની આકાંક્ષા થઇ આવી. પ્રથમ તો મનના વિચાર ઉપર કાબુ રાખ્યો, પણ છેવટે આ ઇચ્છાને રોકી શકી નહિ. તેથી નાહી ધોઈને શુદ્ધ બની સૂર્ય સન્મૂખ ઉભી રહીને તે બોલી કે, "હે શ્રી શંકર! તમે મને વરદાન માગવાનું કહ્યું હતું કે મારી ઇચ્છા થશે ત્યારે માગીશ. હવે આજે મારો વિચાર છે કે આપ મને ઉત્તમ વસ્ત્રાભૂષણવાળી સૌન્દર્યવાન સોળ વર્ષની સુંદરી બનાવો."

આવી માગણી કરતાંજ સ્ત્રીનું સ્વરૂપ બદલાઈ ગયું. બીજી સ્ત્રીઓ કરતાં વધારે રૂપ, વધારે લાવણ્ય અને વધારે ઉમદા વસ્ત્રાભૂષણોવાળી સોળ વર્ષની સુંદરી થઇ ગઇ. તેથી તે પોતાને ધન્ય માનવા લાગી. પોતાનો પતિ અને પુત્ર આવશે ત્યારે પોતે અભિમાન કરશે આવો વિચાર કરતી હતી તેવામાં રાજમહેલમાંથી રાણીઓ મોટા દબદબા સાથે નિકળી. સાથે કેટલીક દાસીઓ હુકમ ઉપાડવા તૈયાર હતી, અને કેટલાક દાસ પણ રક્ષણાર્થે સાથે હતા. આ સાહેબી જોઈને તે વિચારવા લાગી કે 'પોતે જેવી રૂપવાન થઈ તેવો વૈભવ નથી. રાજાની રાણી થવામાં જે વૈભવ મળે છે તે બ્રાહ્મણ કે જે ભિક્ષા માગનાર છે તેની સ્ત્રી થવામાં નથી.'

સ્ત્રી જે સ્થળે બેઠી છે તે સ્થળે રાજા આવી ચડયો. આ સ્ત્રીને જોતાંજ તેનાપર મોહી પડયો. અને બોલ્યો કેઃ—

હાથે ચુડીં હેમની, હેમ સરીખા હાથ;
મોરૂં બનાવ્યું માનુની, જેદી નવરો દીનોનાથ;

હાથમાં સોનાની ચુડી છે અને સોના જેવા હાથ છે. આ સ્ત્રીનું શરીર તો જે દીવસ બ્રહ્મા નવરો હશે તે દિવસે જ ખાસ બનાવ્યું લાગે છે!

રાજા બ્રાહ્મણીની પાસે આવ્યો. રાજાની યુવાવસ્થા રૂપ અને રાજસત્તા જોઇ બ્રાહ્મણીને પણ મોહ થયો, અને આવા રાજાની રાણી થવાનું ભાગ્ય પ્રાપ્ત થાય તો વધારે સારૂં આવા વિચારો તે કરવા લાગી. કેમકેઃ—

નારી નીકળે નેક તો, નરનું રાખે નામ;
કુલટા સ્ત્રીના કંથને, ભુખ આરામ હરામ.

'એક નિષ્ઠાવાળી સ્ત્રી નિકળેતો પુરૂષની નામના વધારે છે, અને તે કુલટા નિકળે તો તેના પતિને ક્ષુધા અને આરામથી વંચિત રહેવું પડે છે.'

રાજા અને બ્રાહ્મણની સ્ત્રીની દૃષ્ટિ મળી. બંનેના મુખ ઉપર હાસ્ય છુટયું, મનના ભાવો મુખ ઉપર સ્પષ્ટ થવા લાગ્યા, અને નેત્રમાં પ્રેમની જ્યોતિ દેખાવા લાગી. આવી સુંદર સ્ત્રી પોતાના ઉપર પ્રેમ રાખે છે તે જોઇ રાજા વિવશ થયો અને પોતાનું ભાન ભુલ્યો. કેમકે—

બેઠીએ ન જહાં તહાં, કીજે ન કુસંગ સંગ,
કાયર કે સંગ શૂર, ભાગેહી ભાગે;
કાજળકી કોટડી મેં, કેસોહી જતન કરો,
કાજલકો દાગ તહાં, લાગેહી લાગે.
દેખી એક બાગનમે, ફુલનકી બાસનમે,
કામની કે સંગ, કામ જાગેહી જાગે

કહત હે બિહારીલાલ વેસો હે હમારો ખ્યાલ
ઈતને મેં એક ફંદ, જાગેહી જાગે.

' જેની તેની સાથે બેસવું નહિ, તેમ નઠારા માણસનો સંગ કરવો નહિ, કારણ કે કાયરનો સંગ થવાથી શૂરો હોય તે પણ રણસંગ્રામમાંથી જરૂર ભાગેજ. કાજળની કોટડીમાં પેસતાં ગમે તેટલું જતન-કાળજી રાખવામાં આવે છતાં કાજળનો ડાઘ લાગ્યા વિના રહેજ નહિં. બાગ જોવા જઈએ અને ગમે તેવી કાળજી રાખીએ છતાં ફુલની વાસ લાગ્યા વિના રહેજ નહિં. સ્ત્રીના સંગમાં રહેવાથી કામ જાગ્યા વિના રહે નહિ. તેથી બિહારીલાલ કહે છે કે મારો એવો ખ્યાલ છે કે આટલામાંથી એકાદ ફંદ તો થાયજ.'

રાજા અને બ્રાહ્મણ સ્ત્રીનું મન એક થયું. રાજાએ તેને પોતાની સાથે આવવા કહ્યું તેથી સ્ત્રી સાથે ગઇ અને પોતાને ભાગ્યશાળી માનવા લાગી.

સ્ત્રી રાજા સાથે ગઈ ત્યારબાદ બ્રાહ્મણ અને તેનો પુત્ર એ વડ પાસે આવ્યા. જુએ તો બ્રાહ્મણી ત્યાં ન મળે! શોધ ખોળ કરતાં પણ તેનો કયાંય પત્તો મળ્યો નહિ ત્યારે ત્યાં માણસો હતા તેને પુછવા લાગ્યા. ત્યારે માણસોએ કહ્યું કે, “ આ વડ નીચે બેઠેલી સ્ત્રી પ્રથમતો ભીખારણ જેવી હતી. ત્યાં એક ચમત્કાર થયો. જોતજોતામાં એ સ્ત્રી અતી સૌન્દર્યવાન બની ગઇ અને આ શહેરના રાજા સાથે ચાલી ગઇ. ”

પોતાની સ્ત્રીએ વરદાન માગીને સૌન્દર્ય મેળવ્યું, અને પછી તે રાજાની રાણી થઇ વૈભવ ભોગવવા ચાલી ગઇ તેમ જાણતાં બ્રાહ્મણનો ક્રોધ હાથ રહ્યો નહિં. તેથી નદીમાં નાહીને સૂર્ય સામે ઉભો રહીને તે બોલ્યો કે “ હે શ્રી શંકર! તમે મને વચન આપ્યું હોય તો અત્યારે હું માગું તે આપજો. મારી સ્ત્રી વકરી ગઇ છે તેને બકરી બનાવી દેજો ! ”

બ્રાહ્મણે જેવી માગણી કરી તે તુરત રાજમહેલમાં ગયેલી અને રાજા સાથે આનંદવાર્તા કરતી બ્રાહ્મણની સ્ત્રી બકરી બની ગઈ. રાજા ભય પામ્યો કે આ કોઈ ડાકણ છે. મારો પ્રાણ લેવા આવી છે. માટે આને અહીંથી તુરતજ તેના સ્થળે પહોંચાડવી જોઇએ.

પોતાના માણસોને રાજાએ હુકમ કર્યો કે, “આ બકરીને આપણા પાદરમાં જે વડ છે તે વડ નીચે મુકી આવો. જોજો, જરા પણ ભુલ કરશો નહિં, અને બીજે સ્થળે મુકશો નહિં. આ બકરી કોઇ ચુડેલ કે પિશાચણી છે. માટે તેની છેડતી કરશો નહિં.”

રાજાનો હુકમ સાંભળી બે જણા બકરીને લઇને વડનીચે આવ્યા. ત્યાં બ્રાહ્મણ અને તેનો પુત્ર બંને હતા. પોતાની સ્ત્રી વરદાન માગીને સ્વરૂપવાન થઇ અને રાજાના ઘરમાં ગઇ માટે તેને બકરીના રૂપમાંજ રાખવી, હવે સ્ત્રી બનાવવીજ નહિં એવો બ્રાહ્મણે નિશ્ચય કર્યો.

પિતા પુત્ર બકરી સાથે ત્યાંથી ચાલતા થયા. બકરીના રૂપમાં રહેલી સ્ત્રીને બધું જ્ઞાન હતું. પોતાના પતિ તથા પુત્રને ઓળખતી હતી. હવે પાછી મનુષ્ય બને એવી ઇચ્છા રાખતી હતી. તેથી દયામણી દૃષ્ટિએ પોતાના પતિ તથા પુત્ર સામે જોયા કરતી હતી.

બકરીને સાથે લઇ બંને આગળ ચાલ્યા. બ્રાહ્મણ બકરીને પુરૂં ખાવા દેતો નહિ, ચાલતા થાક લાગે તો વિશ્રાંતિ આપતો નહિ, અને એક સોટી લઇને તેને પ્રહાર કરતો. આવી રીતે પોતાનું વેર લેતો તે આગળ ચાલ્યો.

જ્યાં રાત પડતી ત્યાં બકરીને સાચવવાનું મુશ્કેલ થતું. કોઈ હિંસક પ્રાણી આવીને બકરીને ઉપાડી જાશે એ ધાસ્તિ હતી. તેથી રાત્રે પહેરો ભરવો પડતો. જંગલમાં ચાલતાં પણ હિંસક પ્રાણીની ધાસ્તિ હતી. આવી રીતે ભયયુક્ત રહેવાથી બ્રાહ્મણ કંટાળ્યો. તેથી પોતાના પુત્ર પ્રત્યે બોલ્યો કે, ‘હે પુત્ર! આ બકરી તારી

જનેતા છે. તેણે અપરાધ તો ઘણો મોટો કર્યો છે, પણ હવે તે અપરાધની ક્ષમા કરવી જોઈએ, અને તેને જેવી હતી તેવી બનાવવી જોઇએ. તારે હજી વરદાન માગવાનું બાકી છે, માટે તું વરદાન માગીને તારી માતા મૂળ જેવી હતી તેવી બનાવ."

પિતાનું વચન સાંભળી પુત્રે સ્નાન કર્યું અને સૂર્ય સામે હાથ જોડીને બોલ્યો કે, "હે શ્રી શંકર ! તમે મારા ઉપર પ્રસન્ન થયા હો—મને વરદાન માગવાનું વચન આપ્યું હોય તો અત્યારે મારે વરદાન માગવાનો સમય છે તેથી માગું છું કે મારી મા હતી તેવી થઇ જાય."

પુત્રે જેવું મોઢામાંથી વચન કાઢયું કે તુરત તેની માતા બકરી મટીને સ્ત્રી થઇ ગઈ. પોતે ખરાબ કામ કર્યું તેમ લાગી આવતાં એ સ્ત્રી નીચું મુખ કરી શરમાઇ ગઇ. પછી ત્રણે જણા ત્યાંથી ચાલતા થયા. પોતે કરેલું તપ અને શ્રી શંકરે પ્રસન્ન થઇ આપેલાં વરદાન આમ એળે નકામાં ગયાં તેથી ખેદ કરવા લાગ્યા અને પોતાનાં ભાગ્યને નિંદવા લાગ્યા.

બ્રાહ્મણે વિચાર કર્યો કે, "આપણે મેળવેલાં વરદાન બરબાદ ગયા ત્યારે વાણિયાની શું સ્થિતિ હશે ? જો તેની સારી સ્થિતિ હશે તો તે આપણને સહાય કરશે અને ખરાબ સ્થિતિ હશે તો આપણો ભાવ પણ નહિ પુછે. પણ જેની સાથે રહ્યા છીએ, મૈત્રિ થઇ છે, તેની પાસે એક વખત તો જવુંજ. આવો વિચાર કરી વાણિયાના ગામ તરફ ચાલતા થયા.

વાણિયાને બ્રાહ્મણને મળવાની ઉત્કંઠા હતીજ, અને તેના વરદાનનું શું થયું તે જાણવાની જિજ્ઞાસા હોવાથી ઘણા દિવસથી તેને મળવા ચાહતો હતો. બ્રાહ્મણ તથા તેની સ્ત્રી અને પુત્ર વાણિયાને ત્યાં આવી પહોંચ્યા. વાણિયાનો વૈભવ જોઇને બ્રાહ્મણ આશ્ચર્ય પામ્યો. એકજ વરદાનથી તેને આટલું બધું મળ્યું અને પોતાના પાસે ત્રણ

વરદાન હતાં છતાં પોતાના એના એ દિવસો રહ્યા તેથી મનમાં ખેદ કરવા લાગ્યો.

વાણિયાએ ઘણો આદરભાવ બતાવ્યો. પોતાને રસ્તો ચિંધનાર અને સાથે રહેનારના ઉપકારને તે ભુલ્યો નહોતો તેથી બ્રાહ્મણને જોઇને અતિ પ્રેમ બતાવવા લાગ્યો, સારૂં ભોજન જમાડ્યું અને સારી પેઠે સરભરા કરવા લાગ્યો. પછી બંને મિત્રો વાતે ચડ્યા.

વાણિયાએ કેવી રીતે આ ધન મેળવ્યું તે બધી હકીકત કહી.

"પણ તમારી વચેટ દીકરાની વહુ સોનાની ગોળીએ છાશ કરે એવું વરદાન તમે માગ્યું હતું તે સિદ્ધ થયું કે નહિ તે જોવાની મારી ઇચ્છા છે." બ્રાહ્મણે જીજ્ઞાસા બતાવી.

"ચાલો, અત્યારેજ તે બતાવું." કહેતોકને વાણિયો પોતાના બ્રાહ્મણ મિત્ર સાથે વચલા માળના બારણા આગળ જઈ ઉભો રહ્યો. જુએ તો વચેટ દિકરાની વહુ સોનાની ગોળીમાં ધમધમ કરતી છાશ વલોવી રહી છે!

બ્રાહ્મણ તો આ જોઇને સ્તબ્ધ બની ગયો.

પછી બ્રાહ્મણે પોતાની હકીકત કહી સંભળાવી. વાણિયાને બહુ ખેદ થયો અને ગરીબનું નશીબ ગરીબજ હોય તેવી હવે ખાત્રી થઇ. પછી મિત્રધર્મને યાદ કરીને તેને સુખી કરવાનો મનસુબો કર્યો. કારણ કે—

એડા મિત્ર ન કીજીએ, વિપત પડે ખીસ જાય;
જબ લગ મતલબ હોત હે, તબ લગ પ્રેમ બતાય.

'એવા મિત્ર કરવા નહી કે જ્યારે વિપત્તિ પડે ત્યારે વેગળા ખસી જાય અને મતલબ હોય ત્યાં સુધી પ્રેમ બતાવે.'

વાણિયાએ બ્રાહ્મણને પોતાની પાસે રાખ્યો અને નાણાની સારી સહાય કરી. બ્રાહ્મણની ચિંતા ટળી ગઇ અને ભાગ્યની બલીહારીથી તે સ્ત્રી તથા પુત્ર સહિત સુખી જિંદગી ગુજારવા લાગ્યો.



# છાશનો શો શોક?

ઘરના ઉઠયા વન ગયા, વનમાં ઉઠી લ્હાય;
ઉલેથી ચુલે પડયાં, કર્મ પ્રમાણે થાય.

'કર્મહીણને કયાંય સુખ હોતું નથી. ઘરમાં રહીને દુઃખ સહન ન થયું અને વૈરાગ લઇને વનમાં રહેવા ગયા તો વનમાં અગ્નિ લાગ્યો. ઠંડા રાખના ઢગલામાંથી સુખ મેળવવા ચાલ્યા તો ધગધગતા અંગારા-વાળી ચુલમાં પડયાં, માટે જેવું કર્મમાં હોય તેવું જ થયા કરે છે.'

ચંપાવતી નગરીમાં કોઈ ધનલાલ નામનો બ્રાહ્મણ રહેતો હતો. બ્રાહ્મણના ઘરમાં ધનસમ્પતિ સારી હતી. એક રાજાના જેટલો વૈભવ હતો. તેને દૈવયોગથી સુંદર અને પદ્મિણી સ્ત્રી મળી હતી. બંને દમ્પતિનો અથાગ પ્રેમ હતો. બંને સુંદર, યુવાન, સરખા ગુણ-વાળા અને સરખા પ્રેમવાળા હતાં. ઘરમાં વિપુલ ધન, પ્રેમાળ સ્ત્રી, શરીરની શક્તિ સારી, આ રીતે સુખી હતો. ચાર પ્રકારનાં સુખ ગણાવ્યા છે:—

પહેલું સુખ જાતે નરા, બીજું સુખ ઘેર દીકરા;
ત્રીજું સુખ સકળની નાર, ચોથું સુખ કોઠીએ જાર.

## છાશનો શો શોક?

સંસારમાં શરીરની સમ્પતિ સારી હોય તે પહેલું સુખ, સુંદર દીકરો હોય તે બીજુ સુખ, સારા કુળની સદ્‌ગુણી સ્ત્રી હોય તે ત્રીજુ સુખ, અને અન્ન ધનની કમીના ન હોય તે ચોથું સુખ ગણાય છે.

આ પ્રમાણે બ્રાહ્મણ શરીરની સમ્પતિ, સદ્‌ગુણી સ્ત્રી અને અન્નધન આમ ત્રણ સુખનો ભોક્તા હતો. પુત્ર સુખની પ્રાપ્તિ હજી સુધી થઈ નહોતી. બંનેના દિવસો આનંદમા જતા હતા. દુઃખ કેવું હોય તેનો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. પણ ભાવિના ગર્ભમાં શું છુપાએલું છે તે ઇશ્વર વિના કોણ જાણી શકે? મનુષ્યને કયારે સંકટ આવી પડે તે જાણી શકાય નહિ. આ પ્રમાણે માથે ઝઝુમી રહેલા દુઃખનો બ્રાહ્મણને ખ્યાલ પણ નહોતો.

એક વખત શ્રાવણ માસમાં જન્માષ્ટમીનો તહેવાર આવ્યો. કદિ નહિં ને આજે ધનલાલની સ્ત્રીને જન્માષ્ટમીના ઉત્સવમાં પગે ચાલીને જવાની ઇચ્છા થઇ. 'વાહનમાં જવાથી કાંઇ જોઈ શકાતું નથી. પગે ચાલીને જવાથી આખું શહેર અને ભાત ભાતના દેખાવો તથા મનુષ્યો જોઇ શકાય છે' આવી રીતે પોતાના પતિને સમજાવવા લાગી. પ્રથમ તો ધનલાલે પગે ચાલીને જવા દેવાની અનિચ્છા બતાવી, પણ સ્ત્રીના આગ્રહને વશ થઈ જવાની રજા આપી.

ધનલાલનાં મનમાં કુશંકાઓ થવા લાગી. મનમાં ઉદ્વેગ થવા લાગ્યો. જાણે કોઇ આપત્તિ આવશે તેમ અંતરાત્માને લાગવા માંડયું. ફરી પાછા મળાશે નહિં તેવો વિયોગ જણાવા લાગ્યો. મનમાં થવા લાગ્યું કે બહાર જવા ન દઉં, પણ પ્રેમ એટલો બધો હતો કે સ્ત્રીને નારાજ કરવાનું યોગ્ય લાગતું નહોતું, તેમ તેની આટલી ઇચ્છા પુરી ન કરે અને કુશંકાઓ લાવે તો પોતાની નબળાઇ જણાઈ આવે, તેથી જવાની રજા આપી, અને જલદી પાછા આવવા કહ્યું.

ધનલાલની સ્ત્રી પોતાની સરખી ઉમરની બે ચાર સાહેલીઓને સાથે લઇને ઉત્સવમાં જવા નીકળી. ઉત્સવમાં મનુષ્યોની ઠઠ જામી હતી. વેપારીઓ વિવિધ પ્રકારની વસ્તુઓ વેચવા માટે દુકાનો માંડીને બેઠા હતા. કોઈ સૌન્દર્યનું પ્રદર્શન જોવા આવ્યા હતા. કોઇ અવનવી ચીજો જોવા અને ખરીદવા આવ્યા હતા. તો કોઇ કાંઇ બીજા હેતુથી આવ્યા હતા. આવી રીતે જુદા જુદા વિચારના સ્ત્રીપુરૂષોનાં વૃંદો એકઠાં થયાં હતાં.

ધનલાલની સ્ત્રી પોતાની સાહેલીઓ સાથે અહીંથી તહીં ફરતી હતી. એક તો પોતે સૌન્દર્યવાન અને તેમાં મૂલ્યવાન વસ્ત્રાભુષણો પહેર્યાં હોવાથી અપૂર્વ સૌન્દર્ય ખિલ્યું હતું. આ સૌન્દર્ય સ્ત્રી અને પુરૂષોની દૃષ્ટિને આકર્ષતું હતું.

અતિશય સૌન્દર્ય પણ કોઇ વખત દુઃખદાયક બને છે. હલકી વૃતિનાં પુરૂષો તેનાથી અંજાય છે. અને હીચકારાપણું બતાવે છે. ધનલાલની સ્ત્રી આવી રીતે આવતાં તો આવી પણ હવે તેને પસ્તાવો થવા લાગ્યો. મનુષ્યો જેમ જેમ તેને ધારીધારીને જોવા લાગ્યા તેમ તેમલજ્જા આવવા લાગી અને પોતાની સાહેલીઓને કહેવા લાગી કે જલદી ઘેર જઇએ.

જે સ્થળે ઉત્સવ-મેળો હતો તે સ્થળથી થોડે દૂર એક દેવાલય હતું. તે સ્થળે દર્શન કરીને પછી ઘેર જવું એવો સાહેલીઓનો આગ્રહ થતાં ધનલાલની સ્ત્રી તે તરફ જવા નિકળી. જેમ જેમ દેવાલય તરફ ચાલવા લાગી તેમ તેમ ઉલ્લાસને બદલે ભય અને ચિંતા થવા લાગી. શરીર કંપવા લાગ્યું અને કાંઇ અહિત થાય તેવો ભાસ થવા લાગ્યો. ઘર તરફ જવા મન ખેંચાવા લાગ્યું. કયારે ઘેર પહોંચું તેમ થવા લાગ્યું. ઘરે પહોંચ્યા પછી હવેથી કોઇ દિવસ આવી રીતે બ્હાર નિકળવું નહિં તેવો નિશ્ચય કર્યો.

આસ્તેઆસ્તે ચાલતાં સાહેલીઓ સાથે ધનલાલની સ્ત્રી દેવાલય નજીક આવી. ત્યાં એજ ગામનો રાજા ઘોડેસ્વાર થઈને સામે મળ્યો. ધનલાલની સ્ત્રીનું સૌન્દર્ય જોઈ પ્રથમ દૃષ્ટિએજ મોહાંધ બન્યો. તે એટલા સુધી કે પોતે કોણ છે, પોતાનો શું ધર્મ છે તે બધું ભુલી ગયો અને ગમે તે રીતે આ સૌન્દર્યયુક્ત પદ્મિણી સ્ત્રી મેળવવાની કુબુદ્ધિવાળો થયો. કારણ કે 'વિનાશકાળે વિપ્રીત બુદ્ધિ.' જ્યારે મનુષ્યનો વિનાશકાળ થવાનો હોય ત્યારે અવળી બુદ્ધિ સુજે છે. તે પ્રમાણે રાજાને પણ અવળી બુદ્ધિ સુજી અને ગમે તે રીતે એ સ્ત્રી મેળવવાનો નિશ્ચય કર્યો.

ધનલાલની સ્ત્રી નજીક આવી એટલે રાજા ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તેને જોર જુલમથી પકડી ઘોડાને બેલાડ નાખી ચાલતો થયો.

'રાજા પોતાનું હરણ કરીને લઈ જાય છે, કોઈ છોડાવો, કોઇ બહાર કરો,' આવી રીતે સ્ત્રી આક્રંદ કરતી રહી રહી ત્યાં રાજા ઘોડાને પુરપાટ દોડાવી રાજમહેલમાં આવ્યો.

ધનલાલની સ્ત્રીની સાહેલીઓ આક્રંદ કરતી ધનલાલ પાસે ગઈ, અને તેની સ્ત્રીનું હરણ થવાના માઠા સમાચાર આપ્યા. ધનલાલને માથે આપત્તિ આવી. હવે પોતાની સ્ત્રીને શી રીતે મેળવવી તેની ચિંતામાં તે પડયો.

સ્ત્રી ગઇ, ઇજ્જત પણ ગઈ, હવે સંસારમાં સાર જેવું કાંઇ નથી તેમ ધારીને પોતાની ધન સમ્પતિને પુણ્ય દાનમાં ખર્ચીને તે ભટકતો ભીખારી થઇ ગયો, અને રાજમહેલની આસપાસ આંટાફેરા ખાવા લાગ્યો.

રાજા સ્ત્રીને રાજમહેલમાં લાવ્યો. પતિ વિયોગના દુ:ખથી ઘેરાયલી એ સ્ત્રીએ પોતાના શિયળ રક્ષણ માટે પ્રાણ આપવો પડે તો

આપવો પણ પોતાની ભ્રષ્ટતા થવા ન દેવી એવો નિશ્ચય કર્યો. રાજા ઘણી રીતે રીઝવતો, ઘણા પ્રલોભનો આપતો, પણ સ્ત્રી એકની બે થતી નહિં અને જવાબ આપતી કે, "જો મારા ઉપર જુલ્મ ગુજારવાનો વિચાર કરશો તો આત્મઘાત કરીશ." રાજા આથી ડરી જતો અને સ્ત્રી પોતાની ઇચ્છાને આધીન થાય એવી તરકીબ કરતો.

ધનલાલ બેહાલ સ્થિતિમાં ગામમાં ફરતો હતો. રાજમહેલ તરફ દૃષ્ટિ રાખતો હતો તેથી તેની સ્ત્રીનો ઘણી વખત મીટમિલાવો થતો હતો. દૂરદૂરથી પણ નેત્રમિલનથી કંઇ કંઇ પ્રેમગોષ્ટિઓ થતી. એક દિવસ પોતાનો પતિ ફરતો હતો, તેની પોતાના તરફ દૃષ્ટિ હતી એટલે સ્ત્રીએ ચીઠ્ઠી લખીને તે કાગળમાં વિંટી મુકીને તેનું પડીકું વાળ્યું અને તે ધનલાલ તરફ ફેંકયું. ધનલાલે કાગળ લીધો. તેમાં લખ્યું હતું કે જે દેવાલયથી મારૂં હરણ થયું છે તે દેવાલયમાં દરેક રાત્રિએ રહેવું. હું ગમે તે રીતે દેવાલયમાં આવીશ અને ત્યાંથી આપણે નહાસી છુટશું.

ધનલાલને ખાત્રી થઇ કે મારી સ્ત્રી રાજવૈભવમાં લોભાણી નથી તેમ મારા પ્રત્યેનો તેનો પ્રેમ ઓછો થયો નથી. મને ગમે તે પ્રકારે મળવા માગે છે તે થોડા દિવસમાં જરૂર મળશે. આ વિચારે તેને આનંદ થયો અને ગામ બહારના દેવાલયમાં તે રાત્રિનિવાસ કરવા લાગ્યો.

આ તરફ ધનલાલની સ્ત્રીએ સ્ત્રીચરિત્ર કરવા માંડયું. ક્રોધ તજી દીધો અને રાજાની સાથે હસવા બોલવાનું શરૂ કર્યું. કિંમતી વસ્ત્રાભૂષણ ધારણ કરવા માંડયા. તેથી રાજાએ માન્યું કે હવે સ્ત્રીનું મન શાંત થયું છે અને મારા પ્રત્યે આકર્ષણ થયું છે. રાજા હર્ષવાન થયો. સ્ત્રીની માગણી પુરી કરવા તત્પર રહેવા લાગ્યો. એક દિવસ રાત્રે સ્ત્રીએ રાજાને પોતાના મહેલે આવવાનું આમંત્રણ કર્યું.

તેથી રાજાએ નવું જીવન અનુભવ્યું અને હોંશમાંને હોશમાં ધનલાલની સ્ત્રીની મેડીએ ગયો.

આજે સ્ત્રીએ હાવભાવ બતાવવા માંડયા. રાજા જેવો આવ્યો કે તુરત ઝુકીને તેને નમન કર્યું. તેથી રાજાને વિશ્વાસ આવ્યો. પરંતુ તેને કયાં ખબર હતી કે—

નમન નમનમેં ફેર હે, બોત નમે નાદાન;
દગાખોર દુના નમે, ચિત્તા ચોર કમાન.

નમવા નમવામાં ફેર છે. એક તો જેનામાં કાંઇ શક્તિ ન હોય તે નમે છે, દગાખોર હોય તે તો બમણો નમે છે–જેમ શિકાર ઉપર તૈયાર થએલ ચિત્તો, ચોરી કરવા તૈયાર થએલ ચોર, અને તીર ફેંકતી વખતે કમાન નમે છે તેમ ! આ ત્રણે જ્યારે નમે ત્યારે કાંઇ પણ ખરાબ કરનાર છે તેમ જણાઈ આવે, તેવીજ રીતે કપટી માણસ નમે ત્યારે જાણવું કે તે કાંઈક અહિત કરવાનો છે.

ધનલાલની સ્ત્રીએ પ્રેમ બતાવવા માંડયો. સ્ત્રી પોતાને અનુકુળ થએલી હોવાથી આનંદમાં ભાનભુલો થઇ ગયો. આ સંધીનો લાભ લઈ સ્ત્રી તેને મદ્યપાન કરાવવા લાગી. મદ્યના ભરેલા પ્યાલા ઉપર પ્યાલા આપવા માંડયા. રાજાએ સ્ત્રીને મદ્યપાન કરવાનો આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું કે, 'હું થોડા દિવસ પછી મદ્યપાન કરીશ. આજે મારા હાથથી આપને મદ્યપાન કરાવવા દ્યો.' મદ્યના નશામાં રાજા ચકચુર બન્યો ત્યારે એક પ્યાલામાં ઝેર ભેળવી તેમાં મદ્ય નાખી તે આગ્રહથી પાયો. ઝેરયુક્ત મદ્ય પીતાંજ રાજા બેશુદ્ધ થયો અને જોતજોતામાં રાજાનો આત્મા પરનારીના શિયળભંગના ગુન્હાનો જવાબ દેવા યમરાજાના દરબારમાં ચાલ્યો ગયો. કારણ કે પરનારીથી એમજ થાય છે.

પ્રીત કરો પરનારની, કેવળ જાએ પ્રાણ;
લેશે અંત પરનારનો, તેનું નામ અજાણ.

પરનારીની પ્રીતથી પ્રાણની હાની થાય છે અને જે માણસ પરનારીનો પીછો લે છે તેનું નામ મૂર્ખ માણસમાંજ લેખાય છે.

પરનારી પ્રત્યક્ષ દેખો, વીખ હળાહળ અંગ;
રાવણનાં દસ શીશ ગયા, પરનારી કે સંગ.

પરનારીને કુદષ્ટિથી પ્રત્યક્ષ દેખતાં આખા શરીરમાં હળાહળ વિષ વ્યાપે છે અને તેથી નાશ થાય છે. સીતાજીનું હરણ કરવાથી રાવણે દસ માથાં ખોયાં.

રાજાના પ્રાણ ગયા એટલે ધનલાલની સ્ત્રી કેટલુંક ઝવેરાત લઇ પોટલી બાંધી બજારમાં પડતી બારીએ દોરડું બાંધીને નીચે ઉતરી ગઈ, અને કોઈ ન દેખે તેમ કિલ્લાની ગુપ્ત બારીથી નિકળીને દેવાલયમાં આવી. આ વખતે મધ્યરાત્રિ વ્યતિત થવા આવી હતી. બ્રાહ્મણ નિદ્રામાં હતો. ત્યાં જઈ સ્ત્રીએ ધનલાલને જગાડયો અને રાજાને ઝેર દઇને માર્યો છે માટે અત્યારેજ અહીંથી ચાલ્યા જઇએ આમ કહીને તે ધનલાલ સાથે ચાલતી થઇ.

ચાલતાં ચાલતાં સવાર પડી. એટલે વિચાર કર્યો કે 'દિવસે જાહેર રસ્તે ચાલવું ભય ભરેલું છે, કારણ કે રાજાને મારવાથી પાછળ માણસો શોધમાં આવશે અને પકડી લેશે તો શૂળીએ ચડવું પડશે.' આ ભયથી પ્રભાત થતાં ઘાટા જંગલમાં સંતાઇ રહ્યા અને રાત્રિ પડતાં આગળ ચાલ્યા. આવી રીતે રાત્રિએ પ્રવાસ કરતાં કરતાં રાજાની હદ વટાવી ગયા, એટલે નિઃશ્ચિંત થયા અને એક જંગલમાં નિર્ભય થઇને રાત્રિ રહ્યા.

ભાગ્યની વિચિત્રતા છે, માણસ ધારે છે કાંઈ અને ઈશ્વર

કરે છે કાંઇ ! તે પ્રમાણે આ સ્ત્રીના દુઃખની તો હજી શરૂઆતજ થઈ હતી. હજી કેટલાએક સંકટો સહન કરવાના હતા. એક વિશાળ વડ વૃક્ષ નીચે બંને દમ્પતિએ રાત્રિ નિવાસ કર્યો. આજે ચિંતા હતી નહિ. ઘણાં દિવસે ભેગા મળેલા હોવાથી આનંદથી વાર્તાલાપ કરતાં રાત્રિ ખૂબ વ્યતિત થઇ ગઇ. પછી બંને નિદ્રાધિન થયા. ધનલાલ જે જગ્યાએ સુતો હતો તેની સામે સર્પનો રાફડો હતો અને સર્પને ચાલવાનાં રસ્તામાંજ ધનલાલ સુતો હતો. મોડી રાત્રે સર્પ ચારો કરવા રાફડામાંથી બ્હાર નિકળ્યો અને પોતાને રસ્તે ચાલ્યો, ત્યાં ધનલાલને સુતેલો જોયો એટલે રસ્તો તરીને ધનલાલનાં પડખામાંથી ચાલવા લાગ્યો. સર્પ પાસે થઇને નિકળ્યો કે ધનલાલ પડખું ફર્યો અને તેનો હાથ સર્પ ઉપર પડયો, તેથી સર્પે ડંશ કર્યો. સર્પ ચાલ્યો ગયો. ધનલાલને નિદ્રામાં સર્પડંશનો ખ્યાલ રહ્યો નહિં. ઝેર શરીરમાં વ્યાપી ગયું અને પ્રભાતકાળ થતામાં તો ધનલાલના પ્રાણ ચાલ્યા ગયા.

સવારમાં સ્ત્રી નિદ્રાનો ત્યાગ કરીને જાગ્રત થઈ. ધનલાલને ઢંઢોળવા લાગી પણ જાગ્યો નહિં. તેથી ચિંતા કરતાં જોવા લાગી તો તેને નિષ્પ્રાણ જોયો. તેથી ધ્રાસકો પડયો, એટલે શરીર જોવા લાગી તો સર્પડંશની નિશાની જોઇ, અને આખા શરીરે વિષ વ્યાપી ગયું હોવાથી શરીરનો રંગ પણ લીલો થઇ ગએલો જોયો. જેના માટે થઈને પોતે રાજવૈભવનો ત્યાગ કર્યો, રાજાને વિષ દઇને માર્યો અને જંગલમાં તેના સાથે ભટકવા નિકળી તે માણસ જંગલમાં પોતાને એકલી છોડીને ચાલ્યો ગયો ! પોતે નિરાધાર થઇ તેથી હૃદયફાટ આક્રંદ કરવા લાગી. ઉજડ જંગલમાં કોણ આશ્વાસન આપે ? કોણ તેને સહાય કરે ? અત્યારે તેના દુઃખનો પાર નહોતો. પોતાના પતિને અગ્નિ સંસ્કાર ન કરાય તો કાગડા શિયાળ વિગેરે તેના શરીરને સુંથી ખાય. આ પણ મોટી આપત્તિ હતી.

સ્ત્રીનું રૂદન દૂરદૂર સંભળાતું હતું. થોડે દૂર ડાકુઓ કોઇને લૂંટવાના ઇરાદાથી ફરતા હતા. સ્ત્રીના રૂદનનો ધ્વનિ સાંભળી તેઓ તેના પાસે આવ્યા અને મૃતક પુરૂષને જોઈ આશ્વાસન આપવા લાગ્યા. અગ્નિસંસ્કાર માટે મદદ કરવા લાગ્યા. સ્ત્રીએ માન્યું કે આ પુરૂષો સજ્જન છે તેથી મને દુઃખી જોઇને મદદ કરે છે. વનમાંથી સુકા કાષ્ટો એકઠા કરીને ચુનલાલને અગ્નિસંસ્કાર કર્યો. પછી સ્ત્રીને આશ્વાસન આપીને સાથે લીધી. ચોર સમજી ગયા હતા કે આ સ્ત્રી પાસે ઘણું દ્રવ્ય છે. એક તો સૌન્દર્યવાળી છે, બીજું દ્રવ્યવાળી છે, માટે આવી એકલી સ્ત્રી પોતાને ત્યાં રહે તેમ મનમાં ગોઠવણ કરવા લાગ્યા. સ્ત્રીને લઇને તેઓ પોતાને ગામ ગયા. જે કાંઈ દ્રવ્ય હતું તે લઈને ચોરોએ વ્હેંચી લીધું, અને સ્ત્રીને ચોરોના આગેવાને માગી લીધી. તેને પોતાને ઘેર લઈ ગયો.

જે સ્ત્રી રાજાના રાજવૈભવ ઇચ્છે નહિ તે ડાકુના વિચારોને અનુકુળ શી રીતે થાય? ચોરના આગેવાને તેને ઘણી રીતે સમજાવી, પણ પોતાના શિયળનું ગમે તે ભોગે રક્ષણ કરવાની એકનિષ્ઠાવાળી તે તાબે થઈ નહિં. તેના આ પવિત્ર નિશ્ચય આગળ ચોર જેવા હલકી વૃત્તિવાળાનો પ્રભાવ કેટલો હોય? તેના ઉપર તે કોઇ પણ રીતે જબરજસ્તિ ગુજારી શકયો નહિં. જ્યારે સ્ત્રી તાબે ન થઈ ત્યારે તેને વેચીને નાણા કરવાનો તેણે વિચાર કર્યો અને તેને દૂર દેશમાં લઈ ગયો. એક શહેરમાં જઈને ગુણિકા પાસેથી ખૂબ પૈસા લઇને તેને વેચી દીધી.

ગુણિકા પ્રથમ તો સંગીત વગેરેની તાલિમ દેવા લાગી. ચુનલાલની સ્ત્રી પોતાનું શિયળ સચવાય તો બીજો ગમે તે ધંધો કરવાને તૈયાર હતી. પોતાને પડેલી વિપત્તિને ધ્યાનમાં લઈને ગાવા બજાવવાનો ધંધો કરવા તે તૈયાર થઈ. ગુણિકાના મનમાં એમ હતું કે

આ સ્ત્રી જેવી સૌન્દર્યવાન કોઈ જોઈ નથી. તેને તાલિમ આપીને ગુણિકાના ધંધામાં ઉતારવી. તેથી સારી કમાણી થાશે. ઘનલાલની સ્ત્રીને એમ હતું કે શિયળભંગનો સમય આવે ત્યારે આત્મઘાત કરીને પણ શિયળનું રક્ષણ કરવું.

જોતજોતામાં સંગીતનાં કામમાં તેણે પ્રવીણતા મેળવી. જ્યાં જ્યાં જલસા થતા ત્યાં ત્યાં આ બ્રાહ્મણીના ગાયનોની વાહ વાહ થતી. એક તો અપૂર્વ લાવણ્ય, તેના સાથે સુમધુર કંઠ, તેથી લોકો આકર્ષાતા અને કેટલાક તો તેના ઉપર તન મન ધન વારી નાખવા તૈયાર થતા. આવી રીતે પુરૂષોને આકર્ષાતા જોઇને ગુણીકાએ આગ્રહ કરવા માંડયો અને શિયળનું લીલામ કરી સારા પૈસા મેળવવા લલચાવવા માંડી. પણ કોઈ ઉપાયે બ્રાહ્મણીએ માન્યું નહિ ત્યારે જેટલું દુઃખ દેવાય તેટલું દુઃખ આપવાનું શરૂ કર્યું.

અગ્નિમાં બળવું ભલું, ભલું વિષનું પાન;
શિયળ ખંડિતા ના ભલું, નવ કોઈ શિયળ સમાન.

ગુણિકા શિયળ વેચવા કહેતી ત્યારે સ્ત્રી તેને જવાબ દેતી કે– "અગ્નિમાં પડીને બળવું સારૂં, વિષપાન કરીને મરવું સારૂં, પણ શિયળ ખંડિત કરવું સારૂં નથી; કારણ કે, જગતમાં શિયળને તોલે આવે તેવી કોઇ પણ બીજી વસ્તુ નથી, કોઈ પણ એવું પુણ્ય નથી. શિયળ સાચવીને બીજું જે કાંઇ કામ કહેશો તે કરવા તૈયાર છું. શિયળ વેચવા તૈયાર નથી. શિયળ તો મને પ્રાણ કરતાં વધારે વ્હાલું છે."

આના ઉત્તરમાં ગુણિકા બોલી કેઃ–" અગ્નિમાં પડીને બળી મરવું ઘણું દોહલું છે. તારી કંચન જેવી કાયા છે તેં શું અગ્નિમાં બાળી દઇ શકે તેમ છે ? તું સીધી રીતે માનતી નથી તો આજે

જોર જુલ્મથી હું તારા શિયળને લુંટાવવાની છું અને તારૂં શરીર ટકે ટકે વેચવાની છું."

ગુણિકા છેલ્લે પાટલે બેઠી અને પોતાનો નિશ્ચય જાહેર કર્યો. કારણકે 'વેર ગુણિકા ને સતી.' ગુણિકા અને સતીને સહજ વૈર હોય છે. તે વેરનો બદલો લેવાને તૈયાર થઈ. બ્રાહ્મણીને હવે ખાત્રી થઈ કે જરૂર મારા ઉપર અત્યાચાર કરાવશે. જોર જુલ્મ આગળ મારૂં કાંઇ ચાલશે નહિં. આવું પાપમય જીવન ગુજારવા કરતાં મરવું હજાર દરજ્જે સારૂં છે. ગુણિકાને શિયળની કિંમત હોય નહિં તેથી મારા ઉપર જેટલું બનશે તેટલું કરીને પણ શિયળ ભંગ કરશે. આવો વિચાર કરી અગ્નિમાં બળી મરવાનો નિશ્ચય કરી ગુણિકા ન જાણે તેમ ઘરની બ્હાર નિકળીને ન્હાસી ગઇ.

બ્રાહ્મણીએ વિચાર કર્યો કે, 'હવે આ શરીર શા માટે રાખવું ? જ્યાં જ્યાં જઇશ ત્યાં ત્યાં મને ભય થવાનો છે. માટે હવે તો અગ્નિને શરીર અર્પણ કરવું વધારે સારૂં છે. આવો નિશ્ચય કરીને જંગલમાંથી કાષ્ટો એકઠા કરી પાણી વિનાની નદીમાં ઝુંપ ખડકયો. તે એવા વિચારથી કે જ્યારે નદીમાં પાણી આવશે ત્યારે મારા શરીરનાં હાડ તથા ભષ્મ સમૂદ્રમાં જશે. આ વિચારે સુકી નદીમાં અગ્નિ પ્રગટ કરીને ઝંપલાવ્યું. પણ જેને રામ રાખે તેને મારનાર કોણ છે ? શરીરને અગ્નિ અડી ન અડી ત્યાં તો મુશળધાર વર્ષાદ થયો. અગ્નિ બુઝાઈ ગયો અને નદીમાં પુર આવવાથી સ્ત્રી તણાવા લાગી. આથી પણ સ્ત્રીને સંતોષ થયો કે આત્મઘાત કરતાં આવી રીતે મરવું થશે તે પણ સારૂં છે.

નદીમાં તણાતાં બેભાન સ્થિતિ થઇ ગઇ અને થોડે દૂર જતાં નદીને કાંઠે ઓવાળે ચડાવીને કાંઠે કાઢી નાખી. શરીરને અગ્નિથી થોડી હાની થઇ હતી તેમાં પાણીમાં રહેવાથી વધારે હાની થઈ, પણ બેભાન સ્થિતિ હોવાથી દુઃખનો અનુભવ થયો નહિં.

નદીને કાંઠે બેભાન સ્થિતિમાં અને શરીરે દાઝેલી સ્ત્રીને જંગલમાં ઢોરો ચારવા આવેલ એક ભરવાડે જોઈ. આ કોઇ અસહાય સ્ત્રી છે, વળી બેભાન્ છે, તે જોઇને દયાથી તેનું હૃદય ઉભરાઇ આવ્યું. તેથી તેને ઉંચકીને વૃક્ષને છાંયે લાવ્યો. અગ્નિથી દાઝેલાને બકરાનું લોહી સારો ફાયદો કરે છે તેમ ભરવાડ સારી પેઠે જાણતો હોવાથી પોતાની સાથે બકરાનાં ટોળામાંથી એક બકરીનો કાન કાપી તેનું લોહી દાઝેલા ભાગ ઉપર ચોપડયું, તેથી બ્રાહ્મણીનાં શરીરને ઠંડક વળી. ભરવાડ એ સ્ત્રીને ઉંચકીને પોતાને ઘેર લાવ્યો અને સારવાર કરવા લાગ્યો. ભરવાડની સારવારથી બ્રાહ્મણી શુદ્ધિમાં આવી. પોતાનો પ્રાણ હજી ગયો નથી અને વળી બીજા કોઈના પંજામાંથી ફસાઇ છે તેમ માનીને બોલી કે "ભાઈ! આ દુઃખણી અને વિધવા બ્રાહ્મણીને શા માટે સારવાર કરીને બચાવે છે? હું મરવાને યોગ્ય છું, માટે મને મરવા દે."

બ્રાહ્મણીની વાણી સાંભળી ભરવાડના મન ઉપર અસર થઇ અને બોલ્યો કે "મારે કોઇ બ્હેન નથી. તું બ્રાહ્મણી અને વિધવા છો તેથી મારી બ્હેન છો. તારૂં પાલન પોષણ કરીશ તો મને પુણ્ય થશે. હવે તને કોઈ પ્રકારે અહીં દુઃખ રહેશે નહિં."

ભરવાડે બ્હેન કહીને બોલાવી ત્યારે બ્રાહ્મણીના મનને સંતોષ થયો. પોતાના શિયળને કોઇ પ્રકારે નુકશાન થશે નહિ, તેમ હવે બીજા કોઇ પ્રકારે દુઃખ થશે નહીં, એમ તેને લાગ્યું.

ભરવાડ, તેની સ્ત્રી, અને આખા નેહ (ભરવાડને રહેવાનો વાસ) ની બધી સ્ત્રીઓ આ બ્રાહ્મણીની સારવાર કરતી. જંગલમાંથી ઔષધીઓ લાવીને ચોપડતી. તેથી બ્રાહ્મણીને શરીરે આરામ થવા લાગ્યો. જ્યારે આરામ થયો અને હરતી ફરતી થઈ ત્યારે બ્રાહ્મણી ભરવાડના ઘરનું કામકાજ કરવા લાગી, ભરવાડની સ્ત્રીની પ્રીતિ સમ્પાદન કરવાનો

પ્રયાસ કરવા લાગી, અને જોતજોતામાં આખા નેહડાના ભરવાડ તથા તેની સ્ત્રીઓની પ્રીતિપાત્ર બની.

બ્રાહ્મણીએ વિચાર કર્યો કે, 'જેના ભેગા રહેવું છે તેની સાથે ભળી જવું જોઇએ. વેશ પણ તેવોજ રાખવો જોઇએ. અતડા રહેવામાં કાંઈ સાર નથી.' તેમ ધારીને ભરવાડણના જેવો પહેરવેશ કર્યો અને પોતાના ભરવાડ ભાઇને કહીને જુદું છાપરૂં બનાવરાવ્યું. ભરવાડે પોતાના ઘરે રહેવા આગ્રહ કર્યો પણ જીભના માનેલા ભાઇને બોજા રૂપ નહિ થવું આ વિચારથી જુદું રહેવાનું પસંદ કર્યું.

નેહડાના ભરવાડે એકએક બબ્બે બકરાં આપીને પંદર વીસ બકરાં કરી દીધાં, અને વારે વારે બધાએ ચારવા તેવો નિર્ણય કર્યો. બ્રાહ્મણી દોહવા વલોવવા શિખી ગઇ હતી તેથી બકરાં દોઇને વલોણું કરીને તેનું ઘી બનાવતી, અને ઘી તથા છાશ લઇને બધાની સાથે સામેના શહેરમાં જઇને વેચતી. તેના જે પૈસા આવે તેનાથી પોતાનું ગુજરાન ચલાવી ઇશ્વરભજન કરતી.

આવી રીતે દરરોજ તે બીજી ભરવાડણો સાથે છાશ વેચવા જતી. એક દિવસ બધાની સાથે છાશ વેચવા ગઈ ત્યારે રસ્તામાં ચાલી જતી હતી ત્યાં રાજા ઘોડેસ્વાર થઇને નિકળ્યો. ઘોડો તોફાન કરવા લાગ્યો. એક તરફથી ઘોડાની વાઘ તુટી ગઈ તેથી ઘોડો કાબુમાં રહ્યો નહિ અને આ બ્રાહ્મણી માથે છાશનો પેડો લઇને જતી હતી તેને હડફેટમાં લીધી, તેથી છાશનો પેડો (માટલું) પડી ગયો, અને તેના કટકે કટકા થઈ ગયા. છાશ બધી ઢોળાઈ ગઈ. પોતાનાથી એક સ્ત્રીને નુકશાન થયું તે જોઈ રાજા ઘોડેથી નીચે ઉતર્યો.

**પેલી સ્ત્રી તો ઢોળાઈ ગયેલી છાશ સામે જોઇને હસ્યા કરતી હતી!*** બીજી ભરવાડણો અફસોસ કરતી હતી ત્યારે આ બ્રાહ્મણી હસતી હતી તે જોઇને રાજા પુછવા લાગ્યો કેઃ—

* જુઓ। ચિત્ર.



પેલી સ્ત્રી તો ઢોળાઈ ગયેલી છાશ સામે જોઇને હસ્યા કરતી હતી ! [પૃ. ૨૦૮

"બાઈ! તારી છાશ બધી ઢોળાઇ ગઈ, આજના દિવસના ગુજરાનનું સાધન ગયું. તને નુકસાન થએલું જોઇને તારી સાથેની સ્ત્રીઓ શોક કરે છે, ત્યારે તું હસવા લાગી છે. આનું કારણ કાંઈ સમજાતું નથી. માટે તને નુકસાન થયા છતાં તું કેમ હસે છે? તે વાત મને કહે."

બ્રાહ્મણીઃ—"મારી કથની ઘણી લાંબી છે. મારી વિતક કથા સાંભળવામાં કાંઈ સાર નથી. હું એટલી બધી દુઃખી છું કે આજ સુધી પડેલ દુઃખ અને થએલ નુકસાન આગળ છાશનું નુકસાન તો કાંઈ હિસાબમાં નથી. જેણે મોટા મોટા નુકસાન સહન કર્યા હોય, દુઃખના ડુંગરા ઉલ્લંઘ્યા હોય તેને થોડું નુકસાન કે થોડું દુઃખ કાંઈ પણ અસર કરી શકે નહિં. તેવીજ રીતે મને આ છાશ જેવી નજીવી વસ્તુનું નુકસાન કાંઇ અસર કરી શકયું નથી."

આવી રીતે બ્રાહ્મણીનું કહેવું સાંભળીને રાજાને જિજ્ઞાસા ઉત્પન્ન થઇ અને બ્રાહ્મણીની દુઃખ કથા સાંભળવાની તીવ્ર ઇચ્છા થઇ તેથી બોલ્યો કેઃ—"જે જે તારે માથે વિત્યું હોય—તેં જે જે નુકસાન સહન કર્યું હોય તે બધું સાંભળવાની મારી ઇચ્છા છે. માટે વિના સંકોચે બધી વાત કહી સંભળાવ. હું તને મદદ કરીશ અને તારી ઇચ્છા પ્રમાણે સહાય કરીશ. દુઃખી માણસને સહાય કરવાનો રાજા તરીકે મારો ધર્મ છે.

બ્રાહ્મણીઃ—"આપની ઇચ્છા છે ત્યારે સાંભળો. હું મારા દુઃખની કથા કહું છું. આમ કહીને બોલી કેઃ—

(સવૈયો.)

નૃપ માર ચલી અપને પિયુસેં, પિયુ સર્પ ડસ્યો દુઃખ મેં પર હું,
લે ગયે ચોર બિદેશનકું, ઉન બેચ દીની ગુણિકા ઘરકું;
પાપ સંગ ભયો જલનેકું ચલી, નીર પુર ભયો નીરસે ચલ હું,
છત્રપતિ મહારાજ સુનો, અબ છાશકો શોચ કહા કર હું.

"હું અને મારો પતિ સુખી હતાં. ત્યાં રાજા મારૂં હરણ કરી ગયા. મારા શિયળના રક્ષણ માટે અને મારા પતિને મળવા માટે રાજાને મારી મારા પતિ સાથે હું નહાસી છુટી ત્યાં મારા પતિને સર્પડંસ થયો અને તેમાં તેના પ્રાણ ગયા. ત્યાં ચોર લોકો મળ્યા તે મને પરદેશમાં લઇ ગયા અને મને ગુણિકાને ઘેર વેચી. ત્યાં મહાપાપનો ધંધો કરવો પડશે તેવો ભય પામીને નહાસી ગઇ. નદી કીનારે બળવા તૈયાર થઈ ત્યાં વરસાદ અને નદીના પાણીના પુરથી તણાઇ, અને જીવતી રહી. હાલ ભરવાડને ઘેર રહી છાશ વેચી ગુજરાન કરૂં છું, તેમાં આજે છાશ ઢોળાઇ ગઇ. માટે હે છત્રપતિ ! આટલાં બધાં દુઃખ ભોગવ્યાં, તેમાં છાશનો શોક શા માટે કરૂં ? આટલા બધા નુકસાનમાં છાશનો શો શોક ?"

રાજાએ બ્રાહ્મણીના દુઃખની કથા સાંભળીને તેને આશ્વાસન આપ્યું, અને ઝુંપડામાં નહીં રહેતાં પોતાની રાજધાનીમાં આવીને રહેવા કહ્યું. પોતાની રાણીના સહેવાસમાં રહી હવેની જીંદગી શાંતિમાં ગાળવી એમ જણાવ્યું. આવી પવિત્ર અને શિયળ સંરક્ષણવાળી સ્ત્રીનો સહવાસ રાણીને વધારે સુખકર થશે તેમ માનીને તેને પોતાની સાથે લાવી એક જુદું રહેવાનું મકાન આપ્યું, સારા પ્રમાણમાં વર્ષાસન બાંધી આપ્યું અને પોતાની રાણીના સહવાસમાં રાખી.

હવે તો બધું દુઃખ ગયું. રાજાના આશ્રયે કશું દુઃખ પડવાનું નથી, ઇશ્વરે મહેર કરી છે, તેમ માનીને બ્રાહ્મણી પુણ્યદાન કરવામાં અને ઇશ્વરનાં ભજનમાં તન્મય રહેવા લાગી.

બ્રાહ્મણીની શિયળ સાચવવાની દ્રઢતા અને તેના પવિત્ર જીવનની વાત જાણીને ગામના લોકો તેના તરફ પૂજ્યભાવ રાખવા લાગ્યા અને તેની પ્રતિષ્ઠા વધી. બાકીનું જીવન પણ તેણે પવિત્રતામાંજ ગાળ્યું.



# આવતા દિવસની ઓળખાણ.

ખણ ખાણો ખણ વડલો, ખણ આઘો ખણ લી;
દૈવ ન દીધા ચંદને સએ સરીખા દી.

ખણ–ક્ષણમાં ખાણો–ક્ષીણ થાય અને ક્ષણમાં વડલો–પુરો થાય. ક્ષણમાં અરધો અને ક્ષણમાં લી–લીંટા જેવો થાય, માટે ઇશ્વરે ચંદ્રને પણ સરખા દિવસ દીધા નથી.

આણંદ કહે કરમાણંદ, ભેદુ કયું ભુલંત ?
દિ ઉંડે દશા ફરે, અવળા ખોપ કરંત.

આણંદ કરમાણંદને પુછે છે કે, 'હે ભાઈ! ભેદુ–જાણવાવાળો માણુસ કેમ ભુલ કરે છે? તેના જવાબમાં કરમાણંદ કહે છે કે, જ્યારે દિ ઉંડે–દિવસ વાંકો આવે અને દશા ફરી જાય ત્યારે અવળા ખોપ–જોખમમાં પડવાનાં કામ કરે છે. અર્થાત જેવું ભવિષ્યમાં થવાનું હોય તેવીજ બુદ્ધિ સુજે છે.

કનકાવટી નગરીમાં કપુરચંદ નામનો સદ્‌ગૃહસ્થ અને પ્રતિષ્ટાવાન વાણીઓ હતો. તેના પાસે અખૂટ દોલત હતી. નગરશેઠ હોવાથી રાજા અને પ્રજામાં સારી આબરૂ હતી. વેપારરોજગારમાં

પણ પ્રમાણિક હતો. તે સાથે દાન પૂણ્ય કરવામાં વધારે આસક્ત રહેતો હોવાથી બ્રાહ્મણ, શ્રવણ, સાધુ, સન્યાસીને દેખે તો કાંઈને કાંઈ પણ પુણ્યાર્થે આપતો.

કપુરચંદે ચાતુર્માસમાં એવો નિયમ લીધો કે, મગજના લાડુ બનાવી દરરોજ બે લાડુ બ્રાહ્મણને આપ્યા પછીજ ભોજન લેવું. આ નિયમ તે ચુસ્તપણે પાળતો હતો અને બ્રાહ્મણોને રોજ બે લાડુ આપતો હતો.

આવી રીતે દાન આપતાં દોઢ મહિનો ચાલ્યો ગયો. શ્રાવણી (બળેવ)નો દિવસ આવ્યો. આજે બ્રાહ્મણો બધા જનોઇ બદલાવવાના નિમીત્તથી નદી કાંઠે ગયા હતા. ગામમાં કોઇ પણ બ્રાહ્મણ રહ્યો નહોતો. કપુરચંદ જમવાના સમય પહેલાં લાડુનું દાન કરતો અને કોઈ કોઇ બ્રાહ્મણ તો તેના ઘરે કે દુકાને પણ આવી ચડતો તેથી તેને બ્રાહ્મણની શોધ કરવાની મુશ્કેલી પડતી નહિં. પણ આજે તો તેને મુશ્કેલી પડી. જમવાનો સમય થઇ ગયો પણ કોઈ બ્રાહ્મણ આવ્યો નહિં. તેથી તે હાથમાં લાડુ લઈને બ્રાહ્મણની શોધ કરવા નિકળ્યો. કોઇને પુછતાં જણાયું કે, 'આજે શ્રાવણીનો તહેવાર હોવાથી બધા બ્રાહ્મણો નદીને કાંઠે જનોઇ બદલાવવા ગયા છે. આજે બ્રાહ્મણોનો મોટો અને માનીતો તહેવાર હોવાથી મધ્યાન્હ પછીજ મળી શકશે, તે પહેલાં તેઓ મળી શકશે નહિ.'

કપુરચંદે વિચાર કર્યો કે, જમવાનો સમય થઇ ગયો છે, માટે ફરતો ફરતો નદી તરફ જાઉં અને બ્રાહ્મણને લાડુ આપી પછી જમવા બેસું. આમ વિચારીને તે નદીને કાંઠે ગયો, પણ બ્રાહ્મણો ગામથી દૂર જનોઇ બદલાવવા ગએલા હોવાથી કોઇ મળ્યું નહીં. ત્યાં થોડે દૂર એક પારધી કપડાં ધોતો હતો. તેણે એક દોરી જનોઈની પેઠે ગળામાં નાખી હતી. દુરથી જનોઇ પહેરેલો બ્રાહ્મણ હોય તેમ દેખાતું

હતું એટલે કપુરચંદે તેને પોતાના પાસે બોલાવ્યો અને નાત જાત પુછયા વિના તેને એ લાડુ આપીને ચાલતો થયો.

પારધી મુસ્કેલીમાં હતો. સુતર લઇને જાળ બનાવવા જેટલા તેના પાસે પૈસા નહોતા, તેથી આ લાડુ વેચીને તેનું સુતર લઈ જાળ બનાવું તો માછલા પકડવામાં ઉપયોગી થશે અને મારો નિર્વાહ ચાલશે, એવો વિચાર કરીને કપડાં ધોઇને પારધી ગામમાં આવ્યો. અંતે લાડુ વેચી તેનું સુતર લઇને જાળ બનાવી અને તે જાળ વતી માછલાં પકડવાનો ધંધો કરવા લાગ્યો.

પાત્ર કુપાત્રના ભેદ જાણ્યા વિના દાન કરવામાં આવે છે તેનું પરિણામ પુણ્યને બદલે પાપમાંજ આવે છે. એ રીતે કપુરચંદે આપેલા દાનમાંથી હજારો માછલાંનો નાશ થવા લાગ્યો. માછલાંએ વિચાર કર્યો કે 'આપણા નાશનું નિમીત્ત કપુરચંદ છે, માટે આપણે લક્ષ્મિજી આગળ જઇએ, કારણકે તે પણ જળમાંથી ઉત્પન્ન થએલ છે અને આપણે પણ જળમાંથી ઉત્પન્ન થયા છીએ, માટે એ સગાઇએ તે આપણને બ્હેન થાય છે.' આવો નિર્ણય કરી માછલાંના પ્રતિનિધિઓએ લક્ષ્મિજી પાસે જઇને પોતાની ફરિઆદ રજુ કરી, એટલે લક્ષ્મિજી ક્રોધે ભરાયા અને કપુરચંદને ત્યાંથી પોતે ચાલ્યાં જશે તેમ કહીને આશ્વાસન આપ્યું.

જ્યારે દશા ફરવાની હોય ત્યારે બુદ્ધિ ફરે છે. માણુસના વિચારમાં અને રહેણી કરણીમાં ફેર પડે છે. તેવીજ રીતે કપુરચંદના વિચારમાં ફેર પડયો. એક દિવસ કપુરચંદ બજારમાંથી આવતો હતો. આજે રવીવાર હતો. સામેના ઝરૂખામાં કપુરચંદની પુત્રવધુ ઉભી હતી. કપુરચંદ બજારમાં ચારે તરફ દષ્ટિ ફેંકતો હતો ત્યાં દાળીઆવાળાની દુકાન જોવામાં આવી. દાળીઆ સારા જોવામાં આવતાં દાળીઆ ખાવાની તેને પ્રબળ ઇચ્છા થઈ એટલે કપુરચંદ દાળીઆવાળાની

દુકાને ગયો. નગરશેઠને પોતાની દુકાને આવેલા જોઈ દાળીઆવાળો હર્ષઘેલો બન્યો, અને આદર આવકાર દેવા લાગ્યો. પણ કપુરચંદનું ધ્યાન તો દાળીઆમાં હતું. દાળીઆનો સુંડલો ભરેલો જોઇને કેવા છે તે જોવા લાગ્યો, અને પછી મૂઠી ભરી લઇને ચાલતો થયો. બજારમાં ચાલતાં ચાલતાં તે દાળીઆ ખાવા લાગ્યો. કપુરચંદની પુત્રવધુ આ બધું જોતી હતી, તેથી તેને વિચાર આવ્યો કે, 'આટલી બધી જેને સંપત્તિ છે, જેની આવી ઇજ્જત છે તે વગર પુછ્યા દાળીઆ લઇને બજારમાં ચાલતાં ચાલતાં ખાય છે, માણસો જોશે તેનો પણ ખ્યાલ નથી. વળી રસ્તામાં ચાલતાં સજ્જન પુરૂષે કાંઇ ન ખાવું એવું નીતિનું વચન છે. આ બધાને તિલાંજલી આપી મારા સસરા આજે દીતવાર—રવિવારને દિવસે દાળીઆ ખાય છે! માટે જરૂર અમોને દારિદ્ર આવવાનું છે. આ વૈભવ અને સંપત્તિ નાશ થવાની છે. માટે અગમચેતી કરી હોય તો "ચેતતા નર સદા સુખી" એ કહેવત પ્રમાણે આવનાર આપત્તિમાંથી કાંઇક રાહત મળે.' આવો વિચાર કરી પોતે જાતે છાણાં થાપવાનું કામ કરવા લાગી. તેની સાસુ પોતાના દરજ્જાને ન છાજતું કામ કરવા દેવાની આનાકાની કરવા લાગ્યા, પણ વહુના આગ્રહને કોઇ ઉવેખી શક્યા નહિં.

જ્યારે જ્યારે વહુ છાણાં થાપવા જાય ત્યારે સાચા મોતી, હીરા, માણેક વગેરે કિંમતિ વસ્તુઓ લઇને છાણાંની વચમાં નાખી છાણાં થાપવા લાગી, અને તે છાણાંનું જતન કરવા માંડયું.

લક્ષ્મિજીના કોપથી કપુરચંદની ભાંગતી દશા આવી. જાવા બંદરની ખેપે મોકલેલાં વ્હાણો કોઇ બીજે સ્થળે ચાલ્યા ગયા. મુનીમ અને ગુમાસ્તાઓ બેવફા થઇને દુકાનમાંથી પૈસા લઈ જવા લાગ્યા. બહારની પેઢીઓમાં દિવાળા નિકળવાના સમાચાર આવવા લાગ્યા.

આવી રીતે દરેક સ્થળેથી સ્નાનના સમાચાર મળવા લાગ્યા. જેમ જેમ વેપાર કરે તેમ તેમ ખોટ આવવા લાગી તેથી થોડા દિવસમાં કપુરચંદની સ્થિતિ 'કફોડી થઇ ગઇ.

જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ કપુરચંદ ગરીબ હાલતમાં આવતો ગયો. છેવટે માન, પ્રતિષ્ઠા પણ ગયા અને લેણાવાળા રાજા આગળ ફરિઆદ કરી મિલ્કત વેચાવી લેણું વસુલ કરવા લાગ્યા. કપુરચંદ હવે શું કરવું તેના વિચારમાં પડી ગયો. 'જે ગામમાં જાહોજલાલી ભોગવી તે ગામમાં તેલ પળી અને કોથળો કરવો એ યોગ્ય નહિ, આવા જીવન કરતાં તો મરવું સારૂં' આવી રીતે કલ્પાંત કરવા લાગ્યો. એટલે પુત્રવધુએ કહ્યું કે:—

વિપત પડે ન વલખીએ, વલખે વિપત ન જાય;
વિપતે ઉદ્યમ કીજીએ, ઉદ્યમ વિપતને ખાય.

"જ્યારે ખરાબ વેળા આવે ત્યારે કલ્પાંત કરવો નકામો છે. એકલા કલ્પાંતથીજ વિપત્તિ દૂર થતી નથી, પણ જો ઉદ્યમ કરવામાં આવે તો ઉદ્યમજ વિપત્તિને દૂર કરી શકે છે!"

આવું વહુનું કહેવું સાંભળી કપુરચંદ બોલ્યો કે, "મારો કેટલો બધો વૈભવ હતો? હું બીજાને દાન આપતો તે અત્યારે બીજાની દયા માગવાની સ્થિતિમાં આવી પડયો છું. તેથી હવે આ પ્રાણ રાખવાનો વિચાર નથી. હું હિમ્મત હારી ગયો છું."

આવું સાંભળી પુત્રવધુએ કહ્યું કે:—

**કવિત**

કબહુક બાઘ, હાથ, બાજતે નગારે સાથ,
કબહુક પાંઉ પ્યાદા, શિર બોઝ સહીએ;
કબહુક મેવા મિસરીકી અજીરન હોત,
કબહુક મુઠીભર ચુનગોના લહીએ,

કબહુક આપદ્દાર, ભીર ભઈ ભીખારનકી,
કબહુક આપ જાઇ પરદ્દાર રહીએ;
**હારીએ ન હિંમત બીસારીએ ન હરનામ,**
**જાહી બીધી રાખે રામ, તાહી બિધ રહીએ.**

" ક્યારેક ઘોડાની વાઘ–લગામ હાથમાં લઇ ઘોડેસ્વાર થવાનું અને આગળ ડંકા નિશાન વાગતા હોય તેવી રીતે ચાલવાનું હોય, તો કયારેક પગપાળા અને માથે બોજો ઉંચકીને ચાલવાનું હોય. ક્યારેક મેવા અને સાકર યુક્ત મિષ્ટાન્નનું અજીર્ણ થાય તેટલું ખાવાનું મળે, અને ક્યારેક મુઠીભર ચુનગો–ચાવવાનું પણ કાંઇ મળે નહીં. ક્યારેક ઘરે માગવાવાળાની ભીડ રહેતી હોય, અને કયારેક આપણે બીજાને બારણે જઇને તેની સેવા કરીને પેટ ભરવાનું હોય છે. માટે દુઃખમાં હિંમત હારવી નહિં તેમ ઇશ્વિરના નામને વિસારી દેવું નહિ; જેવી રીતે શ્રી રામ–ઇશ્વર રાખે તેવી રીતેજ રહેવું. એમાંજ પુરુષની ખરી કસોટી છે. "

આવી રીતનું પુત્રવધુનું કહેવું સાંભળી કપુરચંદના અંતરમાં ઉત્સાહ આવ્યો. પોતાની પુત્રવધુ ડાહી છે તેમ પ્રથમથીજ તે જાણતો હતો. ઘરના બધા માણસો તેના તરફ માનની દૃષ્ટિથી જોતાં હતાં, અને જરૂર પડે બધા તેની સલાહ લેતાં હતાં. આ સમય પણ પુત્રવધુની સલાહનો છે તેમ માની જેવી રીતે પુત્રવધુ કહે તેવી રીતે કરવાનો તેણે વિચાર રાખ્યો.

પુત્રવધુએ કહ્યું કે, આ ગામમાં હવે રહેવામાં સાર નથી. હવે અહીંથી બીજા ગામે રહેવા જઇએ અને ત્યાં જઇને ઉદ્યોગ કરીએ. આવી સલાહ મળવાથી કપુરચંદ તેની સ્ત્રી, પુત્ર, અને પુત્ર-વધુ બીજે ગામ જવાને તૈયાર થયા. ઘરવખરીમાં કાંઈ રહ્યું નહોતું. ફક્ત પહેરવાનાં કપડાં અને રાંધવાનાં વાસણ હતાં. તે બધું ગાડામાં

ભર્યું. પણ પુત્રવધુએ કહ્યું કે, "મારા હાથના થાપેલાં છાણાં છે તેતો મારે સાથેજ લેવા છે. બીજું ભલે સાથે ન લઇ શકાય, પણ મારા છાણાં તો સાથે લેવાનીજ."

કપુરચંદઃ—"બેટા! છાણાંને સાથે લઇને શું કરવાના છે? જ્યાં જઇશું ત્યાં છાણાં તો મળવાનાજ છે. નકામા અહીંથી લઈ જવા અને તે લઇ જવાની મજુરી ખર્ચવી? મજુરી આપવા જેટલી આપણી શક્તિ નથી તેમ આપણને તે સાથે લઇ જવાની જરૂર નથી. જો તમે કહો તો વેચી નાખીએ. તેના નાણા આવશે તેમાંથી જે સ્થળે જઇશું તે સ્થળેથી છાણાં ખરીદી લઇશું."

પુત્રવધુ—"આ છાણાં મારી હાથમહેનતના છે. મારી મહેનતના કરેલાં છાણા બીજા કોઇ વાપરે તે મને ગમતું નથી. મારી સાચી પુંજી અને ખરો ખજાનો એ છાણાં છે. માટે તેના વિના હું એક પગલું પણ ચાલવાની નથી."

પુત્રવધુના આગ્રહને વશ થઇને કપુરચંદે છાણાં સાથે લેવાનું કબુલ કર્યું. અને તેના માટે જુદું ગાડું ભાડે બાંધ્યું. પુત્રવધુએ જાતે ગાડામાં છાણાં ખડકવા માંડયાં–તે એટલી બધી કાળજીથી કે છાણાંના કટકા ન થઈ જાય. કપુરચંદ પોતાના કુટુંબ પરીવાર સાથે ચાલતો થયો. કયાં જવું તેનો નિશ્ચય કર્યો નહોતો. મજલ દર મજલ આગળ ચાલવા માંડયું. કપુરચંદનો વિચાર પોતાના સાસરાના ગામે કે પુત્રવધુના પિયરમાં જવાનો હતો. આવા આપત્તિના સમયમાં કોઇ સગાને ત્યાં ન જવું તેવો પુત્રવધુનો આગ્રહ હતો, ત્યારે કપુરચંદની સ્ત્રીનો પોતાને પિયર જવાનો આગ્રહ હતો. કપુરચંદે નિશ્ચય કર્યો હતો કે પુત્રવધુ કહે તેમજ કરવું; તેથી પુત્રવધુની સલાહ પ્રમાણે એક અજાણ્યા ગામમાં જઇને તેમણે નિવાસ કર્યો.

કપુરચંદ અને તેનો પુત્ર આસપાસ ગામમાં કોથળો ફેરવવા

લાગ્યા અને પુત્રવધુ ગામની દુકાને બેસી તેલપળી કરવા લાગી. એ બધાના પૈસા આવે તે પુત્ર વધુ પોતે રાખતી અને તેમાંથીજ ઘરનો કારભાર ચલાવતી. તે એવી રીતે કે દાણાવાળાની દુકાને જઇને નીચે વેરાયલા દાણા કે જેમાં ધૂળ વગેરે ભળી ગયું હોય તે થોડા પૈસામાં લઈ આવે, અને દિવસ આખો દુકાને વેપાર કરે. સાથે ધૂળવાળા દાણાને સુપડા વતી ઝાટકીને–ધૂળ દૂર કરીને ચોખ્ખા દાણા કરે. આ દાણામાં બધી જાતનું અનાજ ભેળસેળ થએલું હોય. ઘઉં, ચોખા, મગ, તુવેરદાળ વગેરે દાણાંને વીણીને જુદા જુદા કરે. આવી રીતે દુકાનનાં કામ સાથે અનાજ જુદું પાડવાનું કામ કરે, તેથી દ.ળ, ભાત, રોટલી ખીચડી વગેરે બનાવી શકાતું. થોડા પૈસામાં પુત્રવધુ વધારે સારો ખોરાક આપે છે તો આ બધું તે કેવી રીતે પુરૂં કરે છે એ વાતનું કપુરચંદને આશ્ચર્ય થયા કરતું.

કપુરચંદની સ્ત્રીને પોતાને પિયર જવાનો મોહ હતો અને બધાને સાથે તેડીને લઇ જવા તેવી ઇચ્છા હતી. પોતાના ભાઇ ભોજાઇ વગેરે સારી પેઠે ચાહશે તેમ કહીને ત્યાં જવાની દરરોજ માગણી કરતી, પણ પુત્રવધુ ના કહેતી. આવી રીતે ઘણા દિવસ ગયા ત્યારે પુત્રવધુને એમ થયું કે ‘ હું સાથે જાઉં, મારા સાસુજીને પિયરનો મોહ છે તે ઉતારી આવું. તે સાથે મારા પિયરીયા મને કેટલું ચહાય છે તે જોઈ આવું. ’

કપુરચંદની રજા લઇને પોતાની સાસુને સાથે તેડીને સાસુના પિયર જવા નિકળ્યા. આ વખતે છાણાં ભર્યાં હતાં તે ઓરડીના કમાડને મજબુત તાળાં વાસેલાં હતાં, પણ વધારે મજબુત કરવા માટે નવી સાંકળ નખાવી અને બીજું તાળું લગાવ્યું. આ જોઈ કપુરચંદ અને તેની સ્ત્રી હસવા લાગ્યાં. ‘ વહુને ઘેલછા થઈ છે. છાણાંનો ખોટો મોહ લાગ્યો છે ’ તેમ માનવા લાગ્યાં.

સાસુ વહુ પગે ચાલીને ગામતરે જવા નિકળ્યા. વહુએ પોતાના પતિ અને સાસરાને છાણાંનું ધ્યાન રાખવાની ભલામણ કરી. સાસુ વહુ ચાલતાં એ ગામની નજીક આવ્યા. પોતાના પિયરના ઝાડવા દેખાયાથી સાસુના હર્ષનો પાર રહ્યો નહિં. 'મારો ભાઈ તથા ભોજાઈ કેટલો બધો સત્કાર કરશે, આપત્તિનો સમય છે એટલે મારા પતિ તથા પુત્રને અહીં બોલાવી ભેગા રાખશે, ભોજાઇ મારી ખરા દિલથી સેવા કરશે અને ભાઈ તો મારૂં વચન પાળવા એક પગે ઉભો રહેશે,' આવી કલ્પનાઓ કરતાં ગામનું પાદર આવ્યું. જ્યારે જ્યારે પોતાના પિયર આવવાનું થતું ત્યારે ગામજનો અને ભાઈઓ વગેરે સામા આવતા અને આનંદ બતાવતા તે પ્રમાણે આ વખતે પણ કરશે તેમ માનીને કોઈની સાથે ગામમાં પોતાના ભાઇને સંદેશો કહેવરાવ્યો કે તારી બ્હેન આવે છે. આ સંદેશો મળવા છતાં ભાઇ સામો આવ્યો નહીં, તેમ કોઇને સામે મોકલ્યું નહિં. કપુરચંદની સ્ત્રીને ખોટું લાગ્યું પણ કડવો ઘુંટડો ગળી જઇને પોતાના ભાઇને ઘેર ગઇ.

પોતાને બે ભાઇ અને બે ભોજાઈઓ હતી. ભોજાઇઓ બહુ જ પ્રેમ બતાવતી. બા! બા! કરતા સાદ સુકાતો. નણંદને રાજી રાખવા જમીન આસમાન એક કરતી તે ભોજાઇઓ સારી સરભરા કરશે તેમ સાસુના મનમાં હતું. સાસુ વહુ બંને ભાઇના ઘેર ગયા. ફળીઆમાં ગયા તો તેની ભોજાઇઓ ઘરનું કામકાજ કરતી હતી. સારો વખત હતો ત્યારે નણંદને ભાળીને થોડી થોડી અને ગાંડી ઘેલી થઇ જતી તેજ ભોજાઇઓ અત્યારે નણંદને જોયા છતાં પણ ભાળી ન ભાળી કરીને ઘરનું કામકાજ કરવામાં ગુંથાઈ ગઇ.

સાસુ વહુ બંને ઓંસરીમાં ગયાં એટલે અણછુટકે ભોજાઈ-

એ મળવા આવી. પણ મોઢા ઉપર પ્રેમ નહિં, ઉમળકા ભર્યો આવકાર નહિં, અને આવેલા મેમાનને ઇચ્છતી હોય તેવો દેખાવ નહિ. કચવાતા મનથી ભોજાઈઓ મળી. ઉપલા "મનથી સ્હેજ ખબર પુછ્યા. કાંઇ કાંઈ કામનું બહાનું કાઢી મોઢું મરડતી ચાલી ગઈ અને પોત પોતાના કામે વળગી. સાસુ વહુ ઓંસરીમાં એકલાં બેસી રહ્યાં.

સાંજ પડી. ભાઈઓ ઘરે આવ્યા પણ હસતું મુખ કે આ-વેલાને ઇચ્છતા હોય તેમ લાગ્યું નહિ. સુખદુઃખના ખબર પુછ્યા નહિં. નીરાંતે બેસીને બ્હેનની સાથે વાત કરી નહિં. આથી કપુર-ચંદની સ્ત્રીને ઘણું લાગી આવ્યું. પણ પોતાની પુત્રવધુને આગ્રહથી તેડી લાવી—પુત્રવધુ ના પાડતી હતી છતાં અહિં આવી તેથી હવે ખોટું લગાડે તે કામ આવે તેમ નહોતું. ભાઇઓ પણ મળીને ચાલ્યા ગયા. કારણકે નિર્ધન બ્હેન પાસે પૈસો કયાંથી હોય ? સગા કે બીજા પૈસા-નેજ માન આપે છે. કેમકે—

દોહરો

જબ લગ પૈસો હાથમેં, તબ લગ ઉસકે યાર;
સાંઇ ઈસ સંસારમે, સ્વારથકા વ્યવહાર.

જ્યાં લગી હાથમાં પૈસા હોય છે ત્યાંલગીજ બધા પ્રેમ કરે છે. એવો હે સજ્જનો ! સંસારમાં સ્વાર્થનોજ વ્યવહાર છે !

સોરઠો.

લક્ષ્મી વિના લપોટ, ચતુર્ભુજ ગાયો ચારતા;
થઈ બેઠા રણછોટ, મેરામણ મથ્યા પછી.

'લક્ષ્મિ વિનાનો નર લપોડ—મૂર્ખો ગણાય છે. જ્યાં સુધી લક્ષ્મિ નહોતી ત્યાં સુધી વિષ્ણુ ભગવાન ગાયો ચારતાં, પણ જ્યારે સમૂદ્રનું મંથન કર્યું તેમાંથી લક્ષ્મિજી નિકળ્યાં અને પોતાને મળ્યાં ત્યાર પછી રણછોડજી થઈ ગયા.'

કવિત

પૈસા બીન બાપ કહે, પુત એ કપુત મેરા,
પૈસા બીન ભાઇ કહે, બડો દુઃખ દાઈ હે;
પૈસા બીન ચાચા કહે, કોંનકો ભતિજો લાગે,
પૈસા બીન સાસ કહે, કોંનકો જમાઈ હે;
પૈસા બીન પંચનમે, બેઠવેકો ઠોર નાહી.
પૈસા બીન ચતુરનમેં, ચાતુરી ન ગાઇ હે;
પૈસા બીન આદર, આયબેકું કાહુ ઠોર.
પૈસા એસી ચીજ, શ્રી રામજી બનાઇ હે.

'પૈસા ન હોય ત્યારે પિતા પુત્રને કપુત કહે છે, અને ભાઈ ભાઇને દુઃખ રૂપ માને છે. કાકો પોતાના ભત્રિજાનો સગો થતો નથી. તેમ સાસુ જમાઇને તરછોડે છે. વળી પૈસા વિનાનાને પંચ-જ્ઞાતિમાં બેસવાની જગ્યા નથી. ચતુર હોય પણ પૈસા વિના ચતુરાઈ કોઇ માને નહિં. વળી પૈસા વિનાનાને આદર મળવાનું ઠેકાણું નથી. ઇશ્વરે પૈસો એ એવી અજબ ચીજ બનાવી છે.'

સાસુ વહુ બંને ઉદાસ થયાં અને જ્યારે ગરીબ હાલત આવી ત્યારે આપણું કોઈ સગું નથી એવી સાસુને ખાત્રી થઈ. એક રાત જેમ તેમ કરીને પસાર કરી. પિયરીઆંએ કંઇ માન આપ્યું નહિં એટલે બંને જણા બીજે દિવસે ચાલી નિકળ્યાં. ભાઇ ભોજાઈ-એ રોકાઈ જવાનો આગ્રહ પણ કર્યો નહિ, તેમ હર વખતની પેઠે કાંઈ કાપડાનું કરીને પણ આપ્યું નહિં, આથી તો સાસુને બહુજ લાગી આવ્યું.

સાસુના પિયરીયાનો અનુભવ થયા પછી વહુએ પોતાને પિયર જવાનો વિચાર માંડી વાળ્યો.

સાસુ વહુ ભગ્ન હૃદયે પોતાને ઘેર આવ્યા અને કપુરચંદને બધી વાત કરી. કપુરચંદે આટલા દિવસ પોતાના સાળાને ઘણીજ સારી પેઠે રાખ્યા હતા, છતાં એક વખતને માટે પણ તેઓ સગપણ

રાખી શકયા નહિં. તેથી 'મારા શા દુર્ભાગ્ય હશે કે બધા તરફથી અપમાન મળે છે?' આવા વિચારમાં ને વિચારમાં તે ઘરેથી બહાર ગયો.

પુત્રવધુને એમ થયું કે હવે હદ થઈ છે, માટે મારા પાસે જે ધન છે તેનો ઉપયોગ કરૂં. આમ માંનીને તે છાણુંની ઓરડીમાં ગઈ. એક છાણું ભાગીને જુવે છે તો મોતીના કાંકરા થએલા જોયા આથી તે હતાશ થઈ ગઈ, અને મનમાં વિચાર કર્યો કે 'અમારા ઉપર લક્ષ્મિજી કોપાયમાન થયા છે. અમારો એવો શો અપરાધ હશે કે લક્ષ્મિજી રીસાયા છે?'

કપુરચંદ ચિંતામાં ને ચિંતામાં ગામની બ્હાર ચાલ્યો ગયો. પોતે કયાં જાય છે તેનો ખ્યાલ ન રહ્યો. ગામથી થોડે દૂર ગયો ત્યાં એક પર્ણકુટી દેખવામાં આવી. પર્ણકુટીમાં એક મહાત્મા બેઠા હતા. મહાત્માને જોઇને કપુરચંદ તેની પાસે ગયો અને ચરણે નમીને બેઠો. મહાત્મા શાંત સ્વભાવના, ત્યાગી અને યોગ વિદ્યા વાળા હતા. ત્યાંનું વાતાવરણ શાંત હતું તેથી કપુરચંદને શાંતિ થઈ અને ઘડીક નીરાંતે બેઠો.

કપુરચંદના મુખ ઉપર ગ્લાનિ હતી. દુઃખના ચિન્હો સ્પષ્ટ દૃષ્ટિગોચર થતાં હતાં. મહાત્મા કરૂણ હૃદયવાળા હતા અને બીજાનું દુઃખ જોઇને દુઃખી થતા. કપુરચંદને ધારી ધારીને જોવા લાગ્યા તો તેમને જણાયું કે 'આ કોઇ શ્રીમંતમાંથી ગરીબ હાલતમાં આવી ગયેલો દુઃખી માણસ લાગે છે. આવા નીતિવાન અને સદ્‌ગુણી માણસને શું પાપ લાગ્યું હશે કે આવી સ્થિતિમાં આવી પડયો છે?'

મહાત્મા આવા વિચારમાં હતા ત્યાં કપુરચંદે બંને હાથ જોડી આર્દ્રવાણીથી કહ્યું કે, "મહાત્મન્! હું વૈભવશાળિ હતો તેમાંથી

ગરીબ હાલતમાં આવી ગયો છું. એટલુંજ નહિ, પણ મારા સગા સંબંધીઓ અને હેતુ મિત્રો પણ મારાથી વિમુખ થયા છે. સદ્‌ભાગ્યે મારા ઘરના માણસોમાં સંપ છે તેથી દુઃખમાં પણ એટલું આશ્વાસન છે. મેં મારી જીંદગીમાં કાંઇ પણ પાપ કર્યું હોય તેવું મારા ખ્યાલમાં નથી. કદાચ પૂર્વજન્મનાં પાપે આ સમય આવ્યો હોય."

કપુરચંદ જેમ જેમ વાત કરતો ગયો તેમ તેમ ગળગળો થતો ગયો. હૃદય હાથ ન રહેવાથી તેની આંખમાંથી અશ્રુ ટપકી પડયાં. તેથી મહાત્માને દયા આવી અને સમાધિ ચડાવીને જોવા લાગ્યા તો પારધીને આપેલા લાડુથી થયેલો અનર્થ જોવામાં આવ્યો. સમાધિમાંથી જાગ્રત થઇને તે બોલ્યા કે "વત્સ! તેં ઇરાદાપૂર્વક કાંઇ પાપ કર્યું નથી, પણ પુણ્ય કરતાં પાપ થયું છે. તેં કુપાત્રને દાન દીધું છે. તું જે ગામમાં રહેતો હતો તે ગામની પાસેના ગામમાં પારધી રહે છે. તે પારધીને બળેવને દિવસે તેં લાડુ આપ્યા તેને વેચીને તેણે પૈસા કર્યા. તેનું સુતર લઇને તેની જાળ કરી. તે જાળથી મત્સ્યહત્યા થાય છે. તેના પાપથીજ તારી લક્ષ્મિ નાશ પામી છે. તે સિવાય તારો કાંઈ અપરાધ નથી."

કપુરચંદઃ–"કૃપાળુ! આ પાપનું નિવારણ શી રીતે થઈ શકે? તેના માટે જે પ્રાયશ્ચિત હોય તે મને બતાવો તો હું પ્રાયશ્ચિત કરૂં. અજાણ્યે પણ મારાથી પાપ થઇ ગયું છે તેથી મને અતિ દુઃખ થાય છે."

મહાત્માઃ–"બચ્ચા! તું ગભરા નહિં. અહીંથી તું પારધી પાસે જા, અને ગમે તે રીતે તેની જાળને બાળી દે. એટલે પૂર્વવત્ તારો વૈભવ તને મળશે. જ્યાંસુધી તારા દાનના પૈસામાંથી બનાવેલી જાળ રહેશે ત્યાંસુધી તારી સ્થિતિ દિન પ્રતિ દિન બગડતી જશે. મારો આશિર્વાદ છે કે તું તારા કાર્યમાં ફત્તેહમંદ થઇશ."

કપુરચંદ મહાત્માનો ઉપકાર માની તેના ચરણે નમીને ચાલતો થયો

અને પોતાને ઘેર આવીને સ્ત્રી પુત્ર વગેરેને કહ્યું કે, 'મારે આપણા જુના ગામે જવું છે. માટે હું આવું ત્યાં સુધી સાવધાનીથી રહેશો.' આવી રીતે ભલામણ કરીને તે ચાલતો થયો અને પોતાના જુના ગામમાં આવ્યો.

પોતે જ્યારે આ ગામમાં રહેતો અને સારી સ્થિતિ હતી ત્યારે એક કોળીને લગ્ન વખતે પૈસાની જરૂર પડી હતી. પૈસા વિના લગ્ન અટકયા હતા. જાન જોડતી વખતે કપુરચંદે રૂપીઆ આપ્યા હતા. જો કે તે રૂપીઆ કોળીએ ભરપાઇ કર્યાં હતા તો પણ તે તેનો ઉપકાર ભુલ્યો નહોતો. ગામમાં જતાંજ એ કોળી સામો મળ્યો અને કપુરચંદને કહેવા લાગ્યો કે, "મારા સરખું કામ કાજ હોય તો કહેજો. તમે મારા ઉપર ઉપકાર કર્યો છે તે હું ભુલવાનો નથી. હું ગરીબ માણસ છું. બીજું તો શું કરી શકું, પણ પંડથી બને તે કામ જરૂર કરીશ."

કપુરચંદઃ—"તારૂં બીજું કામ નથી, પણ સામા ગામે પારધી છે તેને તું ઓળખે છે?"

કોળીઃ—"હા, તેને હું સારી પેઠ ઓળખું છું, એટલું જ નહિં, પણ તેના સાથે મારે સારો સંબંધ છે. શું તેનું કાંઇ કામ છે?"

કપુરચંદઃ—"કામ તો બીજું કાંઇ નથી, પણ તેના પાસે માછલા પકડવાની જાળ છે તે મારે જોઇએ છીએ. ગમે તે રીતે તે જાળ લાવી આપે તો તારો મોટો ઉપકાર માનીશ. વળી હું તને કાંઇક બદલો પણ આપીશ."

કોળીઃ—"ઓહહો! એમાં તે શી મોટી વાત છે? અત્યારે જઇને લઈ આવું. ઘણી વખત હું તે લઇ આવું છું તેમ આજે પણ લઈ આવીશ."

કપુરચંદઃ—"આ જાળ તો મારે કાયમને માટે જોઈએ છીએ.

તેને પાછી આપવાની નથી. માટે તેવી રીતે લાવી આપે તો જ કામ લાગે."

કોળીઃ—"હા." તેવીજ રીતે લાવી આપીશ. હું તેને સમજાવીશ કે તે જાળ તો જાળ નાખતાં દોરી તુટી ગઇ એટલે પાણીમાં તણાઇ ગઈ. મારા સાથે તેની ભાઇબંધી હોવાથી તે મને કાંઈ કહી શકશે નહિં. પણ તમે વાણિયા થઇને જાળને શું કરશો ?"

કપુરચંદઃ—"મારે તેની જરૂર છે. તું તારે એક વખત મને લાવી આપને ! પછી તેનો ખુલાસો કરીશ."

કોળી સામે ગામે ગયો. પારધી ઘરે નહોતો. તેની સ્ત્રી હતી તેના પાસેથી જાળ માગી લાવ્યો અને જાળ લાવીને કપુરચંદને આપી.

જેવી કપુરચંદના હાથમાં જાળ આવી કે તુરત કપુરચંદને જાણે નવું જીવન મળ્યું હોય તેવો આનંદ થયો. અત્યાર સુધી ભોગવેલું દુઃખ બધું વિસરાઇ ગયું અને તેણે વૈભવના સ્વપ્ના સેવવા માંડયા. જાળને લઇને તુરત બાળી દીધી.

કપુરચંદે કોળીને બધી હકિકત જણાવી. કોળી આશ્ચર્યચકિત થયો. કપુરચંદ રાત્રિ રહ્યો અને સવારમાં પોતાના મૂળ ઘરે જવા તૈયાર થયો. એટલામાં તેના અગાઉના મુનીમ અને ગુમાસ્તા આવ્યા. કપુરચંદને આગ્રહ કરીને પોતાને ઘરે તેડી ગયા. જેણે જેણે દુકાનમાંથી પૈસા લીધા હતા તેણે ગુન્હો કબુલ કરીને પૈસા પાછા આપ્યા. તે સાથે દુકાન ચલાવવાનો આગ્રહ કર્યો. ગામના બીજા શેઠ શાહુકારો પણ કપુરચંદને મળવા આવ્યા અને જેવું પ્રથમ માન આપતા હતા તેવું માન આપવા લાગ્યા, તથા વેપાર રોજગાર શરૂ કરવા સમજાવવા લાગ્યા.

પોતે દુકાનો વેચી દીધી હતી અને જેણે તે રાખી હતી તે લોકોએ કહ્યું કે 'દુકાનો પાછી રાખો. તમારા પાસે રૂપીઆ ન હોય તો પછી દેજો.' બીજા વેપારીઓ કહેવા લાગ્યા કે 'માલ જેટલો

જોઇએ તેટલો ઉધારે લઈ જાવ અને ધીરે ધીરે નાણાં આપજો. આમ બધી તરફથી અનુકુળતા થતી જોઇને કપુરચંદે પોતાના જુના ગુમાસ્તા વગેરેને રાખી લીધા અને દુકાન શરૂ કરી દીધી.

કપુરચંદ ગામમાં આવેલ છે તેવી રાજાને ખબર પડી એટલે પોતાની પાસે બોલાવીને તેને માન આપ્યું, પાછા ગામમાં રહેવા આવવા આગ્રહ કર્યો, એક વરસ સુધીનું દાણ માફ કર્યું અને નગર શેઠનું પદ પાછું આપ્યું.

રાજા પાસેથી રજા લઇને કપુરચંદ દુકાને આવે છે ત્યાં ખબર મળ્યા કે જાવાની ખેપે મોકલેલા વ્હાણ આવ્યા છે અને સાથે ઘણો માલ આણ્યો છે.

કપુરચંદ હર્ષઘેલો બન્યો અને ઉતાવળો બંદર ઉપર ગયો. વ્હાણવાળાએ કહ્યું કે, 'અમારા વ્હાણ જુદી દિશામાં ગયાં હતાં, ત્યાં અમારે ઘણાં દિવસ સુધી પડયા રહેવું પડયું, પણ તમારા ભાગ્યે અમે ઘણે દિવસે પણ સહિસલામત આવ્યા છીએ.'

માલના નાણા પુષ્કળ આવ્યા. રહેવાનાં મકાન વેચ્યાં હતાં તેને પૈસા આપીને પાછા છોડાવી લીધાં. કપુરચંદ થોડા માણસો અને સારા વાહનો લઇ એક નગરશેઠને છાજે તેવા રૂવાબથી જ્યાં પોતાના સ્ત્રીપુત્ર હતા ત્યાં આવ્યો અને જે હકીકત બની હતી તે બધી કહી સંભળાવી. સંયોગો બધા અનુકુળ થયા છે, ઇશ્વરની મહેર થઈ છે તેમ પણ કહ્યું.

ત્યારે પુત્રવધુને ખ્યાલ આવ્યો કે, 'છાણામાં સંઘરેલી લક્ષ્મિ કે જે અત્યાર સુધી કાંકરાના રૂપમાં દેખાતી હતી તે હવે મૂળ સ્વરૂપમાં થઇ હશે.' આવો વિચાર કરીને પોતાના સાસુ સસરાને સાથે લઇને છાણાંવાળી ઓરડીમાં ગઈ અને છાણાં ભાંગીને જુએ છે તો તેમાં સાચા મોતી, હીરા, માણેક વગેરે જે જે છાણાંમાં જે જે વસ્તુ

નાખી હતી તે નિકળવા માંડી. આવી રીતે બધા છાણાંમાંથી વિપુલ ધન નિકળેલું જોઇ કપુરચંદ આશ્ચર્ય પામ્યો. આવી રીતે ધન સંગ્રહવાનું કારણ પુછતાં પુત્રવધુએ અથથી ઇતિ સુધી વાત કહી. તે સાથે આ બધું ધન અગાઉ પત્થર સમું થઇ ગયું હતું તે પણ કહ્યું.

કપુરચંદ આ અઢળક ધન સાથે સ્ત્રી, પુત્ર અને પુત્રવધુને લઈને પોતાને ગામ આવ્યો. પોતાનો પૂર્વે હતો તેવો વૈભવ પાછો વસાવ્યો.

કપુરચંદની સ્ત્રીએ પોતાની પુત્રવધુને કહ્યું કે, "મારે મારા ભાઇને ત્યાં જવું છે અને તારે સાથે આવવાનું છે. આપણે અગાઉ ગયા ત્યારે ભાઈ ભોજાઈનો પ્રેમ જોયો હતો અને આ વખતે જઇએ ત્યારે કેવો પ્રેમ બતાવે છે તે પણ જોઇએ. સારૂં થયું કે આપણે તારા પિયર ગયા નહોતા. જો ગયા હોત તો મારા જેવી તારી સ્થિતિ થાત અને ભાઇ ભોજાઇનો મોહ ઓછો થાત."

પુત્રવધુઃ—"હું તો પ્રથમથીજ જાણતી હતી કે જ્યારે દિવસ વાંકો થાય ત્યારે વ્હાલા વાલેસરી પણ વાંકા થાય. તે માટેજ કહેવત છે કે સારાનાં સહુ સગા થાય. સારાનો સાળો સૌ કોઈ થાય, પણ ગરીબનો બનેવી કોઇ ન થાય. ગરીબકી જોરૂ સબકી ભાભી ગણાય. આવું માનીને મારે પિયર જવાનું મેં ઉચ્ચાર્યું નહોતું. આપણે ચાલ્યા ત્યારે તો બંને સ્થળે જવાનો સંકલ્પ કર્યો હતો, પણ તમારૂં અપમાન થયું એટલે તમે ક્રોધમાં ઘરે આવવાનું કહ્યું તેથી હું તો રાજી થઇ હતી."

પૂર્ણ ઠાઠ માઠથી અને જેટલો વૈભવ હતો તેનાથી વધુ પ્રમાણમાં તૈયાર થઈ સાસુ વહુ બંને સાસુના ભાઈને ગામ જવા નિકળ્યા. અગાઉથી માણસ સાથે પોતાના ભાઈને કહેવરાવ્યું હતું તેથી તેના ભાઇઓ તથા ભોજાઇઓ સત્કાર કરવાની તૈયારી કરવા

મંડયા, અને સીમાડા સુધી સામે લેવા ગયા. બાને હર્ષભેર માન આપવા લાગ્યા.

પાદર આવ્યા તો સાકરનાં પાણી સામા આવ્યા. ભોજાઈઓ લળી લળીને પગે લાગવા માંડી અને પ્રેમ બતાવવામાં એક બીજાની હરિફાઈ કરવા લાગી. એક કહે કે આજે તો બા મારા મેમાન છે, બીજી કહે કે મારા મેમાન છે, તેમ વાદ વદવા લાગી. ભાઇ પણ બંને બાની પાસેના પાસેજ રહેતા. કોઈ પણ રીતે ઓછું ન આવે અને સારૂં લાગે તેમ બધા વરતવા લાગ્યા.

જમવાને સમયે સારા સારા ઉતમ જાતના ભોજન પીરસવામાં આવ્યાં અને આગ્રહથી જમાડવા ભાઇઓ તથા ભોજાઇઓ હાજર રહ્યાં. આ વખતે કપુરચંદની વહુએ પોતાના શરીર ઉપર કિંમતી ઘરેણાં હતાં તે ઉતારીને જમવાની થાળીમાં મુકયાં.

બંને ભાઈઓ તથા ભાભીઓ તો આ દેખાવ ટગર ટગર જોયા કરે. તેમને વિચાર આવ્યો કે 'બ્હેન બા આજે આ શું કરે છે? પૈસાને લીધે ગાંડપણ તો આવ્યું નથીને? કે આ દાગીના બધા આપણને ભેટ આપવા માટે કાઢનાં હશે? ભેટ આપવાં હોય તો જમવાની થાળીમાં શું કરવા મુકે?'

બ્હેન તેમની મુંઝવણ કળી ગઇ. જમવાની થાળીમાં મુકેલ દાગીના તરફ આંગળી ચીંધીને બ્હેન કહેવા લાગી કે, "**આ બધું માન આ ઘરેણાંને છે, મને નહિં!*** હું ઘરેણાં વિના આવી હતી ત્યારે મારો કોઇએ ભાવ પુછયો નહોતો. ઘરેણાં પહેરીને આવી ત્યારે સન્માન મળે છે! માટે આ બધું માન લક્ષ્મીનેજ છે!"

આટલું કહીને ભાઈ તથા ભોજાઈને શરમીંદા બનાવીને અન્ન દેવતાની અવગણના ન થાય માટે જમી લીધું અને પછી તુરત

* જુઓ ચિત્ર.



'આ બધું માન આ ઘરેણાંને છે, મને નહિ!' [પૃ. ૨૨૮.

પોતાના ઘેર જવાની તૈયારી કરી. ભાઈ ભોજાઈ આગ્રહ કરવા લાગ્યા. પોતાની થએલી ભુલની માફી માગવા લાગ્યા. પણ કુપુરચંદની સ્રીતો બધું જાણતી હતી કે ' જે તે પૈસાને માન છે. મને માન નથી. તેથી આવા માયાવી પ્રેમમાં લોભાવું નહિં.' આમ માનીને સાસુ વહુ ચાલતા થયા.

થોડા દિવસ નહિ રોકાતાં તુરતમાંજ પાછા આવવાનું કારણ કુપુરચંદે પુછ્યું, એટલે 'પ્રથમ કોઇએ આવકાર પણ આપ્યો નહોતો, આ વખતે માયા ભાળી મોહી પડયા અને સગા થવા લાગ્યા, આ બધું પારખું જોવા માટેજ અમે ગયા હતા. પુરો અનુભવ લઇને તુરત પાછા આવ્યા' એમ તેની સ્રીએ જણાવ્યું.

કુપુરચંદઃ–" એ બધો એમનો વાંક નહોતો. પણ કર્મનોજ વાંક હતો. બધાની બુદ્ધિ બદલાવાનું કારણ આપણી પડતી દશા હતી. જ્યારે ચઢતી થઇ ત્યારે બધાની બુદ્ધિ ઠેકાણે આવી. માટે જ્યાં. ઈશ્વિરી સંકેત હોય ત્યાં બીજા ઉપર દોખો કરવો નહી." આવી રીતે આશ્વાસન આપીને તેણે પોતાની સ્રીને સમજાવી અને 'આવતા દિવસની ઓળખાણ' કરનારી અને અગમચેતી વાપરીને પોતાના બુદ્ધિબળનો ઉપયોગ કરનારી પુત્રવધુને ધન્યવાદ આપ્યો.

કુપુરચંદનો દિવસ વળતાં તે કુટુંબ પરિવાર સહિત અગાઉ કરતાં પણ વધારે સુખ સંપત્તિ અને રીદ્ધિ સીદ્ધિ ભોગવવા લાગ્યો.



# પૂર્વ જન્મનો પરિચય

મંડળગઢની રાજકુંવરી યોગ્ય ઉમરની થઇ હતી. રૂપ, ગુણ અને વિદ્યામાં શ્રેષ્ઠ હતી. માતા પિતા અને બંધુઓની પ્રીતિ અથાગ હતી. રાજકુંવર અને રાજકુંવરી બંનેને સરખી કેળવણી, સરખું માન અને સરખી રીતે ઉછેરવામાં આવ્યા હતા. ઘોડેસ્વારી, હથિઆર ચલાવવા અને શિકારની સેલગાહ કુંવર અને કુંવરી સાથેજ કરતા. રાજકાજનાં અટપટા પ્રશ્નોના ઉકેલ માટેની ચર્ચામાં બંને ફરજંદોને હાજર રાખી વિચાર કેળવવાનો સમય આપતા. રાજાના મનમાં એમ હતું કે જેટલું શિક્ષણ રાજકુંવરને અપાય તેટલુંજ રાજ કુંવરીને આપવું. આવી ઇચ્છાથી રાજકુંવરી રાજ ચલાવી શકે–યુદ્ધમાં વ્યૂહરચના કરી શત્રુ સન્મુખ લડી શકે તે માટે જેટલું શિક્ષણ આપવું જોઇએ તે આપ્યું હતું.

રાજકુંવરી હવે ઉમરલાયક થઇ હતી. સ્થળે સ્થળેથી માગાં આવતાં હતાં, પણ રાજકુંવરીએ પોતાની ઇચ્છા લગ્ન કરવાની નથી

તેવા સ્પષ્ટ શબ્દોમાં વિચારો જાહેર કર્યા હોવાથી કુંવરીનો પિતા તેના વિચાર વિરૂદ્ધ કાંઈ પણ સાહસ કરતો નહોતો. રાજા એમ સમજતો હતો કે કુંવરીને જેના સાથે જીંદગી ગાળવાની છે, જેના સુખ દુઃખની ભાગીયણ બનવાની છે, ધર્મ અર્થ અને કામમાં જેની સહચરી થવાની છે તેની પસંદગી કરવાનો હક તેને છે, અને જેને કેળવણી આપી યોગ્ય બનાવી છે તેને પોતાનો સંસાર સુખમય બનાવવાનો નિર્ણય કરવાનો અધિકાર છે. કુંવરીની પસંદગી થાય તેનેજ તે પોતાનો પતિ બનાવી સુખ પૂર્વક જીંદગી ગુજારે આવા વિચારથીજ તે મૌન સેવતો હતો.

જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ કુંવરીની પ્રશંસા ચોમેર ફેલાવા લાગી. ઘણા રાજકુમારો પોતાના રૂપ, ગુણ, વિદ્યા અને બળની તુલનામાં બીજા ઉતરતા છે તેમ માની કુંવરી મનેજ વરશે આવી રીતે કલ્પનાના ઘોડા દોડાવતા હતા.

રાજકુંવરી જેમ જેમ મોટી ઉમરની થતી ગઈ તેમ તેમ તેને પુરૂષ પ્રત્યે તિરસ્કાર વધતો ગયો. કુંવરી માનવા લાગી કે, પુરૂષો સ્વાર્થિલાજ છે, તેનામાં હૃદય અને લાગણી જેવી કોઈ ચીજ નથી. સ્ત્રીઓને પોતાના પગ નીચે દાબીને ગુલામી કરાવીને પુરૂષો પોતાની સરસાઇ બતાવે છે. આવી રીતે પુરૂષ જાતિ પ્રત્યેના ઉલટા વિચારો વધતા ગયા.

કુંવરીની સહિયરો ઘણાં વખત ચર્ચા કરતી અને સંસાર સુખ માટે પોતાની દલીલ કરતી, પણ કુંવરી એવો તો સચોટ જવાબ આપતી કે તેની સહિયરો અવાક્ થઈ જતી. પાછળથી વાતો કરતી કે, 'કુંવરીને વધારે શિક્ષણ આપવાથી આવું પરિણામ આવ્યું છે !'

રાજકુંવરીને પુરૂષો પ્રત્યે તિરસ્કાર છે અને તે કોઇને પરણવા માગતી નથી આ વાર્તા સર્વત્ર ફેલાઈ ગઇ. આવી આદર્શ ગૃહિણી

બને તેવી કુંવરી કોઈને પતિ બનાવવા ઇચ્છતી નથી આ વાર્તાથી કેટલાક આશા ધારણ કરી રહેલા રાજકુંવરોની આશા નિરાશામાં ફેરવાઈ ગઇ. રાજકુંવરીને પુરૂષ જાતિ પ્રત્યે તિરસ્કાર થવાનું શું કારણ હશે તેની કલ્પના પણ કોઇ કરી શકયું નહીં.

કુંદનપુર નગરીના રામસિંહ અને રૂપસંગ કરી બે રાજકુમારો હતા. બંને બંધુઓમાં અદ્વિતિય બળ અને બુદ્ધિ હતાં. સાહસ, શૌર્ય સાથે રૂપગુણમાં પણ અજોડ હતાં. મોટા રામસિંહે પોતાના નાના બંધુ રૂપસંગને કહ્યું, “ભાઇ! મંડળગઢની રાજકુંવરીને પુરૂષ જાતિ ઉપર તિરસ્કાર થયો છે. આપણે તેનો તિરસ્કાર દુર કરીએ તો જ આપણે બુદ્ધિશાળી ગણાઇએ. જ્યાં સુધી આપણે આટલું કામ ન કરીએ ત્યાં સુધી આપણને શરમાવા જેવું છે.”

રૂપસંગજીએ પણ આ વાતને સંમતી આપી અને બંને ભાઇઓ ગુપચુપ ચાલી નિકળ્યા. રામસિંહની ઉમર પચીસ વર્ષની અને રૂપસંગની ઉમર અઢાર વર્ષની હતી. રાજકુંવરીને પરણવાની ઉમેદવારી કરનાર પૈકીનો એક રામસિંહ હતો. હજી તેના લગ્ન થયા નહોતા. તેણે દૃઢ સંકલ્પ કર્યો હતો કે જો લગ્ન કરૂં તો મંડળગઢની રાજકુંવરી સાથેજ, નહીંતો આ જન્મ બ્રહ્મચારી રહીને ઈશ્વર સ્મરણ કરૂં અને મારૂં રાજ મારા નાના ભાઈ રૂપસિંહને આપું.

બંને ભાઇઓ પોતાના અશ્વ ઉપર આરૂઢ થઇ ચાલતા થયા. મજલ દર મજલ કરતા કેટલેક દિવસે મંડળગઢ આવ્યા. પરદેશીઓને કાંતો માળીને ઘેર અને કાંતો કુંભારને ઘેર ઉતરવાનું મળતું.

ચાપા નામના માળીને ઘેર બંને ભાઈ જઇને ઉતર્યા. ચાપાની સ્ત્રી વિવેક વાળી હતી અને માણસને દેખતાંજ કળી લેતી કે આ કોઇ ઉત્તમ માણસ છે. કારણકે તેને પરદેશી મુસાફરોનો અનુભવ મળતો. મુસાફરના વેશમાં પણ ‘કર્મ છુપે નહિં ભભૂત લગાયા.’

રાજકુમારોનું તેજ–તેની સભ્યતા વગેરે ઢાંકયું રહ્યું નહીં. માલણને ખાત્રી થઇ કે આ કોઇ રાજકુમારો છે. આમ સમજી સારી પેઠે બરદાસ કરવા લાગી.

રાજકુમારો રોજ એક સોનામહોર આપે તેથી માલણ રાજી રાજી થઇને બરદાસ કરતી. આ માલણ રોજ કુંવરીને ફુલછાબ આપવા જતી. થોડાક દિવસ બંને ભાઈઓ રહ્યા. માલણને તો દરરોજ સોનામ્હોર મળતી તેથી આવા મ્હેમાન વધુ વખત રહે તેમ ઇચ્છતી. મ્હેમાનોને પણ એટલુંજ જોઇતું હતું. તેઓ કાંઇ કામ ધંધો કરતા નહીં, ફક્ત શહેરમાં ફરવા જતા, તે સિવાય તેમનું બીજુ કાંઇ કાર્ય હતું નહીં.

એક દિવસ માલણને વિચાર આવતાં રામસિંહજીને કહ્યું કે "ભાઈ! તમે કોઈ મોટા માણસ છો તેમાં તો શંકા નથી, પણ તમે આવ્યા છો શા કામે? અહીં પંદર દિવસથી આવ્યા છો પણ ધંધો [redacted] નથી. માટે મને શંકા થાય છે કે તમે શા કામે આવ્યા છો? તમારૂં કામ મારાથી થઈ શકે તેમ હોય તો મને કહો તો હું તેમાં મદદ કરૂં"

રામસિંહજીએ ખડીઆમાંથી સોનામ્હોરો કાઢી, ખોબો ભરીને આપી અને કહ્યું કે, "બ્હેન! તારાથીજ મારે કામ કરવાનું છે. રાજકુંવરી શા માટે કોઈ પુરુષને પસંદ કરતી નથી તેની બાતમી લાવી આપ તો આ કરતાં હું વધારે ઇનામ આપીશ."

માલણઃ—"ભાઇ! રાજકુંવરી પાસે પુરુષનું નામ પણ લેવાનું નથી. એટલુંજ નહી, પણ મોગરો વગેરે પુરુષવાચક પુષ્પોને પણ તે અડકતી નથી. જાઇ, જુઈ, ચંબેલી વગેરે સ્ત્રીવાચક પુષ્પોનોજ ઉપયોગ કરે છે. તેમાં મારા જેવી સાધારણ સ્ત્રી કુંવરી પાસે કારણ જાણવાનો ઉચ્ચાર સરખો પણ ન કરી શકે. છતાં પણ થોડા દિવ-

સમાં હું કારણ જાણી લઈશ, કારણ કે રાજકુંવરીના વિદ્યાગુરુનાં પુત્રી કે જે કુંવરીના જાને જીગર સહીયર છે તેને પ્રસન્ન કરીને હકીકત જાણી લઈશ."

માલણ દરરોજ બ્રહ્મતનયાને પુષ્પ આપવા જતી હતી અને તેના પાસે બેસીને વાતો કરતી હતી. હવે તે બ્રહ્મતનયાને રીઝવવાનો પ્રયાસ કરવા લાગી, જુદા જુદા પ્રકારના હાર બનાવી લઈ જવા લાગી, ઉત્તમ પ્રકારના પુષ્પો લાવીને આપવા લાગી. તેથી બ્રહ્મતનયા તેના ઉપર પસન્નતા બતાવવા લાગી. માલણ મીઠી મીઠી વાતોથી રીઝવવા લાગી. આવી રીતે જ્યારે વિશ્વાસ આવ્યો ત્યારે એક દિવસે માલણે કહ્યું કે "કુંવરીબા પુરુષજાતિને ધિક્કારે છે તેનું સબળ કારણ હોવું જોઇએ. કોઇ પણ જાતનો એવો બનાવ બન્યો હોય કે જેથી પુરુષ વર્ગ પ્રત્યે આટલી બધી ઘૃણા ઉત્પન્ન થાય. આ કારણ આપની જાણમાં હશેજ, અને તે કારણનું સમાધાન કરવા પ્રયાસ પણ કર્યો હશે, કારણકે રાજકુંવરીનું હિત કરવું તે આપનું કામ છે."

"આ વિચાર તો મને કોઈ દિવસ આવ્યોજ નથી. તું બુદ્ધિમતિ છે એટલે તને આ વિચાર આવ્યો. હવે હું ખરૂં કારણ જાણી લઇશ અને તને બધી વાત કરીશ. પછી તારી સલાહ પ્રમાણે ઉપાય કરીશ." બ્રહ્મતનયાએ માલણનાં વખાણ કરી કહ્યું.

બીજે દિવસે બ્રહ્મતનયા કુંવરી પાસે ગઈ. બાગમાં ફરવાને મીસે બીજા કોઇને સાથે ન લેતાં એકલી કુંવરીનેજ તેડી ગઈ. બાગમાં થોડીવાર ફરીને પુષ્પલતાનાં સુંદર માંડવા નીચે બંને બેસીને આનંદની વાતો કરવા લાગી. બ્રહ્મતનયાએ આડી અવળી વાતો કરીને પુછ્યું કે "બ્હેન! તમે જેટલો પુરુષ જાતિનો તિરસ્કાર કરો છો તેટલી પુરુષજાતિ તિરસ્કારને પાત્ર નથી. જુવો સીતાજી માટે રામે

રાનરાન રખડી છેવટે રાવણ જેવાનો નાશ કર્યો. દ્રૌપદીને માટે પાંડવોએ કૌરવોનો નાશ કર્યો. આવા દાખલા તો ઘણા મળશે કે સ્ત્રીજાતિના માનને માટે પુરુષોએ પ્રાણ આપ્યા છે."

કુંવરી:–"તું ભુલે છે. એજ રામચંદ્રજીએ સગર્ભા સીતાજીનો એક ધોબીના વચનથી ત્યાંગ કરી તેમને વનમાં મોકલ્યાં. દ્રૌપદી એક ખરીદાએલી વસ્તુ હોય તેમ પાંડવોએ તેને જુગટામાં મુકી અને ભરી સભામાં અપમાન કરાવ્યું. આ શું બતાવે છે? પુરુષજાતિની કેટલી નિષ્ઠુરતા? કેટલી સ્વાર્થપ્રિયતા? તે તુંજ કહેને?"

"હા. સીતાજીનો ત્યાગ કર્યો છતાં શ્રી રામચંદ્રજી પ્રત્યેનો સીતાજીનો અને સીતાજી પ્રત્યે રામચંદ્રજીનો પ્રેમ જરાપણ ઓછો થયો નહોતો. તેમજ દ્રૌપદીનું છે. નળ–દમયંતીનું પણ જુવો તો એમજ છે. કદિ પણ પ્રેમમાં ન્યુનતા આવી નથી. આવા દાખલા જેને બન્યા હોય તે અમુક કારણને આગળ લાવી કદાચ તિરસ્કાર કરે તો ઠીક, પુણ તમારે તો કાંઈ કારણુજ મળ્યું નથી, છતાં કાલ્પનિક ચિત્ર ઉભું કરી તિરસ્કાર કરો તે યોગ્ય નથી. તમને આવું કારણ પ્રાપ્ત થયું હોય તેમ મારા જાણવામાં નથી. માટે જે કારણ હોય તે, મને જો તારી પ્રિય સખી માનતી હો તો કહે."

"બ્હેન! મારો તિરસ્કાર સકારણ છે. જો કે આ જન્મે મને કોઈ કારણ ઉપસ્થિત થયું નથી, પણ મારા જ્ઞાનથી હું મારા પૂર્વ જન્મના વૃતાંતને જાણી શકું છું. પૂર્વ જન્મમાં મને જે અનુભવ થયો છે તેથીજ હું પુરુષજાતિ પ્રત્યે તિરસ્કાર કરૂં છું." કુંવરીએ સંક્ષિપ્તમાં કહ્યું.

"એ તારા પૂર્વજન્મની હકીકત મને કહે. હું પણ જાણું કે તારા પૂર્વજન્મની હકીકત શી છે?" બ્રહ્મતનયાએ જિજ્ઞાસાથી પુછયું.

"તારી આટલી બધી ઉત્કંઠા છે તેથી અને અત્યાર સુધી તેં

મારી કોઇ વાત જાણવાની માગણી કરી નથી તેથી હું તને મારા પૂર્વજન્મની વાત કહું છું.

"પૂર્વજન્મમાં હું હાથણી હતી. મારૂં જન્મ સ્થાન સિંહલદ્વિપ હોવાથી ત્યાં હાથી હાથણીઓનાં વૃંદના વૃંદ હોય છે. બધાં ટોળાબદ્ધ રહે છે. એક ટોળું બીજા ટોળા ઉપર હુમલો કરીને ટોળાને નસાડે તો તે સ્થળે પોતે રહે છે. આવીજ રીતે જે ટોળામાં હું હતી તે ટોળા ઉપર બીજા ટોળાએ હુમલો કર્યો. અમારા ટોળાને નહાસવું પડ્યું. હું આ વખતે વયમાં આવી હતી. સામા ટોળાના નાયક હાથીએ બધાની સાથે હું ન્હાસતી હોવાથી મને પકડી રાખી. તેથી ટોળાથી વિખુટી પડીને હુમલો કરનારના પંઝામાં હું ફસાઈ ગઈ."

"ટોળાનો નાયક હાથી મારા પ્રત્યે પ્રેમ રાખવા મંડ્યો તેથી મારૂં હૃદય તેના તરફ આકર્ષાયું. મારા ટોળાને ભુલી ગઇ અને હું એ હાથીની થઇ. અમો બંને વચ્ચે અતૂટ પ્રેમ હતો. મને સુખ આપવા માટે અને બીજો કોઇ મારા ઉપર હલ્લો ન કરે તે માટે મારો પતિ તત્પર રહેતો. મારો પ્રેમ એકધારો હતો. જીવવું, સુખ ભોગવવું, આપત્તિ વેઠવી અને મરવું તે બધું સાથે રહીને કરવું. મને ખાત્રી હતી કે મારા વિના મારો પતિ ઘડી પણ જીવી શકશે નહિ અને તેના વિના હું પણ ઘડી જીવી શકવાની નથી. આ મારી દૃઢ માન્યતા જુઠી પડી. મને છ સંતાનો થયા હતા. એક વખત જે જંગલમાં અમો રહેતા હતા તે જંગલને ચારે કોરથી અગ્નિ લાગ્યો. હું નહાસી છુટું તેમ હતું, પણ મારા પ્યારા બચ્ચાને છોડીને તેને મૃત્યુના મુખમાં ધકેલીને મારો પ્રાણ બચાવવો તે ઠીક નહીં તેથી હું નહાસી નહીં. પ્રથમતો મારા પતિએ પોતાની સૂંઢમાં પાણી લાવીને અગ્નિ ઓલવવા પ્રયાસ કર્યો પણ વ્યર્થ ગયો. જ્યારે અમો બળવા લાગ્યા ત્યારે તે નહાસી ગયો. આ કારણથી પુરુષજાતિ પ્રત્યે

મને તિરસ્કાર છે કે જે જીવન સુધીજ સ્વાર્થને લઇને પ્રેમ બતાવે છે. પાછળ મરી મટવાની યોગ્યતા તેનામાં નથી."

રાજકુંવરીનો પૂર્વજન્મનો વૃતાંત સાંભળી બ્રહ્મતનયાને હસવું આવ્યું. પણ સંયમ સાચવીને બોલી કે, "બધા પુરુષો એવા હતા નથી. એક પુરુષ ઉપરથી પુરુષ માત્રને ખરાબ માનવા એ યોગ્ય નથી. વળી તું કહે છે કે હાથી નહાસી ગયો, પણ તે તને અને બચ્ચાને બળતા ન જોઇ શક્યો હોય અને દૂર જઈને બળી મુવો ન હોય તેની ખાત્રી શું ?

રાજકુંવરી કાંઇ બોલી નહીં. બંને મૌન રહ્યા. આ વખતે દાસી બોલાવવા આવવાથી બંને જુદા પડયા. બ્રહ્મતનયા પોતાના અવાસમાં ગઇ કે તુરત માલણ આવી અને રાજકુંવરીનાં પૂર્વજન્મની વાત કરીને બોલી કે "રાજકુંવરીને ભ્રમણા થઇ છે. આ ભ્રમણા કોઇ રીતે દૂર થાય તેમ નથી."

માલણે પોતાને ઘેર આવીને રામસિંહજીને વાત કરી. આ વાત સાંભળી રામસિંહજીને હિમ્મત આવી. કાંઇક કલ્પના સુઝી આવવાથી આનંદ થયો.

બીજે દિવસે તેણે ચિત્રકારનો સામાન ખરીદી આણ્યો. શહેરમાં ફરીને જેના તેના મકાનને ચિત્રાંકિત કરવાનો ધંધો શરૂ કર્યો. ચિત્રકળામાં નિપૂણ, બીજા કરતાં ઓછા—નામના જ પૈસા લઇ ચિત્ર કરી આપે તેથી આખા શહેરમાં તેની ખ્યાતિ વધવા લાગી. આ વાત રાજા સુધી પહોંચી. રાજાએ આ બંને ચિત્રકારોને બોલાવીને કુંવરીનાં મહાલયમાં ચિત્ર કરી આપવા કહ્યું. એટલે ચિત્રકારોએ કહ્યું કે, "ચિત્રકામ જેવું કહો તેવું કરી આપીએ, પણ સરત એ છે કે કોઇ પણ સ્ત્રીજાતીએ અમને મુખ બતાવવું નહિં, કારણ કે અમને સ્ત્રીજાતિ ઉપર તિરસ્કાર છે. માટે અમો પડદા બાંધીને અંદર રહીને ચિત્રકામ

કરીએ છીએ." રાજાએ આ સરત કબુલ કરી અને તેના કહેવા પ્રમાણે પડદા વગેરેની ગોઠવણ કરી.

આખા મહાલયમાં વાત પ્રસરી ગઈ કે, 'બે કુશળ ચિત્રકારો સ્ત્રીનું મુખ જોતા નથી. સ્ત્રીજાતિને ધિક્કારે છે.' આ વાત સાંભળી કુંવરીને આશ્ચર્ય થયું. આ કેવાક ચિત્રકારો હશે તેમ વિચાર આવવા લાગ્યા. રામસિંહજી ચિત્રકળામાં નિપૂણ હોવાથી જેટલી પોતાનામાં કળા હતી તેટલી બધી ઠાલવીને ચિત્રો કરવા લાગ્યો. કુદરતની અપ્રતિમ કૃતિઓ, પશુ, પક્ષીઓ વગેરે જાત જાતનાં ચિત્રો કરવા લાગ્યો. જે કોઈ ચિત્ર જોતા તે મુક્ત કંઠથી પ્રશંસા કરતા. આખા મહાલયમાં ચિત્રોની જ પ્રશંસા થતી હતી. આ બધું સાંભળીને કુંવરીને ચિત્રો જોવાની ઉત્કંઠા થતી, પણ 'ચિત્રકારો સ્ત્રીનું મુખ જોતા નથી, જો કોઇ સ્ત્રી ત્યાં પ્રવેશ કરે તો ત્યાંથી તુરત ચાલ્યા જશે,' આ વાતથી જિજ્ઞાસા મનમાં સમાવતી. પણ ચિત્ર જોવાની જિજ્ઞાસા તો દિવસે દિવસે પ્રબળ થતી ચાલી.

રામસિંહજીએ પ્રવેશદ્વારની સામે જ એક જંગલનો દેખાવ કર્યો. હાથીના બે ટોળાંને લડતા બતાવ્યાં. એક ટોળું નાસી ગયું અને તેમાંથી એક હાથણી સપડાઈ ગઇ તે બતાવ્યું. પછી હાથી તથા હાથણીનાં સુખમય જિંદગીનાં ચિત્રો કર્યાં. છેવટે બચ્ચા અને હાથણીને જંગલમાં લાગેલાં અગ્નિમાં બળતાં બતાવ્યાં. થોડે દૂર હાથીને એક ઝાડનાં થડ સાથે સૂંઢની ચુડ ભેરવીને બળતો બતાવ્યો.

હવે તો રાજકુંવરીની જિજ્ઞાસાએ વિજય મેળવ્યો, અને ચિત્ર જોવા હૃદય હાથ રહ્યું નહિ. પડદાને દૂર કરી જેવી અંદર જઇને જુએ છે કે તુરત પોતાના પૂર્વજન્મનાં ચિત્રો જોવામાં આવ્યાં. એક પછી એક પ્રસંગનાં ચિત્રો જોયાં તેથી ખાત્રી થઈ કે જેવી રીતે મને પૂર્વજન્મ સુજ્યા છે તેવી જ રીતે આ ચિત્ર-



'હવે તમે નાસીને ક્યાં જશો ?   [પૃ. ૨૩૯.

કાર પણ મારા પૂર્વ જન્મનો પતિ હોવાથી તેને જન્મ સુઝ્યો છે. એટલું જ નહિ, પણ હું તેના પૂર્વ જન્મની સ્ત્રી છું તેમ પણ તેને સુઝ્યું છે. આ વિચાર સાથે છેવટે હાથણી બચ્ચા સાથે બળે છે તે જોતાં જ પાછો વિચાર કર્યો. હાથી પાસે નથી એટલે જરૂર ન્હાસી ગયો છે. આમ વિચારે છે ત્યાં થોડે દૂર હાથી પણ બળે છે અને તેના નીચે લખેલું છે કે, 'પોતાની પ્રિયા અને બચ્ચાંને બળતાં નજરે ન જોઇ શકવાથી હાથી દૂર આવી પ્રાણત્યાગ કરે છે.' આ જોતાં તો ખાત્રી થઇ કે, જરૂર આ ચિત્રકાર મારા પૂર્વ જન્મનો પતિ છે. હું આજ સુધી માનતી કે, હાથી નહાસી ગયો અને પોતાનો જીવ વ્હાલો ગણ્યો, પણ મારી માન્યતામાં ભૂલ હતી.

રાજકુંવરીને અંદર આવેલી જોઈ ચિત્રકાર **રામસિંહજી** નહાસવા લાગ્યો. તે જોઈ રાજકુંવરી પાછળ દોડીને કહેવા લાગી કે **"હવે તમે ન્હાસીને કયાં જશો ? હું તમારા પૂર્વ જન્મની સ્ત્રી–છું.*** હવે તમને છોડવાની નથી." **રામસિંહજી** નહાસવાનો પ્રયાસ કરે છે. કુંવરી તેને વળગી પડી છે. આ જોઇને માણસો એકઠા થયા. રાજા પણ આવ્યો અને કારણ પુછતાં રાજકુંવરીએ પૂર્વ જન્મની કથા કહી. 'પૂર્વ જન્મનો આ મારો પતિ છે માટે તેને છોડવાની નથી.' એમ જણાવ્યું. **રામસિંહજી**ને તો એટલું જ કામ હતું. રાજાના પુછવાથી પોતે કુંદનપુરનો રાજકુમાર છે તેમ કહ્યું તેથી કુંદનપુરથી **રામસિંહજી**ના પિતાને બોલાવી **રામસિંહજી** અને રાજકુંવરીના આનંદથી લગ્ન કર્યાં. **રામસિંહજી** અને રાજકુંવરીએ સુખમાં જિંદગી ગુજારી.



---

* જુઓ ચિત્ર.

# નાગપદ્મિણી અને માનસિંહ

પાશેર જમે પદ્મિણી, અધશેરે થાય અજરો;
મારૂ તારા શહેરમાં, દીઠો ફુલનો ગજરો.

કનકાવટી નગરીનો રાજા પ્રજાપ્રેમી હતો. પ્રજાને સુખ તે પોતાને સુખ, પ્રજાને દુઃખ તે પોતાને દુઃખ માનતો હતો. જે કોઇ ફરિઆદ કરવા આવતું તેને અદલ ઇન્સાફ મળતો, પછી ભલેને પોતાના પાટવી કુંવર સામે અદનો માણસ ફરિઆદ લઇને આવે તો પણ તેને સાચો ન્યાય મળતો. તેને **માન**સિંહ કરીને એક પુત્ર હતો. પુત્ર ગાદીવારસ હોવાથી તેને રાજરીતિ, પ્રજાનું પાલન, યુદ્ધ કુશળતા વગેરે ગુણો પ્રાપ્ત કરાવ્યા હતા. માનસિંહ પણ બધા ગુણોથી ભવિષ્યમાં રાજગાદી શોભાવશે તેવી બધાને આશા બંધાઇ હતી. રાજકુમારનાં શીલ તથા ગુણથી પ્રજા પણ પ્રસન્ન હતી.

એક વખત રાજકુમાર **માન**સિંહ ઘોડો ફેરવવા ગયો હતો. ઘોડો ફેરવીને આવતો હતો. ઘોડાને પુરપાટ દોડાવતો હતો, તેવામાં ઘોડો તપી ગયો અને લગામ તુટી ગઇ હોવાથી ઘોડો હાથ રહ્યો

નહિં, તેથી રસ્તામાં એક ડોશીએ સુંડલામાં છાણાં ભરી રાખેલાં-જંગલમાંથી વીણીને એકઠાં કરેલાં હતાં તે સુંડલા સહિત ડોશી ઘોડાની અડફેટમાં આવતાં છાણાં બધાં વેરણ છેરણ થઇ ગયાં, અને ડોશીને વાગ્યું. ડોશીની આંખોએ થોડું સુજતું હતું તેથી રાજકુંવર છે કે બીજો કોઈ રાજનો માણસ છે તે ઓળખી શકાયું નહીં. ડોશી છાણાં એકઠાં કરી, સખ્ત વાગ્યું હોવા છતાં મુશીબતે ઘેર આવી. સુંડલાને નીચે ઉતારી હળવી હળવી રાજા પાસે જઈ ફરિઆદ કરી કે તમારા ઘોડેશ્વારે બેદરકારીથી ઘોડો હાંકીને મને વગાડયું. આ ફરિઆદ સાંભળી રાજાને ક્રોધ ચડયો અને આવી વૃદ્ધ ડોશી પ્રત્યે બેદરકાર રહેનાર માણસ મારા રાજમાં નહિ તેમ બોલાઇ ગયું. માણસથી તપાસ કરાવતાં માલુમ પડયું કે એતો રાજકુમાર હતો. રાજાએ કહ્યું કે રાજકુમાર હોય કે ગમે તે હોય પણ મારા રાજમાં નહિં આ રીતે મારા મુખમાંથી નિકળ્યું તે પળાવુંજ જોઇએ.

રાજકુમારે આવીને રાજાને નમન કર્યું. કેવી રીતે ડોશીને વાગ્યું તે હકીકત જાહેર કરી. કચેરીમંડળે રાજકુમાર નિર્દોષ છે તેમ જાહેર કર્યું, છતાં કુમારે કહ્યું કે મારા પિતાના મુખમાંથી વચન નિકળ્યું તે પળાવું જોઇએ, માટે મારે દેશવટે જાવું જોઇએ. રાજાને ગ્લાનિ થઇ પણ રાજકુમારને શિક્ષા થાય તો બીજા ઉપર અસર થાય તેમ ધારી વાત્સલ્યથી ઉભરાતા હૃદયે કહ્યું કે "પુત્ર! તેં ઈરાદા પૂર્વક ગુન્હો કર્યો નથી તેમ કચેરીમંડળ માને છે, પણ ભાવી રાજાના હાથથી જાણ્યે અજાણ્યે ગુન્હો થાય તે યોગ્ય નહિં. તું મને એકનો એક છે, પણ અત્યારે કઠોર હૃદય કરીને રજા આપું છું કે જે મારા મુખમાંથી વચન નિકળ્યું છે તે વચન તારે પાળવું એ તારો ધર્મ છે."

રાજકુમારને દેશવટો મળ્યો. આ વાત ચર્ચાતાં પ્રજામાં ખળભળાટ થયો. પ્રજાના આગેવાનો આવી રાજાને વિનવવા લાગ્યા,

પણ રાજાએ કહ્યું કે "મે કહ્યું હતું કે આવી બેદરકારીથી વર્તનાર મારા રાજમાં નહિ. આ વચન પ્રજાનો માણસ હોય તો પાળવું અને રાજકુમાર માટે નહિ? રાજહુકમ બધાને માટે સરખો છે, માટે રાજકુમારે દેશવટે જવુંજ જોઇએ." રાજા આગળ કોઇનું ચાલ્યું નહિ અને રાજકુમાર **માન**સિંહ પિતાની આજ્ઞા લઈ ચાલતો થયો.

**માન**સિંહ રાજની હદ વટાવી ઘણે દૂર ગયો. દિવસો ઉપર દિવસો ચાલ્યા ગયા. એક વિશાળ જંગલ આવ્યું. આ જંગલમાં એક ભવ્ય વાવ જોવામાં આવી. તે વાવના મતવાલા ઉપર કોઈ સૌન્દર્યયુક્ત નવયૌવના બેઠેલી જોઈ. આવા જંગલમાં સૌન્દર્યયુક્ત સ્ત્રી કોણ હશે? ડેર કે ડાકણ તો નહિં હોયને? અગર કોઈ અપ્સરા પૃથિવી ઉપર રમણ કરવા નહિ આવી હોયને? આવા વિચારો કરતો તે નજીક આવ્યો એટલે સ્ત્રી વાવમાં ઉતરી ગઇ. **માન**સિંહ વાવ પાસે આવ્યો. ઘોડાને બાંધી વાવમાં ઉતર્યો તો કોઇ દેખાયું નહિં, તેથી અજાયબ થઈ વિચાર કરવા લાગ્યો કે 'આ વાવમાં કોઈ જળસુંદરી રહે છે તે દરરોજ બહાર નિકળતી હશે. માટે અહીં છુપાઇને પુરો તપાસ કરૂં.'

ઘોડાને કોઈ ન દેખે તેમ અને જંગલના પ્રાણીઓ નુકસાન ન કરી શકે તેવે સ્થળે બાંધ્યો. પછી છુપાઇને ચર્ચા જોવા લાગ્યો. મધ્ય રાત્રિનો સમય થયો એટલે વાવનું પાણી ઉછાળા મારવા લાગ્યું. અને થોડા વખતમાં મણિધર નાગ બહાર આવ્યો. માથા ઉપરના મણિથી સર્વત્ર પ્રકાશ ફેલાઇ રહ્યો. નાગના મુખમાંથી નિકળતી વિષજ્વાળા જાણે હમણાં આખા વનને દહન કરશે તેમ જણાતું હતું. માથા ઉપરનો મણિ એક સ્થળે મુકી નાગ આસપાસ મણિને અજવાળે ચારો કરતા લાગ્યો. આ બધું **માન**સિંહ છુપાઇને જોતો હતો. સમય થયો એટલે મણિને માથે મુકીને નાગ વાવમાં ઉતરી ગયો.

## નાગપદ્મિણી અને માનસિંહ

પ્રાતઃકાળમાં **માનસિંહ** ઘોડે ચડયો અને તરફાળનાં ચીંથરા કરી ઝાડની ડાળીએ બાંધતો વાવની નિશાની રાખતો આગળ ચાલ્યો. જંગલ વટાવીને એક ગામમાં ગયો. લુવારને ત્યાં જઇને લોઢાની મોટી તાંસળી બનાવરાવી. તેના ઉપર લોઢાના તીણી ધારના પાતળા ખીલા બેસરાવ્યા. ઉપર એક કડી રાખી તેને દોરી બાંધી. લુવારને આનું મહેનતાણું આપીને પોતે કરી રાખેલા નિશાને ચાલીને જે વડ નીચે મણિ મુકી નાગ ચારો કરવા ગયો હતો તે વડ ઉપર ચઢીને છુપાઈ ગયો.

મધ્યરાત્રિને વખતે નાગ બ્હાર આવ્યો. વડ નીચે મણિ મુકીને દૂર ચારો ચરવા ગયો. નાગ જેવો દૂર ગયો કે તુરત ઉપરથી લોઢાની તાંસળી દોરી વતી સરતી મુકી દીધી કે તુરત મણિનો પ્રકાશ બંધ થયો. નાગ ચારો કરતો હતો ત્યાં અંધકાર થવાથી ક્રોધે ભરેલો, ફુંફાડા મારતો, ફેણ પછાડતો, વિષની જ્વાળા કાઢતો તે ત્વરીત ગતિથી પાછો આવ્યો. તાંસળીને જરા જરા છીદ્રો હતાં તેમાંથી થોડો થોડો પ્રકાશ બ્હાર દેખાતો હતો. મણિ કોઈ ચીજથી ઢંકાએલ હોવાથી તેના ક્રોધની હદ રહી નહિં. ફેણ એવા જોરથી તાંસળી ઉપર પછાડી કે જો તીણી ધારના ખીલા ન હોત તો લોઢાની તાંસળીના ચુરેચુરા થઇ જાત, પણ જેવી ફેણ પછાડી કે તુરત ખીલા ફેણની આરપાર નિકળ્યા. ક્રોધ દ્વિગુણિત થયો. જંઝેડો દઇને ફેણ પાટકી. જેમ જેમ ફેણ લોહી લોહાણુ થતી ગઇ તેમ તેમ તે વધારે ક્રોધે ભરાઇને ફેણ પછાડતો ગયો. કહેવત છે કે 'સિંહના મૂછનો વાળ, સર્પનો મણિ, કંજુસનું ધન અને સતી સ્ત્રી જ્યાં સુધી જીવતા હોય ત્યાં સુધી બીજાને હાથ જાય નહીં.' આ રીતે જ્યાં સુધી પ્રાણ હતા ત્યાં સુધી ફેણ પછાડી. જ્યારે પ્રાણ ગયા ત્યારે શાંત થઈ ગયો. થોડી વારે **માનસિંહ** નીચે ઉતર્યો. દોરીને આંચકો માર્યો એટલે નાગ સાથે તાંસળી દૂર જઇ પડી અને મણિ પ્રકાશવા લાગ્યો.

મણિને લઈ ભેટમાં બાંધી દીધો, પછી દાતણ કરવાના કારણે **માન**સિંહ વાવમાં ઉતર્યો. **જેમ જેમ** પગથીઆ ઉતરતો ગયો **તેમ તેમ** પાણી દૂર દૂર ખસતું ગયું. આ જોઈ **માન**સિંહને આશ્ચર્ય થયું **અને** આગળને આગળ ચાલતો ગયો. વાવને તળીએ જતાં **એક** બંધ દરવાજો આવ્યો. દરવાજા પાસે જઇને જુવે છે તો તે વજ્ર જેવો મજબૂત જણાયો. અહીંજ નાગનું નિવાસસ્થાન હશે એમ માનીને દરવાજો ઉઘાડવા પ્રયાસ કરવા લાગ્યો, પણ દરવાજો ઉઘડયો નહિં. તેથી વિચાર કરતાં જણાયું કે આ મણિમાં તો કાંઈ ચમત્કાર નહિ હોયને ! ભેટમાંથી મણિ કાઢી જેવો મણિ દરવાજાને અડાડયો કે તુરત દરવાજો ખુલી ગયો **અને માન**સિંહ બેધડક અંદર ચાલ્યો ગયો.

આગળ જતાં બે શીંગલાં ઘેટા મારવા આવ્યા. **માન**સિંહ પટાનો સાધેલ હતો તેથી ઘેટાના દાવ ચુકવી જમૈયાથી બંનેને ઠાર માર્યા અને આગળ ચાલ્યો તો બે વિકાળ સિંહની ચોકી આવી. **માન**સિંહ તુરત પાછો વળ્યો અને મારેલા ઘેટાને ઉંચકી લાવ્યો. સિંહ જેવા સામે આવ્યા કે એક એક ઘેટો બંને તરફ ફેંકયો. સિંહને ભૂખ મળવાથી તેઓ મારણ તરફ વળ્યા કે તુરત **માન**સિંહ ઘેટાહડી કાઢી ચોકી વટાવી ગયો. આગળ ચાલ્યો તો બે રાક્ષસની ચોકી આવી. રાક્ષસો હાથમાં ભોગળ લઈ લડવા આવ્યા. રાક્ષસોની આગળ **માન**સિંહ નાનો બાળક જેવો લાગવા માંડયો. પણ સામે લડવા આવેલાને પીઠ ન બતાવવી તે રાજપૂતના બીર્દને સાચવી ભાથામાંથી તીર કાઢી કામઠી ઉપર ચડાવી તે એવા જોરથી માર્યું કે તેણે આગળ આવનાર રાક્ષસના હાથને વિંધિ નાખ્યો. રાક્ષસ ક્રોધ કરીને સામે દોડયો. રાક્ષસ નજીક આવ્યો કે તુરત **માન**સિંહ ચપળતાથી એક તરફ છટકી ગયો. રાક્ષસ ભારે ડીલે હોવાથી તુરત ફરી શકયો નહિ **અને** પડખે થઇને નિકળ્યો કે તુરત **માન**સિંહે તરવારનો ઘા કર્યો. રાક્ષસ ઉંચો અને **માન**સિંહ નીચો હોવાથી ઢીલકુંખનો ઘા પડયો. મર્મ-

સ્થળનો ઘા પડવાથી પેટનો ભાગ બધો કપાઈ ગયો અને રાક્ષસ ધરણી પર ઢળ્યો કે તુરત બીજો રાક્ષસ આવી પહોંચ્યો. તેણે એક વૃક્ષની ડાળ **માનસિંહ** ઉપર દૂરથી ફેંકી. **માનસિંહ** સમયસૂચકતા વાપરી પૃથ્વી ઉપર પડીને પેટવરાણીએ સામે ચાલ્યો. વૃક્ષની ડાળ ઉપર થઇને ચાલી ગઈ. **માનસિંહ** રાક્ષસની પાસે જઇ ઉભો થયો કે તુરત રાક્ષસે તેને અદ્ધર ઉડાડયો. **માનસિંહે** ગુલાંટ ખાધી અને ખભા ઉપર પગ મુકીને તરવારનો ઘા કર્યો જે રાક્ષસના માથામાં વાગવાથી તે તમ્મર ખાઈ નીચે પટકાઇ પડયો. **માનસિંહ** આગળ ચાલ્યો.

**માનસિંહ** થોડે દૂર ગયો એટલે સુશોભિત ઉપવન આવ્યું અને તેની વચમાં ઇન્દ્રભવન જેવો મહાલય આવ્યો, **માનસિંહ** નિ-ડરપણે અંદર ગયો તો નાગકન્યાને દીઠી. પ્રથમતો નાગકન્યા ભયભિત થઈ, પણ અહીં સુધી આવનાર માણસ બળવાન હશે, વળી કોઇ રાજવંશી જણાય છે, એમ માની આદર આપ્યો. **માનસિંહ** યુવાન, ઓજસ્વિ અને સદ્‌ગુણસંપન્ન હોવાથી નાગકન્યાને સભ્યતાથી પુછવા લાગ્યો. પુછતાં જણાયું કે એ નાગકન્યા છે, હજી કુમારિકા છે, ઇચ્છિત વર ન મળવાથી કુંવારી રહી છે. **માનસિંહે** પણ પોતાનો પરિચય આપ્યો. નાગકન્યાએ વિચાર કર્યો કે નાગનો આશ્રય હવે રહ્યો નથી તેથી આવા રાજવંશી સાથે લગ્ન કરવા ઉત્તમ છે. આમ વિચારી લગ્ન કરવાની ઇચ્છા જણાવી એટલે તુરત ગાંધર્વ લગ્ન કર્યા.

**માનસિંહ** નાગકન્યા સાથે આનંદથી રહેવા લાગ્યો. છ માસ વિતિ ગયા એટલે એક દિવસે **માનસિંહે** પૃથિવી ઉપર જઇને સોગડે રમવાની ઇચ્છા બતાવી. નાગકન્યાએ બ્હાર જવાની આના-કાની કરી પણ **માનસિંહના** આગ્રહને વશ થયા શિવાય ચાલ્યું નહિં. **માનસિંહ** તથા નાગકન્યા વાવને કાંઠે આવી સોગડે રમવા લાગ્યા. સોગઠાની રમતમાં આસપાસ ધ્યાન રહ્યું નહિં.

ફોફળશા નામનો શેઠ રસ્તેથી ભુલો પડી જંગલમાં અટવાતો વાવ પાસે આવી ચડયો. નજીક આવતા નાગકન્યાને જોઇ. નાગકન્યાની દૃષ્ટિ તેના તરફ ગઇ.

ફોફળશાહને નાગકન્યાનો મોહ લાગ્યો. દૃષ્ટિમાં વિકૃતિ થઇ. આ જોઇ નાગકન્યા **માન**સિંહને લઇ વાવમાં ઉતરી ગઈ. ફોફળશાહ વિચાર કરવા લાગ્યો કે આ સ્થળે નાગકન્યા રહે છે. ગમે તેમ કરીને મેળવી લઉં.

ફોફળશાહ નિશાની રાખીને ચાલતો થયો. નજીકના શહેરમાં ગયો. ત્યાં ગુણિકાને મળીને વાવમાં રહેતી નાગકન્યાની વાત કરી અને છળકપટ કરીને તેને મેળવી આપે તો સારી રકમ આપવા કહ્યું. ગુણિકા પોતાની સાથે ત્રણ ચાર માણસો લઈ વાવ પાસે આવી. આસપાસ તપાસ કરતા નાગના મંકોડા જોવામાં આવ્યા એટલે કલ્પના કરી કે આ નાગને મારીને કોઇએ નાગકન્યા મેળવી છે. માણસોને આસપાસ છુપાવી વાવમાં ઉતરી તે નાગના નામથી વિલાપ કરવા લાગી.

વાવમાં આવી કોઈ રૂદન કરે છે તેમ નાગકન્યાને લાગ્યું. આ વખતે **માન**સિંહ ઉંઘી ગયો હતો. પ્રથમ તો એકલા બ્હાર જવું યોગ્ય ન લાગ્યું, પણ 'કોઈ દુઃખી માણસ છે તેને જઇને આશ્વાસન આપી આવું' આમ વિચાર કરી મણિ સાથે લઈ બ્હાર આવી અને ગુણિકા રોતી હતી તેને આશ્વાસન આપવા લાગી.

ગુણિકા કહે, "આ વાવમાં મારો ભાઇ નાગ રહેતો હતો. તેને ઘણાં દિવસથી મળી નહોતી, તેથી મળવા આવી, પણ મારો ભાઇ મળ્યો નથી તેથી મને દુઃખ થાય છે. મારો ભાઈ જીવતો છે કે મરી ગયો તેના ખબર ન મળે ત્યાં સુધી મને ચેન પડવાનું નથી. તું કોણ છે? મને રોતી શા માટે અટકાવે છે?"

"હું એ નાગની પુત્રી છું. મારા પિતા ગુજરી ગયા છે અને તેમના હાડકા (મકોડા) વાવથી થોડે દૂર પડેલા છે. તમે મારા ફઇ થાઓ માટે આજે મારા મેમાન છો."

"પ્રથમ મારા ભાઇનાં હાડકાં બતાવ, પછી બીજી વાત." આમ કહીને જે સ્થળે નાગના હાડકા પડયા હતા તે સ્થળે લઈ ગઇ, એટલે આસપાસ સંતાડી રાખેલા માણસોને ઈસારત કરી. તેમણે નાગકન્યાને પકડી લીધી. નાગકન્યા આક્રંદ કરવા લાગી, પણ બધું વૃથા, પોતાના પતિની આજ્ઞા વિના એકલી બ્હાર નીકળી તેનું આ પરિણામ ! કહેવત છે કે:—

નારી નિજપતિ ઘર તજી, અવર ઘર અથડાય;
દુઃખ પામે સુખ વિણસે, ધર્મ જાતથી જાય.

ગુણિકાએ નાગકન્યાને લઇને ફોફળશાહને સોંપી. ફોફળશાહે લગ્ન કરવા ઘણી રીતે સમજાવી, પણ પોતે જે રાજકુંવરને પતિ માન્યો છે તેનાથી પોતાનું ચિત ડોલાવવાની નથી એવો દઢ નિશ્ચય નાગકન્યાએ જાહેર કર્યો. ફોફળશાહ નાગકન્યાને લઇ પોતાના દેશ તરફ જવા નિકળ્યો. રસ્તામાં કનકાવટી નગરી આવી. નાગકન્યાને યાદ આવ્યું કે, આ ગામ રાજકુંવરનું છે અને અહીં તેનો મિત્ર પ્રધાનપુત્ર છે. માટે જો કાંઈ બ્હાર કરે તો સારૂં. તેમ માની માલણની સાથે સંદેશો કહેવરાવ્યો અને જલદી પોતાને મળે તેવી સુચના આપી. પ્રધાનપુત્ર બુદ્ધિશાળી હતો. તે તુરત વેશપરિવર્તન કરી ફોફળશાહની પોઠ પડી હતી ત્યાં આવ્યો અને શબ્દ નાખ્યો કે:—

મિત્ર ગયો પરદેશમાં, ઝુરેલો વિયોગે રોય;
પતાળ ઢુંઢું પૃથિવી, પત્તો બતાવે કોય.

નાગકન્યા સમજી કે પ્રધાનપુત્ર આવ્યો છે. તેને સમજાવવો શી રીતે અને આ મણિ આપવો કેવી રીતે ? આમ વિચારી ફોફ-

ળશાહને કહેવરાવ્યું કે, 'અહીં આવેલા સાધુને મારે મીઠાઇ આપવી છે માટે તેને મારી પાસે મોકલો.' કોઇ દિવસ નહિ ને આજે નાગકન્યાએ સંદેશો કહેવરાવ્યો તેથી ફોફળશાહ રાજી થયો અને સાધુના રૂપમાં આવેલા પ્રધાનપુત્રને નાગકન્યા પાસે મોકલ્યો. નાગકન્યાએ એક ચીઠ્ઠી લખી તેમાં મણિ મુકીને મીઠાઇ સાથે આપી અને બોલી કે:—

જળમાં ઘર ઘરમાં ધણી, ધણી ગયો સપડાય;<br>
વનિતા પર હાથે ચડી, કહો કદિ મિલાવો થાય ?

પ્રધાનપુત્રે ઇસારતથી આશ્વાસન આપ્યું. ત્યાંથી પોતાને ઘેર આવ્યો. મીઠાઈમાં જુએ છે તો પત્ર નિકળ્યો. તેમાં બધી હકીકત હતી. મણિના પ્રભાવથી જળ માર્ગ આપે છે તેમ જણાવ્યું હતું. આ વાંચીને પ્રધાનપુત્ર ચાલતો થયો. મજલ દર મજલ કરતો વાવ આગળ આવ્યો. વાવમાં ઉતરીને જે સ્થળે **માન**સિંહ હતો તે સ્થળે ગયો. **માન**સિંહ નાગકન્યાની ચિંતામાં ભ્રમિત જેવો થઈ ગયો હતો. શું નાગકન્યાએ તેના પિતાનું વેર લીધું હશે ? શું કોઇ દેવ કે રાક્ષસ આવીને તેને ઉપાડી ગયો હશે ? આવા તર્ક અને ચિંતામાં ખાવા પિવાનું છોડી દીધું હતું. અચાનક પોતાના મિત્રને આવેલો જોઇ તે આનંદ પામ્યો. પ્રધાનપુત્રે અથથી ઇતિ સુધીની વાત કહી સંભળાવી તેથી નાગકન્યાને દુઃખમાંથી છોડાવવાની તેને તાલાવેલી લાગી. નાગકન્યાના અવાસમાં અઢળક ધન હતું તે લઇને બંને બહાર આવ્યા અને શોધ કરવા નિકળ્યા.

ફરતાં ફરતાં દરિયાને કાંઠે ગયા ત્યાં વહાણ તૈયાર હતાં. નાગકન્યા ચિંતવન કરતી હતી કે મારી વ્હાર કરવા કોઇ આવ્યું નહીં. ઘણા દિવસ વિતી ગયા. વ્હાણ ચાલ્યા પછી મારો પત્તો કોઈ આપી શકશે નહિં. આમ શોકમાં ડુબેલી હતી ત્યાં કિનારા ઉપર પોતાના પતિને જોયો. વ્હાણ ચાલવાની તૈયારીમાં હતાં. **માન**સિંહે નાગકન્યાને ઓળખી કાઢી અને પ્રધાનપુત્રને બતાવી, પણ હવે ઉપાય શો ?

વ્હાણુ ચાલતાં થયાં. નાગકન્યાએ સોપારી બતાવી, પછી શ્રીફળ બતાવ્યું, પાંચ આંગળી બતાવી અને છેવટે જીભ બતાવી. ત્યાં વ્હાણુ દૂર નિકળી ગયું અને જોત જોતામાં અદૃષ્ય થયું.

માનસિંહ કહે, "મિત્ર ! આ ઇસારતમાં હું કાંઇ ન સમજ્યો. તું કાંઈ સમજ્યો ?" પ્રધાનપુત્ર કહે, "તેણે સોપારી બતાવી તેનો અર્થ એમ થયો કે સોપારી એટલે ફોફળ. અર્થાત ફોફળશા લઇ જાય છે. શ્રીફળ બતાવ્યું એટલે શ્રીપુર ગામે જાય છે. પાંચ આંગળી બતાવી તેમાં કહ્યું કે, પાંચ મહિના વાટ જોઇશ. તેટલી વારમાં નહિ આવો તો જીભ કરડીને મરીશ એમ જીભ બતાવીને જણાવ્યું. આવી રીતે સંકેત કરતી ગઇ છે."

માનસિંહ કહે "ગમે તેમ થાય પણ આપણે શ્રીપુર પહોંચવું જોઇએ. આ દરિઆને રસ્તે જવું સારૂં, પણ આપણી પાસે વ્હાણ નથી. શ્રીપુર એટલું બધું દૂર છે કે ઘોડા ઉપર બાર મહિને પણ પહોંચાય નહિં. હવે કરવું શું ?" પ્રધાનપુત્રે આશ્વાસન આપ્યું અને ચાલતા થયા. થોડા દિવસમાં અવંતીકા નગરીમાં પહોંચ્યા. બંને જણા એક સુતારને ત્યાં ગયા. સુતારને ત્યાં ઘણા સુતારો ઘડતા હતા. મુખ્ય સુતારને જઇને કહ્યું કે "અમારે લાંબી મુસાફરી કરવી છે. અહીંથી શ્રીપુર જાવું છે માટે જલદી પહોંચીએ તેવું કાંઈક સાધન આપો." આ સાંભળી સુતાર બોલ્યો કે, "શ્રીપુર અહીંથી સાડાસાતસેં ગાઉ થાય છે. મારા પાસે લાકડાના બે ઘોડા તૈયાર છે. પણ તેમાં એક સાડાસાતસેં ગાઉ ઉડવાવાળો છે અને બીજો સાડાત્રણસેં ગાઉ ઉડવાવાળો છે. બે જણા બે ઘોડા લઈ જાઓ. બેમાંથી એક જણ શ્રીપુર પહોંચી શકશો, અને બીજાને અરધા પંથે રહેવું પડશે."

એક ઘોડો તો સાડાસાતસેં ગાઉ ઉડે એવો છે તેવોજ બીજો કરી દેવા સુતારને કહ્યું, પણ સુતારે જવાબ આપ્યો કે, 'બીજો ઘોડો તૈયાર કરતાં છ મહિના લાગશે.' આ જવાબથી તેઓ હતાશ થયા, અને બંને

ઘોડા ખરીદી લીધા. સુતારે ઘોડાને ઉડાડવાની, ચલાવવાની, નીચે ઉતારવાની વગેરે દોરીઓ ગોઠવી હતી તે સમજાવી. આકાશમાં ઉડતાં 'અનપંખ' નામનું પક્ષી મળે તો અમુક દોરી ખેંચવી તેથી ઘોડો નીચે ઉતરીને ઉડવા લાગશે તેમ કહીને બધું બતાવ્યું. સાડાસાતસેં ગાઉના ઘોડા ઉપર માનસિંહ ચડયો અને સાડાત્રણસેં ગાઉના ઘોડા ઉપર પ્રધાનપુત્ર ચડયો. બંને સાથે ઉડયા. સાડાત્રણસેં ગાઉ સુધી સાથે રહ્યા. ત્યાં પ્રધાનપુત્રના ઘોડાનો વેગ ઓછો થયો એટલે તે માનસિંહને કહે કે, 'તમે શ્રીપુર જાઓ, નાગકન્યાની તપાસ કરો. માળીને ત્યાં ઉતરજો. હું થોડા દિવસમાં આવી પહોંચીશ.' આટલી વાત કરે છે ત્યાંતો ઘોડો નીચે ઉતરવા લાગ્યો.

પ્રધાનપુત્ર નીચે ઉતર્યો તો એક શહેર જોવામાં આવ્યું. આ શહેરમાં ચાલ્યો તો માણસો હરે ફરે પણ કોઇ વાત કરે નહિં. બધા મુંગા અને બ્હેરા હોય તેમ દેખાયા. બધા હરે ફરે, કામકાજ કરે પણ કોઇ કોઇની સાથે વાત કરે નહીં. પ્રધાનપુત્ર બધાને પુછે પણ કોઇ જવાબ આપે નહિં. પ્રધાનપુત્ર અજાયબ થતો આગળ ચાલ્યો, અને એક વિશાળ મહાલય પાસે આવ્યો. તેના દરવાજે પહેરેગીરો હતા, પણ કોઇએ જવાબ આપ્યો નહિં એટલે અંદર ગયો તો એક સુંદર સ્ત્રી દેખાઈ. પ્રધાનપુત્રને જોઈ તે સામી આવી અને અજાયબ થઇને બોલી કે, "તમે અહીં કયાંથી આવ્યા ? આ નજીવાનગરી છે. આ નગરીનાં માણસો જીવ વિનાનાં બનાવટી છે. આ નગરી એક રાક્ષસે બનાવી છે. તમે ચાલ્યા જાઓ, નહિંતો રાક્ષસ આવશે તો મારી નાખશે."

આ સાંભળી પ્રધાનપુત્રે કહ્યું કે, "આ બધા દેખાય છે તો માણસ જેવા. તેમને રાક્ષસે શી રીતે બનાવ્યા ? રાક્ષસ તારે શું થાય ? તું કેમ સજીવન છો ? આ બધું જાણવાની મને જિજ્ઞાસા છે, તો બધી હકીકત કહે."

સ્ત્રી કહે, " મને રાક્ષસ બાળપણામાં ઉપાડી લાવ્યો છે. મને પોતાની પુત્રી કરીને રાખી છે. મને એકલા ન ગમે તે માટે પોતાની કારીગરીથી માણસો બનાવીને શહેર વસાવ્યું છે. આ માણસો બનાવવામાં એવી મેળવણી કરી છે કે બધા હરેફરે, વળી જે કામ કરાવવું હોય તે કરે, પણ નિર્જીવ હોવાથી બોલે નહિ." આટલી વાત કરી ત્યાં રાક્ષસને આવવાનો સમય થયો એટલે કન્યાએ કહ્યું કે, " તમે મારા અવાસમાં સંતાઈ જાઓ. હમણાં રાક્ષસ આવશે અને તમને મારીને ખાઇ જાશે." આમ કહીને તેને સંતાડી દીધો.

રાક્ષસ આવ્યો. તેને મનુષ્યની ગંધ આવી તેથી કન્યાને પુછ્યું કે, " કોઈ માણસ ગંધાય છે. આ માણસને મારે ખાવો છે માટે બતાવ કે તે કયાં છે ?" કન્યા કહે, " અહીં માણસ કયાંથી ? હું છું. મને ખાવી હોય તો ખાઓ." આ સાંભળી રાક્ષસ શાંત થયો અને પોતાનાં રહેઠાણે જઇ નિદ્રાધિન થયો.

કન્યા યુવાવસ્થામાં આવી હતી. પ્રધાનપુત્ર યુવાન અને સૌન્દર્યયુક્ત હોવાથી તેને વરવાની ઇચ્છા થઈ એટલે પોતાની ઇચ્છા તેણે પ્રધાનપુત્રને જણાવી. પ્રધાનપુત્ર સંમત થયો એટલે ગાંધર્વલગ્ન કર્યાં. પ્રધાનપુત્ર બુદ્ધિશાળી હતો તેથી તેણે વિચાર કર્યો કે, ' રાક્ષસનું બળ રાત્રે વધારે હોય છે અને તે દિવસે ઓછું હોય છે. દિવસે સુવે છે અને રાત્રે જાગે છે. માટે અત્યારે સુતો હશે ' આમ વિચાર કરી કન્યા ન જાણે તેમ રાક્ષસના મકાનમાં આવ્યો અને ભરનિદ્રામાં સુતેલા રાક્ષસનું મસ્તક ધડથી જુદું કર્યું. પછી કન્યા પાસે આવીને વાત કરી એટલે કન્યા પોતાના પાલક પિતાનો વધ સાંભળી કલ્પાંત કરવા લાગી. પણ પ્રધાનપુત્ર હવે પોતાનો પતિ થયેલો હોવાથી તેને કાંઈ કહી શકી નહિ. પાલક પિતા ગયો તો પતિ મળ્યો આમ વિચારી તે શાંત થઈ.

પોતે શા કામે નિકળ્યો છે તે બધી વાત કરી એટલે કન્યાએ

પોતાના પાસે સાડાત્રણસેં ગાઉ ઉડનારો ઘોડો હતો તે આપ્યો અને જલદી આવવાનું વચન લઇ જવાની રજા આપી. પ્રધાનપુત્ર **શ્રી**પુર આવ્યો.

**માન**સિંહ **શ્રી**પુરમાં અગાઉ આવી પહોંચ્યો હતો અને માળીને ત્યાં ઉતારો કર્યો હતો. પ્રધાનપુત્ર આવવાની રાહ જોતો હતો. ફોફળશાહ કયાં રહે છે, તેના મકાનનો બંદોબસ્ત કેવો છે, વગેરે તપાસ કર્યો. મકાન સાતસાત મજલાના હતા અને પંખી પેસવા ન પામે તેવો જાબદો હતો. શું કરવું, કેવી રીતે નાગપદ્મિણીને ખબર આપવા, વગેરે વિચારમાં કાંઈ સુજ પડી નહિ. આવી રીતે આંટા મારતા ચાર માસ પસાર થઇ ગયા. **માન**સિંહની ચિંતા વધવા લાગી. એક માસ બાકી છે, જો કાંઇ પ્રયાસ નહિ થાય તો નાગ કન્યા પ્રાણ તજશે. આ ચિંતાનો એક દિવસ અંત આવ્યો અને પ્રધાનપુત્રની સહાય મળી આવી. પ્રધાનપુત્રે કાંઈ પણ પ્રયાસ ન કરવા માટે તેને ઠપકો આપ્યો.

માલણને કહીને પ્રધાનપુત્રે વિવિધ જાતનાં ફુલ મંગાવ્યા અને તેના ઘાઘરો કાપડું અને ઓઢણી બનાવરાવ્યા. કાપડાની કસને છેડે ચીઠ્ઠી બાંધી, જેમાં લખ્યું હતું કે પોતે અને **માન**સિંહ આવી પહોંચ્યા છે. ફુલનાં લુગડાં એક ટોપલીમાં ગોઠવી ફોફળશાને ત્યાં જઈ નાગકન્યાને આપવા તેણે માલણને કહ્યું. માલણ આજે વધારે પૈસા આવશે તેમ માની હર્ષવાન થઈ. નાગકન્યાને પુષ્પના લુગડાં આપ્યા એટલે તે કપડાં જોઈ વિચાર થયો કે કાં તો મારો પતિ આવી પહોંચેલ હશે. આમ વિચારી ફુલનાં કપડાં પહેરવા લાગી. નાગપદ્મિણીએ ફુલનો ઘાઘરો પહેર્યો, ઓઢણી ઓઢી અને જેવું કાપડું પહેરવા જાય છે ત્યાં તો કાપડાની કસે બાંધેલી ચીઠ્ઠી ઉપર તેની નજર ગઇ. **ચીઠી ઉખેળીને તે વાંચવા લાગી.**

પુષ્પવસ્ત્રોમાં સજ્જ થયેલી નખ શિખ સૌંદર્યથી ઓપતી **નાગ પદ્મિણીના અદ્દભૂત સૌંદર્ય તરફ માલણ એકી ટશે જોઈ**

રહી. * મનમાંજ તે વિચારવા લાગી, 'અહાહા! **માનસિંહ** કેવો ભાગ્યશાળી કે આવી ઇંદ્રની અપ્સરા જેવી સૌંદર્યમૂર્તિ એને વરી છે !'

ચીઠી વાંચતાંજ નાગપદ્મિણીને અનહદ આનંદ થયો. પોતે કેવી સ્થિતિમાં છે, ક્યાં રહે છે, કેવી રીતે મેળાપ થાય વિગેરે હકિકતની ચીઠ્ઠી લખીને તેણે માલણને આપી.

માલણ હરખાતી હરખાતી પોતાને ઘેર આવી અને પેલી ચીઠી પ્રધાનપુત્રને આપી. સંકેત પ્રમાણે **માનસિંહ** નાગકન્યા પાસે જવા તૈયાર થયો અને આપેલે વખતે ઝરૂખાની દીવાલે પહોંચ્યો. ઝરૂખાની બારીએ એક દોરડું લટકતું હતું તેના ઉપર ચઢીને અંદર ગયો. પોતાના પતિને આવેલો જોઈ નાગકન્યા પ્રસન્ન થઈ અને અહીંથી કેવી રીતે છટકી જવું તેનો વિચાર કરવા લાગી. નાગકન્યાએ છ મહિનાનું વ્રત છે તેવું બાનું બતાવીને ફોફળશાને વિશ્વાસમાં લીધો હતો, છતાં ફોફળશાહ પુરતી દેખરેખ રાખતો હતો. **માનસિંહ** અને નાગકન્યા ઘણે દિવસે મળ્યા હોવાથી હર્ષાવેશમાં આવીને બધું ભુલી ગયા. આનંદથી વાર્તાલાપ કરવા લાગ્યા. આ વાર્તાલાપ આસપાસના માણસો સાંભળી ગયા, અને ફોફળશાહે શહેરના કોટવાળને મળીને નગરરક્ષકો પાસે બંનેને પકડાવ્યા અને દેવીના મંદિરમાં પુરાવ્યા.

**માનસિંહ** અને નાગકન્યાને ચિંતા થવા લાગી. હવે શું કરીશું ? તેમ વિચાર કરવા લાગ્યા. **માનસિંહે** એક માણસ રસ્તે થઇને જતો હતો તેને કહ્યું કે તને એક સોનામ્હોર આપું. તું દાંડી પીટવાવાળાને જઈને કહે કે "એક સાંઢડો ખેતરમાં ચરવા ગયો તે ડબ્બે પુરાયો છે, તેનો કોઈ ધણી હોય તો સંભાળ લે." આવી રીતે માણસ મારફતે દાંડી પીટાવી. પ્રધાનપુત્ર સમજ્યો કે રાજકુમાર સપડાયા છે અને દેવીના મંદિરમાં પુરાયા છે.

પ્રધાનપુત્રે સ્ત્રીનો વેશ લીધો. માલણ અને તેની પાડોસણોને

---

* જુઓ ચિત્ર.

સાથે લઇ તે દેવીના મંદિરે આવ્યો. દેવીની માનતા માની છે—અત્યારે જ અમારે માનતા કરવાની છે તેમ પહેરેગીરોને કહ્યું. તે સાથે પાંચ મ્હોરો આપી. એટલે ચાર સ્ત્રીઓ અંદર જાય અને ચાર નિકળે તેમ કહીને અંદર જવાની રજા આપી. પ્રધાનપુત્ર સ્ત્રીના વેશમાં હતો તે **માન**સિંહ પાસે રહ્યો અને નાગકન્યા બીજી ત્રણ સ્ત્રીઓ સાથે બ્હાર નીકળીને માલણને ઘેર આવી. અહીં **માન**સિંહ અને પ્રધાનપુત્રે કપડાં બાળીને તેની રાખ કરીને આખે શરીરે ચોળી લીધી, તરફાળ-માંથી કોપીન બનાવી પહેરી લીધી, અને એ ઝોળી પ્રધાનપુત્ર લાવ્યો હતો તેમાંથી ચલમો કાઢી ફુંકવા લાગ્યા.

સવારમાં ફોફળશાહે રાજા પાસે ફરિયાદ કરી. રાજાએ કબજે રાખેલ બંને કેદીને બોલાવ્યા તો સ્ત્રીપુરૂષને બદલે બે અબધૂત બાવા દેખાયા. પહેરેગીરો અજાયબ થયા અને તેમને રાજા પાસે લઇ ગયા. રાજા ફોફળશા ઉપર ગુસ્સે થયો અને બાવાના રૂપમાં રહેલા **માન**સિંહ તથા પ્રધાનપુત્રને માન આપીને રજા આપી.

**માન**સિંહ અને પ્રધાનપુત્ર માલણને ત્યાં આવ્યા. નાગકન્યાને લઇને મજલ દર મજલ કરતાં નગ્જીવાનગરીએ આવ્યા. પ્રધાનપુત્ર પરણ્યો છે તે જોઈ **માન**સિંહ રાજી થયો. ત્યાંથી કન્યાને લઇ ઘણે દિવસે તેઓ પોતાના શહેરમાં આવ્યા. રાજકુમાર અને પ્રધાનપુત્ર આવે છે, બંને લગ્ન કરીને આવે છે, આ સમાચારથી રાજા તથા પ્રધાનને હર્ષ થયો અને ગાજતે વાજતે તેમને શહેરમાં આણ્યા. રાજા વૃદ્ધ થએલો હોવાથી **માન**સિંહને ગાદી આપી અને પ્રધાનપુત્રને પ્રધાન નીમ્યો. રાજા અને પ્રધાન બંને વૃદ્ધ થવાથી આત્માનું સાર્થક કરવા વનમાં જઇને તપશ્ચર્યા કરવા લાગ્યા. **માન**સિંહ તથા પ્રધાનપુત્રે સારી પેઠે રાજ ચલાવી પોતાની પ્રજાને પરમ સુખ આપ્યું.



લેભાગુઓથી સાવધાન રહો! અમદાવાદમાં ચસ્માની આ એકજ જુની ૨૮ થી વધુ વર્ષના બાહોશ અનુભવીની દુકાન છે કે જ્યાં આંખો સાયન્ટીફીક રીતે **મફત** તપાસી બીન સ્વાર્થી સલાહ આપવામાં આવે છે. એક વખત પધારવાથી ખાતરી થશે.



આંખના ડાકટરના આપેલા નંબર પ્રમાણે સુંદર ફ્રેઈમ સાથે છેલ્લામાં છેલ્લી ઢબના લેન્સીસ જેવા કે, ક્રુકસ, ટોરીક, ક્રીપ્ટોક, કોમ્પાઉન્ડ સીલીન્ડર, વિગેરે આંખને ઠંડક આપનાર લેન્સીસ સાથે ચસ્મા ઘણીજ સંભાળથી અને કીફાયતે તૈયાર કરી આપવામાં આવે છે.

**ગ્રેનોલ**:—આંખમાં ફુલ પડયું હોય, ખીલ થયા હોય, પરૂ બંધાઇ આંખ ઉઘડતી નહિ હોય એ વિગેરે માટેખાસઅકસીર દવા છે. કિં. રૂ. ૧).



**જુની અને જાણીતી.**

**નૌશાતન એમ દસ્તુરની કું. ચસ્માવાલા.**

**૫૮૨૮ ત્રણ દરવાજા પાસે અમદાવાદ.**

**પર્લ**:—ખજવાલ આવવી, ઘણું વાંચ્યાથી આંખ થાકી જવી, મોતીયા શરૂ થયા હોય વિગેરે માટે ખાસ અકસીર ટીપાં કિં. રૂ. ૦ાા

ખાતરી, ખંત, અને સંભાળ એ અમારી મોજ છે અને આંખ બળતી હોય માથું દુઃખતું હોય તે માટે આંખ તપાસીચસ્મા લાગુ કરી આપવાનો અમારો ખાસ અભ્યાસઅને લાંબાવખતનોઅનુભવછે.

તમારી તાકાતના
મરણ પામેલાં તત્વોને
સજીવન કરો !

# શકિત સંજીવિની વટી

આવી અજાયબ અસર કરશે.

તે અશક્તિ અને આળસથી સુતા રહેનારને બેઠા કરે છે, બેઠા રહેનારને ઉત્સાહથી ઉભા કરી કામમાં જોડે છે, લોહીની ફીકાશને દૂર કરી તેમાં ચળકતો લાલ રંગ ભરે છે.

કિં. ગોળી ૬૦ ની ડબી ૧ ના રૂ. ૧૨
ગોળી ૩૦ ની ડબી ૧ ના રૂ. ૮

આમાં કંઈ પણ કમીશન આપવું પોસાઇ શકે તેમ નથીજ.

મુંબઇ બ્રાંચ, કાલબાદેવી રોડ, } વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.
જામનગર—કાઠિયાવાડ.

# રા. રાયચુરાકૃત લોકપ્રિય પુસ્તકો.

---

| | | |
|---|---|---|
| સ્નેહપૂર્ણા: | ( સચિત્ર નવલકથા ) | રૂા. ૩-૦-૦ |
| રાયચુરાની રસીલી વાર્તાઓ: | ( સચિત્ર આવૃત્તિ બીજી ) | ,, ૧-૮-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ: | ( સચિત્ર આવૃત્તિ બીજી ) | ,, ૧-૮-૦ |
| સોરઠી વીરાંગનાની વાર્તાઓ: | ( સચિત્ર ) | ,, ૨-૦-૦ |
| વ્યાસજીની વાર્તાઓ: | ( સચિત્ર ) | ,, ૧-૮-૦ |
| દાલચીવડાની દસ વાર્તાઓ | ( સચિત્ર ) | ,, ૧-૦-૦ |
| રાસમંદિર: | ( સચિત્ર બીજી આવૃત્તિ ) | ,, ૧-૦-૦ |
| રસિયાના રાસ: | ( સચિત્ર લોકગીતોનો સંગ્રહ ) | ,, ૧-૦-૦ |
| કાઠિયાવાડી દુહા | ( સચિત્ર ) | ,, ૧-૦-૦ |

—તમારે ખરીદવાં જ જોઇએ—

મળવાનાં ઠેકાણાં:—

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી. વડોદરા.**

**આર. આર. શેઠની કું.**

બુકસેલર્સ, પ્રીન્સેસ સ્ટ્રીટ, **મુંબઈ.**

**બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ.**

અત્યંત લોકપ્રિય થઈ પડેલી




# ભાગ—૧, ૨, ૩.

**ત્રણે ભાગની નવી આવૃત્તિ :**

દરેક ભાગમાં વીરરસથી ભરપૂર
સંખ્યાબંધ વાતોઃ

દરેક ભાગમાં ત્રીરંગી તથા રંગબેરંગી સંખ્યાબંધ આકર્ષક ચિત્રો:

દરેક ભાગનું પાકું સોનેરી નામવાળું પુંઠું અને અનુપમ રૂપરંગ:

દરેક ભાગની કિં. રૂ. અઢીઃ પો. જુદુંઃ

**જરૂર વાંચજો !**

લખોઃ—ટી. પી. અડાલજા.
કોઠી પાસે, વડોદરા.